## ઉપહારપત્ર

શ્રી

આ ગ્રંથ હું આપનાં શ્રીમંડિત કરકમલોમાં પ્રેમ તથા માનપૂર્વક ઉપહાર કિંવા ભેટ તરીકે સમર્પું છું તેનો, આશા છે કે, આપ આદર સહિત સ્વીકાર કરશો: કારણ કે, મારી માન્યતા અનુસાર સુપ્રસિદ્ધ તથા પ્રતિષ્ઠિત વિદ્વાન ગ્રંથકારોના ધર્માભિમાન, જાત્યભિમાન તથા આત્માભિમાનવર્ધક ગ્રંથો સમાન અન્ય કોઈ શ્રેષ્ઠતમ ઉપહાર છે જ નહિ.

તારીખ<br>
સ્થાન } હું છું આપ.........................

"श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः" ॥

श्रीमद्भगवद्गीता, अ. ३, श्लो. ३५

"સારી રીતે પળાયેલા પરધર્મ કરતાં સ્વધર્મ–પોતાનો ધર્મ–ઓછા ગુણવાળો હોય, તો પણ તે ઉત્તમ છે; સ્વધર્મમાં મૃત્યુ થઇ જાય, તો તે પણ સારૂં છે અને પરધર્મ (જીવનદાતા હોવા છતાં પણ) ભયાવહ છે."

શ્રીમદ્ભગવદ્ગીતા, અ. ૩, શ્લો. ૩૫.

'Hindus we are and love to remain so!"

A Maratha

"અમો હિન્દુ છીએ અને હિન્દુ જ રહેવા ચાહીએ છીએ!"

એક મરાઠા

# ગ્રંથોત્સર્ગ

જે હિન્દુધર્માવલંબી વીર હિન્દુઓ ધર્મભ્રષ્ટોના શુદ્ધિકરણ તથા હિન્દુ જાતિઓના સંગઠનદ્વારા પરમપ્રાચીન તથા પરમસનાતન હિન્દુત્વ (હિન્દુજાતિ, હિન્દુધર્મ તથા હિન્દુનીતિ) ની સુરક્ષિતતામાટે તનુમનધનથી અવિશ્રાંત તથા પ્રચંડ પરિશ્રમો કરી રહ્યા છે તે સમસ્ત ભારતવર્ષીય વીર હિન્દુ બાંધવોને આ શુદ્ધિકરણ વિષયક ગ્રંથ અત્યંત માન તથા શ્રદ્ધાપૂર્વક આભ્યંતર અનુરાગથી સમર્પવામાં આવે છે.

અહમ્મદાબાદ (અમદાવાદ)
તા. ૭ મી જૂન ૧૯૨૬,
સોમવાર

વિનીત
ઠક્કુર નારાયણ વિસનજી,
ગ્રંથકાર.

" तिनते सुन श्री तेगबहादुर,
धर्म निबाहन बिपे बहादुर;
उत्तर भन्यो धर्म हम हिन्दु,
अति प्रियका किम करे निकन्दु ? "

सूर्यप्रकाश

" सकल जगतमें खालसा पंथ गाजे;
जगे धर्म हिन्दु सकल भंड भाजे. "

श्री गुरु गोविन्दसिंहकृत 'विचित्र नाटक'

## સ્વ. હરજીવન વાલજી ભીમજી, કોન્ટ્રેક્ટર.

(માધાપર–કચ્છ.)



જન્મ: સંવત્ ૧૯૬૨ કાર્તિક વદ અમાવાસ્યા.

અવસાન: સંવત્ ૧૯૮૧ અસાડ વદિ ૧ મંગળવાર

# સ્વ. ભાઇ હરજીવન વાલજીનો પરિચય.



વસન્તતિલકા

"ફેંક્યું ઉછાળિ અમૃતોદધિના પ્રવાહે<br>
કલોલ કંઠચલવાલુ પ્રદેશ માંહે,<br>
લાવણ્ય એક ક્ષણ દાખવતું સુરેખ,<br>
છે માનવી જીવન શંખલું એવું એક.

આણ્યું કિનાર પર જેહ તરંગરાજે,<br>
છે તે મહાન્, ભળિયો નિજ તત્વમાં જે,<br>
બીજો તરંગ ઉપકંઠ પહણે પખાળે,<br>
ને જો વિલુપ્ત! થયું શંખલું તે જ કાળે!"



સ્વ. ભાઇ હરજીવન વાલજી, ગુજરાતમાં બિ. બિ. એન્ડ. સી આઈ રેલ્વેઝના આગેવાન કોન્ટ્રેક્ટર, શ્રી વાલજીભાઈ ભીમજી, કચ્છ માથાપુરવાળાના પુત્ર થાય.

વલસાડને પોતાનું મુખ્ય મથક રાખી, ગુજરાત રેલ્વે લાઇન ઉપર નર્મદા, તાપી, મહી આદિ નદીઓના મહાન્ પુલ એમણે બાંધેલા છે અને હાલ પણ તેઓ તેજ લાઇનમાં આગેવાન કોન્ટ્રેક્ટર તરીકે કામ કરે છે. મિસ્ત્રી કોમ જેવી સાધનસંપન્ન અને બુદ્ધિશાળી કોમમાં કેળવણીનો પ્રચાર ઓછો છે છતાંએ તેમાં શ્રી વાલજીભાઈ જેવાનાં ગણ્યાં ગાંઠ્યાં સુશિક્ષિત કુટુમ્બો પણ છે જેઓ સાહિત્ય અને સાહિત્યસેવકો પ્રત્યે સારો સદ્‌ભાવ રાખે છે. શ્રી વાલજીભાઈના પુત્ર શ્રી વિશ્રામભાઇની કેળવણી, સાહિત્ય અને સાહિત્યકારો પ્રત્યેની અત્યન્ત પ્રીતિ તો સુપ્રસિદ્ધ છે.

સ્વ. ભાઈ હરજીવનનો જન્મ સંવત્ ૧૯૬૨ ના કાર્તિક વદ અમાવાસ્યાએ થયો હતો. તેમણે ગુજરાતી સાત અને અંગ્રેજી પાંચમા ધોરણ સુધી અભ્યાસ કર્યો હતો. અભ્યાસમાં તેમના સાથીઓમાં, તેમની તીવ્ર બુદ્ધિ અને ઉદ્યોગની તેઓ અપ્રતિમ છાપ પાડી શક્યા હતા. દેશના દુર્ભાગ્યે આ આશાજનક યુવકનું, ૧૯ વર્ષ જેટલી અલ્પ વયે સંવત્ ૧૯૮૧ નાં અસાડ વદિ ૧ ને મંગળવારે, અકાલ અને અત્યન્ત ખેદજનક અવસાન થયું. દેશની સંપત્તિ, દેશમો બાહુ, દેશના યુવકો છે. દેશનું ભાવિ, દેશની સ્વતન્ત્રતા, દેશની મુક્તિ, દેશનો ઉદ્ધાર, તેઓના હાથમાં છે. આપણા નવા ગાંધીઓ, નવા ચિત્તરંજનદાસ, નવા શ્રદ્ધાનંદો અને નવા માલવીયાજી એ વર્ગમાંથી ઉભા થવાના છે. યુવકો તરફ આપણે પૂરી સન્માનની, પૂરી પ્રેમની દૃષ્ટિએ જોતાં શીખવું જોઇએ. સ્વ. ભાઈ હરજીવન ભવિષ્યમાં ઉચ્ચ આશા આપે, આપણામાં પ્રેમ અને સન્માનની ભાવના ઉત્પન્ન કરે તેવા એક યુવક રત્ન હતા. આ ભાઇ દીર્ઘાયુષ્ય ભોગવી શક્યા હોત તો તેઓ આગળ જતાં, એમના કુટુમ્બને, કોમને તેમ દેશને પોતાની બુદ્ધિમત્તા, સત્કાર્યો અને સેવાઓથી વિશેષ અવસ્ય દીપાવી શકત. પરન્તુ कालस्य गहना गतिः ।

તા. ૧૦-૮-૨૬
અમદાવાદ.

છગનલાલ ભવાનીશંકર મહેતા.



# ભૂમિકા

લેખક:
પ્રોફેસર જેઠાલાલ સ્વામીનારાયણ, એમ. એ. એમ. એસ. સી.

ઇશ્વરદત્ત વૈદિક જ્ઞાનનો વારસો ભારતવર્ષમાં વસતા ઋષિમુનિઓએ આપ્યો છે અને તે વારસો અસંખ્ય આઘાતો અને આક્રમણો સામે અત્યાર સુધી ટકી રહ્યો છે. ઘણીએ સંસ્કૃતિઓ નષ્ટ થઈ છે. મિસર, ગ્રીસ, વિગેરે દેશોની પ્રાચીન સંસ્કૃતિનું નામ નિશાન રહ્યું નથી. પરંતુ ભારતવર્ષની વૈદિક સંસ્કૃતિ અત્યાર સુધી જીવતી જાગતી જ્વલંત જ્યોતિ જેવી ઝળહળી રહી છે. વૈદિકધર્મનો વાવટો આર્યભૂમિમાં અદ્યાપિ ફરકી રહ્યો છે.

હિન્દુઓની સ્વધર્મનિષ્ઠાએ ભયંકર અત્યાચારોની સામે પણ પોતાનું હિન્દુત્વ ટકાવી રાખ્યું છે. શ્રીમદ્ભગવદ્-ગીતામાં કહ્યું છે કે:—

" श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात् स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ ३५ ॥

अध्याय ३.

પોતાના ધર્મ માટે મરવું શ્રેયસ્કર છે પણ પર-ધર્મમાં ફસાવું ભયંકર છે.

" सपदि विलयमेतु राज्यलक्ष्मी
उपरि पतन्त्वथवा कृपाणधाराः ।
अपहरतु तथा शिरः कृतान्तो
मम तु मतिर्न मनागपैतु धर्मात् "॥

"રાજ્યલક્ષ્મીનો નાશ થાઓ અથવા પોતાના ઉપર તલવારની ધારાઓ પડો, યમરાજ માથું હરી લ્યો તો પણ

મારી મતિ ધર્મમાંથી લગારે ચલાયમાન ન થાઓ." આર્ય-જનોની ઉત્તમ ભાવનાઓ ઉપરનાં અવતરણોમાં બતાવવામાં આવી છે. તેજ ભાવનાએ આર્યધર્મને જીવતો રાખ્યો છે. તેજ સ્વધર્મનિષ્ઠા વડે પ્રેરાઇ હજારો હિન્દુઓએ ધર્મ-ભ્રષ્ટ થઇ જીવવા કરતાં મરવું વધારે પસંદ કર્યું છે. 'ધર્મભ્રષ્ટોનું શુદ્ધિકરણ' એ ગ્રન્થમાં હિન્દુઓની સ્વધર્મપ્રીતિનાં જે અનેક ઉદાહરણો આપવામાં આવ્યાં છે તેમાં પુલય્યા નામની અત્યન્ત જ અને અસ્પૃશ્ય ગણાતી જ્ઞાતિના બે સુવાનોએ મોપલાના અત્યાચાર સામે પોતાના પ્રાણ આપ્યા પણ પોતાના પ્યારા ધર્મને છોડયો નહિ, તે ગ્રન્થના ૧૦૭મા પાને તે પુલય્યાઓના સ્વાત્માર્પણનું વર્ણન, ગ્રન્થકારનાં શબ્દોમાંજ આપવાની અનુજ્ઞા લઉં છું.

"મોપલાઓએ બે પુલય્યાઓને પકડીને એમ જણાવ્યું કે: 'તમારા માટે હવે એજ માર્ગ અવશિષ્ટ છે અને તે એ કે કાં તો ઇસ્લામને સ્વીકારીને મુસલમાન થઇ જાઓ અને કાં તો મૃત્યુને સ્વીકારીને આ સંસારમાંથી સદાને માટે ચાલ્યા જાઓ' તે બન્ને પુલય્યાઓએ ઇસ્લામને સ્વીકારીને ધર્મ-ભ્રષ્ટ ન થતાં મૃત્યુનો જ આનંદથી સ્વીકાર કરી લીધો."

આ બનાવ શું બતાવે છે તે તરફ હિન્દુઓએ ખાસ લક્ષ્ય આપવાની જરૂર છે. આપણા અસ્પૃશ્ય અન્ત્ય જ ભાઇઓને પણ આપણા ધર્મ માટે કેટલી તીવ્ર લાગણી છે, તેનો આપણે વિચાર કરવો જોઇએ. પ્રાણાન્તે પણ સ્વધર્મની રક્ષા કરનારા ભાઇઓ અન્ત્યજોમાં પણ વિદ્યમાન છે તો ઇતર વધુ સંસ્કારી હિન્દુઓની સ્વધર્મનિષ્ઠા કેટલી વધુ પ્રબળ છે તેનો ખ્યાલ સહજ આવશે.

છેલ્લા એક હજાર વર્ષથી ભારતવર્ષ ઉપર વિધર્મી-ઓના અસંખ્ય હુમલા થયા છે. તે બધાં આક્રમણો સામે

હિન્દુઓ ટકી રહ્યાં છે. હિન્દુઓને ધર્મભ્રષ્ટ કરવા માટે અપાર અત્યાચારો કરવામાં આવ્યા છે; તો પણ હિન્દુ જાતિ જીવતી રહી છે તેનું મુખ્ય કારણ તેની સ્વધર્મનિષ્ઠા છે. તથાપિ બાદશાહી સલ્તનતના જમાનામાં બળજબરીથી કેટલાએ હિન્દુઓને ધર્મભ્રષ્ટ કરવામાં આવેલા હોવાથી અત્યારે તેમની સંખ્યા વધીને સાત કરોડ સુધી થઇ છે. હિન્દમાં વસતા મુસલ્માનો મોટે ભાગે અત્રેની હિન્દુ જાતિઓમાંથી વટલાવીને બનાવેલા છે. માન્યતા એવી હતી કે હિન્દુનો મુસલ્માન થાય પણ મુસલ્માનનો હિન્દુ થઇ શકે નહિ. પણ આર્યભૂમિ ઉપર ગુજરેલા સિતમોને અનુસરી દેવલ જેવા સ્મૃતિકારોએ ધર્મભ્રષ્ટોના શુદ્ધિકરણની પ્રથા શરૂ કરી હતી અને હમણાંના સમયમાં જે વખતે હિન્દુઓ સામે તલવારના હુમલા કરતાં છળકપટ, દગો, પ્રપંચ, અત્યાચાર ઇત્યાદિ સાધનો વડે ચલાવવામાં આવતો હુમલો વધારે ભયંકર છે, તેવા સમયમાં હિન્દુઓને સચેત કરવા માટે 'ધર્મભ્રષ્ટોનું શુદ્ધિકરણ' જેવા ગ્રન્થની ખાસ જરૂર છે. તે ગ્રન્થમાં પ્રાચીન સમયથી શરૂ કરી અર્વાચીન સમય સુધીના સમસ્ત અત્યાચારોનો ઇતિહાસ આપવામાં આવ્યો છે. તે બધાનું સમાલોચન કરતાં સિદ્ધ થાય છે કે પહેલાના સમયમાં જે આઘાતો થતા તેના કરતાં આધુનિક સમયના આઘાતો ઘણા તીવ્ર અને પ્રખર છે. અશાન્તિના વાતાવરણમાં જેટલા હિન્દુઓ ધર્મભ્રષ્ટ થતા તેના કરતાં હમણાંની ઉપલક શાન્તિના આભાસમાં ઘણી વધારે સંખ્યામાં હિન્દુઓને ધર્મભ્રષ્ટ થતા આપણે નજર સમક્ષ નિહાળીએ છીએ. અત્યારે નિરાધાર અબલાઓ અને બાલકો સલામત નથી. અમે તે વખતે શું થશે તેની આગાહી કરવી આ જમાનામાં મુશ્કેલ છે. આવા સમયમાં છળ, કપટ, પ્રપંચ, દગા, બળ-

જળરી ઇત્યાદિનાં બલિ થઈ પડેલાઓને શુદ્ધ કરવાની પ્રથા ચાલુ થવી જોઇએ. પ્રાયશ્ચિત્ત આપી ગમે તેવા પતિતની શુદ્ધિ થઇ શકે છે અને તેનો તેની જ્ઞાતિ સાથે વ્યવહાર ચાલુ થઈ શકે છે એવું મનુસ્મૃતિમાં પણ સ્પષ્ટ વિધાન છે.

प्रायश्चित्ते तु चरिते पूर्णं कुम्भमपां नवम्।
तेनैव सार्धं प्रास्येयुः स्नात्वा पुण्ये जलाशये ॥१८६॥
स त्वप्सु तं घटं प्रास्य प्रविश्य भवनं स्वकम्।
सर्वाणि ज्ञातिकार्याणि यथा पूर्वं समाचरेत ॥१८७॥
अध्याय ११॥

"પતિત પ્રાયશ્ચિત્ત કરે તો તેના સંબંધી સહોદરો તેની સાથે જલાશયમાં સ્નાન કરી પાણિનો ભરેલો નવો ઘડો તે જલાશયમાં નાખે" શ્લોક ૧૮૬ "તે માણસ તેવી રીતે ઘડો નાખ્યા બાદ પોતાના ઘરમાં પ્રવેશ કરે અને પહેલાંની માફક સઘળાં જ્ઞાતિનાં કાર્યો કરે." શ્લોક ૧૮૭

પતિતને પ્રાયશ્ચિત્ત આપી શુદ્ધ કરવાનો વિધિ કેવલ પુરુષો માટે નથી, પરન્તુ સ્ત્રીઓ માટેનો વિધિ પણ મનુસ્મૃતિમાં સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવ્યો છે.

"एतदेव विधिं कुर्याद् योषित्सु पतितास्वपि।
वस्त्रान्नपानं देयं तु वसेयुश्च गृहान्तिके ॥ १८८ ॥
अध्याय ११॥

"સ્ત્રીઓ પતિત થઈ હોય તો તેમને પણ ઉપર મુજબ વિધિ કરી શુદ્ધ કરવી; તેમને વસ્ત્ર, અન્ન, જલ ઇત્યાદિ આપવાં અને તેઓ ઘરના સમીપમાં વસે એવો બંદોબસ્ત કરવો." શ્લોક ૧૮૮

આ પ્રમાણે પુરુષો અને પ્રમદાઓ બન્નેને પતિત દશામાંથી પ્રાયશ્ચિત્ત આપી શુદ્ધ કરવાનો વિધિ બતાવ્યા

બાદ મનુમહારાજ કહે છે કે પતિત જનો જેમણે પ્રાયશ્ચિત્ત કર્યું છે તેમનો કોઈએ તિરસ્કાર કે નિન્દા કરવી નહિ. પ્રાયશ્ચિત્ત કર્યા બાદ તેમના પૂર્વ દોષોનું સ્મરણ કરાવતું [illegible]. પજવવાની મનુમહારાજે સ્પષ્ટ શબ્દોમાં મના કરેલી [illegible]

" एन स्विभिरनिर्णिक्तै नार्थं किंचित् सहाचरेत् ।
कृतनिर्णेजनांश्चैव न जुगुप्सेत कर्हिचित्" ॥१८९॥
अध्याय ११ ॥

"જે પાપી માણસોએ પ્રાયશ્ચિત્ત કર્યું નથી તેની સાથે વ્યવહાર ન કરવો પણ જેમણે પ્રાયશ્ચિત્ત કર્યું છે તેની કોઈ પ્રકારની જુગુપ્સા કરવી નહિ" ૧૮૯

હિન્દુઓના પ્રમાણભૂત ધર્મશાસ્ત્રમાં કરેલા ઉપરના ઉલ્લેખમાં જે મહાન્ સત્ય સમાયલું છે તે તરફ હિન્દુઓ લક્ષ્ય આપશે ?

પતિતને બચાવી લેવાના માર્ગો ધર્મશાસ્ત્રોમાં બતાવ્યા છે આપણા પૂર્વજોએ હજારો પતિતોને બચાવી લીધા છે. અત્યારના જમાનામાં પણ તેમની જ રીતિને અનુસરી આપણે ધર્મભ્રષ્ટ પતિતોને બચાવી લેવાની ખાસ જરૂર છે.

આ જમાનામાં હિન્દુઓ પોતાની વિચારશીલતા નહિ દર્શાવે તો હિન્દુઓનો ક્ષય થશે. જે કોઠીમાંથી દાણા બહાર જાય પણ પાછા અંદર આવી શકે નહિ તે અવશ્ય ખાલી થવાની. હિન્દુઓમાંથી ખ્રીસ્તીઓ, મુસલમાનો વિગેરે ઇતર ધર્મીઓ ગાબડાં પાડયા કરે અને હિન્દુઓની આંખ ઉઘડે નહિ, તો પરિણામે હિન્દુધર્મનો વિધ્વંસ અને વિનાશ જ જણી રહ્યો છે. તેથી હિન્દુઓએ જાગૃત થવાની જરૂર છે. તેમને જગાડવા માટે "ધર્મભ્રષ્ટોનું શુદ્ધિકરણ" જેવા ગ્રન્થની આવશ્યકતા હતી અને શ્રીયુત નારાયણ વિસનજી ઠક્કુરે

તે ગ્રન્થ લખી હિન્દુઓની ખાસ સેવા કરી છે. ગ્રન્થકર્તાના ફારસી ઉર્દુ ભાષાના પ્રચંડ જ્ઞાનને લીધે તેમણે ઘણા પુરાવા રજુ કર્યા છે અને પોતાની દલીલો જ્વલંત ભાષામાં આગળ ધરી છે. અત્યારના સમયમાં આવા ગ્રન્થની ખાસ જરૂર હતી અને શ્રીયુત નારાયણ ઠક્કુરે તે જરૂર પુરી પાડી હિન્દુ સમાજ ઉપર મહાન્ ઉપકાર કર્યો છે અને તે પુસ્તકને પ્રસિદ્ધ કરી શ્રી. છગનલાલ ભવાનીશંકર મેહતાએ હિન્દુ ધર્મની ખાસ સેવા કરી છે. તેઓના પરિશ્રમને હિન્દુસમાજ સારામાં સારો આવકાર આપશે એવી આશા રાખવામાં આવે છે.

કુંભકર્ણની નિદ્રામાં ઉંઘતા હિન્દુઓને ધર્મભ્રષ્ટોનું શુદ્ધિકરણ સચેત કરે એવી આશા છે. આ પુસ્તક દરેક હિન્દુ મનન પૂર્વક વાંચશે અને પોતાના શિરે શી જવાબદારીઓ છે તેનો ખ્યાલ કરશે અને હિન્દુ ધર્મની રક્ષા માટે કટિબદ્ધ થશે. છુટા, છવાયા છિન્ન ભિન્ન હિન્દુઓ વિનાશના માર્ગે પ્રયાણ કરી રહ્યા છે તેમને બધાને સુસંગઠિત કરી, તેમનામાંથી બળાત્કારે ભ્રષ્ટ થએલાઓને પાછા દાખલ કરી, તેમના સાથે મનુમહારાજની આજ્ઞાનુસાર ઉદાર વર્તન રાખી આપણે હિન્દુ ધર્મ અને સમાજને છવાડવો જોઇએ. આપણો ઉપર્યુક્ત કર્તવ્ય ધર્મ બજાવવામાં આ પુસ્તક આપણને વધુ બળ આપો એવી ઇચ્છા સાથે આ લઘુ ભૂમિકા હું પૂર્ણ કરૂં છું.

અમદાવાદ તા. ૧૦-૬-૨૬ શુક્રવાર

# ઉપોદ્ઘાત

'ગુજરાતી વર્તમાન'ના તા. ૧૦–૮–૨૫, સોમવારના અંકમાં, એટલે કે, આજથી લગભગ દશ માસ પૂર્વે 'આ ધર્મભ્રષ્ટોનું શુદ્ધિકરણ અને ધાર્મિક, સામાજિક તથા ઐતિહાસિક દૃષ્ટિથી તેની આવશ્યક્તાનો વિચાર' શીર્ષક દીર્ઘ લેખની સમાપ્તિ કર્યા પછીના દશ માસના કાલાવધિમાં હિન્દુસ્તાનના મુસલ્માનોના હિન્દુઓ ઉપરના અત્યાચારોની માત્રા દુર્ભાગ્યવશાત્ વધતી જ રહી છે; હિન્દુઓ મુસલ્માનોના પૈશાચિક અત્યાચારોના ભોગ થતા જ રહ્યા છે અને હિન્દુજાતિ તથા હિન્દુધર્મની સુરક્ષિતતા દિવસાનુદિવસ અધિકાધિક શંકાસ્પદ થઇ રહી છે એમ કલકત્તામાં તેમ જ બંગાળાનાં અન્યાન્ય ગામો તથા નગરોમાં મુસલ્માનોએ હમણાં જ નવેસરથી કરેલા ભયાનક ધાર્મિક અત્યાચારોથી આપણને સ્પષ્ટ દેખાઇ આવે છે; માત્ર એટલું જ નહિ, પણ દિલ્લીમાં તા. ૮–૫–૨૬ શનિવાર તથા તા ૯–૫–૨૬ રવિવારે મળેલી ખલાફત પરિષદમાં પણ મુસ્લિમ નેતાઓના મુખમાંથી 'હૈયે હોય તેવું હોઠે આવે' એ ન્યાય અનુસાર સ્વાભાવિક જ જે ભયાનક ઉદ્ગારો,બહાર નીકળી પડ્યા છે અને મુસ્લિમ વર્તમાનપત્રોમાં હિન્દુધર્મ તથા હિન્દુજાતિપ્રતિ નિરંતર જે અસીમ તિરસ્કાર દર્શાવવામાં આવ્યા કરે છે એથી એ વાર્તા તો હવે નિર્વિવાદ નિશ્ચિત થતી જાય છે કે હિન્દુસ્તાનમાં ભૂતકાળમાં હિન્દુ મુસ્લિમ ઐક્ય કદાપિ થયું ન હોતું, વર્તમાનકાલમાં હિન્દુ મુસ્લિમ ઐક્ય અસ્તિત્વ ધરાવતું નથી અને ભૂત તથા વર્તમાન કાલનો ઇતિહાસ ભવિષ્યકાલના ઇતિહાસનો દર્શક હોવાથી ભવિષ્યકાલમાં પણ જેને વાસ્તવિક કિંવા સત્ય

તથા નિષ્કપટ ઐક્ય કદી, શક્ય; તેવા હિન્દુ મુસ્લિમ ઐક્યની સંભાવના જો આપણને સર્વથા શંકાસ્પદ જણાય તો તે નૈસર્ગિક છે. મુંબઈના 'ઇન્સાફ' નામક મુસ્લિમ પત્રે એકવાર સ્પષ્ટ શબ્દોમાં દર્શાવ્યું હતું કે "પ્રત્યેક મુસ્લિમે દર વર્ષની આખરે એ જોવું જોઈએ કે સાલભરમાં તેણે કેટલાને મુસ્લિમોના લીસ્ટમાં આણ્યા." એ જ 'ઇન્સાફ' પત્ર પોતાના તા. ૧૪-૫-૨૬ ના અંકમાં ભયંકર ઘોષણા કરે છે કે: "...........................અમારે આ તર્ફે હિન્દુ બિરાદરોના પેલા માનવંતા આગેવાનોને સાફ સાફ જણાવી દેવું પડે છે કે મો. મહમદઅલીએ પોતાના ભાષણમાં જણાવ્યું છે તેમ મુસલમાનોનો હાથ તમારા તરફ લંબાએલો છે તેને તમારે દોસ્તી તરીકે અથવા તો અખાડામાં ઉતારેલા પહેલવાનો મુવારીક-કુસ્તી તરીકે-ઝાલવો એ તમારી ખુશી ઉપર આધાર રાખે છે. મુસલ્માનો દુન્યામાં દરેક બાતનું અપમાન સહન કરવાને તૈયાર રહેશે; પણ પોતાના ધર્મનું અપમાન કોઇ દિવસ પણ સહન કરી શકશે નહિ તે તેઓએ ખાત્રી રાખવી જોઈએ. ખુદાની વહદાનીયત ફેલાવવા અને બુતપરસ્તીને નાબુદ કરવા જ ખુદાએ ઇસ્લામી ધર્મ સ્થાપ્યો છે અને તે ધર્મના અનુયાયીઓની સૌથી પહેલી ફર્જ છે કે ખુદાના હુકમને બજાવી લાવવો જોઈએ. હિન્દુ ભાઇઓએ યાદ રાખવું જોઇએ કે સલાહ અને સંપમાં જે ફાયદો છે તે ઝગડાઓમાં નથી." અમદાવાદના 'દીન' નામક મુસ્લિમ પત્રમાં પણ કેટલાક સમય પૂર્વે એ જ આશય વ્યક્ત કરાયો હતો કે: "અમો મુસલ્માનો બુતશિકન-મૂર્તિભંજક-છીએ એ કોઇએ ભૂલી જવાનું નથી." એક તરફથી મૂર્તિને તોડીને મૂર્તિપૂજાને નાબૂદ કરવાને પોતાનો ધર્મ માનવો અને બીજી તરફ હિન્દુઓ-મૂર્તિ-

પૂજક અથવા બુતપરસ્ત હિન્દુઓની સાથે સલાહ સંપના કાર્ય-દાનો દંભ ભરેલો ઉપદેશ આપવો એ કપટકળા તો મુસ્લિમ પત્રકારોને જ આવડી શકે ! આપણા મુસલમાન ભાઇઓની આ ચાલાકીથી સ્પષ્ટ જણાઇ આવે છે કે જેઓ ઇસ્લામ ધર્મને મૂર્તિપૂજાના નાશમાટે જ ઉત્પન્ન થયેલો માને છે અને મૂર્તિને તોડવાના કાર્યને પોતાના આદ્ય કર્તવ્ય તરીકે સ્વીકારે છે તે મુસલમાન ભાઇઓ મૂર્તિપૂજાને જ પોતાના ધર્મનો એક અત્યંત આવશ્યક ભાગ તથા પોતાનો પ્રાણ માનનારા હિન્દુઓ સાથે કદાપિ ખરી મિત્રતા તથા બંધુતા રાખી શકે તેમ નથી; કારણ કે, જ્યાં પ્રત્યેક મુસલમાનના શિરપર વર્ષના અંતે એ જ જોઇ લેવાનો ભાર રહેલો હોય કે એ વર્ષમાં તેણે કેટલા ગયરમુસ્લિમોને મુસલ્મોનોના લિસ્ટમાં આણ્યા, ત્યાં હિન્દુઓ સાથે મુસલ્માનોની મિત્રતા કિંવા એકતા સંભવે જ ક્યાંથી વારુ ? મીયાંને મહાદેવનો મેળ થયો નથી, છે નહિ અને ભવિષ્યમાં થવાનો પણ નથી. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવાથી છેલ્લી ખિલાફત પરિષદમાં પ્રમુખ મૌ. સુલયમાન નદવીએ પોતાના મુસ-લ્માન ભાઇઓને જે ઉપદેશ આપ્યો હતો કે: "જો તમારે હિન્દમાં જીવતા રહેવું હોય, તો કાંડાં બાવડાં સાબુત રાખીને જ. તમારે યુરોપીયનો કે હિન્દુઓ પાસેથી ટેકાની આશા ન રાખવી. તમારે ખિલાફત કૉન્ફ-રન્સને અનુસરવું જોઇએ." તે જ ઉપદેશ અમો હિન્દુઓને આપીએ છીએ કે: "હે ભરતભૂમિનાં પ્રાચીન હિન્દુ સંતાનો ! જો તમારે તમારી આ સ્વર્ગાદપિ ગરીયસી જન્મભૂમિ હિન્દુસ્તાનમાં જીવતાં રહેવું હોય, તો કાંડાં બાવડાં સાબિત રાખીને જ જીવતાં

રહેવાનું છે. તમારે તમોને મુસલમાન બનાવવામાં જ સવાબ-પુણ્ય-માનનારા, તમોને 'ભાઈ' ને બદલે 'કાફર' કહેનારા અને તમારી પવિત્ર દેવમૂર્તિઓને તોડીને પોતાના પગતળે ચગદી નાખવાને પોતાનો ફર્જ સમજનારા મુસલમાનોના ટેકાની લેશમાત્ર પણ આશા રાખવાની નથી; કિંતુ તમારે તો પોતાના હિન્દુત્વના રક્ષણમાટે હવે હિન્દુમહાસભાના શુદ્ધિ તથા સંગઠન એ બે આત્મરક્ષક મહદ્ ધ્યેયોને જ વ્યવહારમાં યોજવાનાં છે; કારણ કે, ડૉ. મુંજે કહે છે તેમ "જ્યારથી હિન્દી રાષ્ટ્રીય મહાસભા અસ્તિત્વમાં આવી ત્યારથી-છેલ્લાં ૪૦ વર્ષથી-મરહૂમ સર સૈયદ અહમદે પોતાના સહધર્મીઓને મહાસભાથી ભિન્ન રહેવાની સૂચના આપેલી હોવા છતાં પણ હિન્દુઓએ સ્વજાતિ-હિતનો વિચાર ન કરતાં જે એવી આશા રાખી હતી કે જેમ જેમ વખત વીતતો જશે તેમ તેમ સર સૈયદ અહમદની કેળવણી વિષયક હીલચાલનાં શુભ પરિણામો નિષ્પન્ન થતાં રાષ્ટ્રીય જીવનમાં મુસલમાનોના દૃષ્ટિબિન્દુ અધિકાધિક વિશાળ તથા ધાર્મિક વિચારો અધિકાધિક ઉદાર થતા જશે અને ભારતવર્ષના સામાન્ય હિતના કાર્યમાં મુસલ્માનો હિન્દુઓ સાથે જોડાઇ જશે; તે હિન્દુઓની આશા સર્વથા નિષ્ફળ સિદ્ધ થઇ છે અને હાલમાં હિન્દુ-મુસ્લિમ સંબંધો વધારે અને વધારે ભયંકર થતા જાય છે. આ પરિસ્થિતિને જોતાં નિકટના ભવિષ્યમાં આપણા મુસ્લિમ ભાઈઓના દૃષ્ટિબિન્દુમાં જો કાંઇ પણ પરિવર્તન થાય તો તે એક મહદાશ્ચર્ય જ કહેવાય! મારી પરમાત્માનાં ચરણોમાં અંતઃકરણપૂર્વક એ જ પ્રાર્થના છે કે આ સર્વ [illegible] પ્રવૃત્તિઓને મારી હટાવીને પરમાત્મા આ બન્ને

જાતિઓ વચ્ચે પુનઃ સારા સંબંધને સ્થાપી દે।" અમો પણ પરમાત્મા પાસેથી હિન્દુ મુસ્લિમ ઐક્યની યાચના કરીએ છીએ; પરંતુ નિકટના ભવિષ્યમાં એ વસ્તુ મળે એવી આશા નથી એમ અમારે મહાદુઃખપૂર્વક વ્યક્ત કરવું પડે છે અને અમારી એ નિરાશા અકારણ નહિ, પણ સર્વ પ્રકારે સકારણ છે; કારણ કે, હિન્દુઓનો સ્વભાવ ઉદાર તથા સહિષ્ણુ હોવા છતાં હિન્દુઓ પણ મનુષ્ય હોવાથી તેમની ઉદારતા તથા સહિષ્ણુતાની પણ અમુક સીમા હોય એ સ્વાભાવિક છે અને તેથી હવે નમસ્કારનું ઉત્તર નમસ્કારથી તથા આઘાતનું ઉત્તર પ્રત્યાઘાતથી આપવું એ નીતિને સ્વીકાર્યા વિના હિન્દુઓનો જેમ છૂટકો નથી તેમ ઉદ્ધાર પણ નથી એ તો કોઇ પણ વિચારશીલ મનુષ્ય કહી શકે તેમ છે.

આવી રીતે હિન્દુમુસ્લિમ–ઐક્ય સર્વથા અસંભવનીય હોવા છતાં પણ પવિત્ર તથા ત્યાગવૃત્તિશીલ મહાત્મા ગાંધીજીના પ્રયાસથી ભારતવર્ષના રાજકારણમાં હિન્દુમુસ્લિમ–ઐક્યનું આશ્ચર્યકારક દૃશ્ય પાંચેક વર્ષ પૂર્વે આપણા જોવામાં આવ્યું હતું અને તેથી વિચારશીલ હિન્દુઓ તેમ જ અંગ્રેજ અધિકારીઓ અત્યંત આશ્ચર્યમુગ્ધ થઇ ગયા હતા. આવી રીતે હિન્દુ મુસ્લિમ–ઐક્યને સાધવાના ઉન્માદમાં મહાત્મા ગાંધીજી હિન્દુસ્તાનમાં મુસલ્માનોએ હિન્દુઓ પર કરેલા પૈશાચિક અત્યાચાર, ધાર્મિક બલાત્કાર તથા હિન્દુ નારીઓના કરેલા ભયાનક અપહાર આદિના હૃદયભેદક તથા રોમાંચકર ઇતિહાસને સર્વથા ભૂલી ગયા હતા અને મમતાથી ઇસ્લામના નૈસર્ગિક આક્રમણકારક કોમીવાદના અનિષ્ટને નષ્ટ કરવાની આશાના પ્રવાહમાં તણાઇને તેમ જ મુસલ્માનોનાં અંતઃકરણોને પલટાવી નાખવાની આશાના

પાશમાં લપટાઇને ખિલાફતની ચળવળને ટેકો આપવા-માટે કમર કસીને તૈયાર થઈ ગયા હતા. પરંતુ એ સમસ્ત ક્ષણિક સ્વપ્નરાજ્ય અચાનક અદશ્ય થઇ ગયું; અલ્પ સમયમાં જ ઇસ્લામનો મૂળ સ્વભાવ સ્વયં વ્યક્ત થવા લાગ્યો અને સ્વરાજ્યને ખિલાફત રાજ્ય માની લઇને તે ખિલાફત રાજ્યને કેવળ ૭ માસ જેટલા કાલાવધિમાં જ સ્થાપવાની મહાત્મા ગાંધીજી પાસેથી પ્રેરણા લઇ મલબારના મોપલાઓએ આઇસોરના હૈદરઅલી તથા ટીપૂ સુલ્તાન આદિ મુસલમાન રાજ્યકર્તાઓના આરંભેલા ધાર્મિક અત્યાચારોની પૂર્ણાહુતિ કરવાનું બીડું ઝડપ્યું અને હિન્દુઓપર અમાનુષ અત્યાચારો ઇ. સ. ૧૯૨૧ માં કરી બતાવ્યા. મોપલાઓના ધાર્મિક ઉન્માદનું અનુકરણ કરીને મુલ્તાન તથા સાહરનપુરના મુસલમાનો પણ હિન્દુઓ ઉપર તૂટી પડયા. કોહાટની પરિસ્થિતિ તો સર્વથા ભિન્ન પ્રકારની જ હતી; કારણ કે, ત્યાં તો મુસલમાનોએ હિન્દુઓ ઉપર અત્યાચાર કરવાનું કાર્ય પદ્ધતિપુરઃસર તથા સાંગોપાંગ પાર પાડી બતાવ્યું હતું. કોહાટના મુસલમાનોના એ પૈશાચિક અત્યાચારોનો ઉલ્લેખ આ ગ્રંથમાં યથાસ્થાન કરાયલો હોવાથી એના અધિક વિવેચનની અહીં આવશ્યકતા નથી. વળી કલકત્તામાં મુસલમાનોએ હિન્દુઓ વિરુદ્ધ જગાડેલા છેલ્લા બળવાએ તો નિર્વિવાદ સિદ્ધ કરી બતાવ્યું છે કે મુસલમાનોથી હિન્દુસ્તાનમાંના હિન્દુઓ તથા હિન્દુધર્મના અસ્તિત્વને સહન કરી શકાતું નથી. અર્થાત્ જો અત્યારે મુસલમાનોના હસ્તમાં રાજસત્તા હોય, તો તેઓ હિન્દુસ્તાનમાંથી હિન્દુત્વનો એટલી સીમાપર્યન્ત ઉચ્છેદ કરી નાખે કે હિન્દુસ્તાનના 'હિન્દુસ્તાન' નામનો જ લોપ થઇ જાય અને 'હિન્દુસ્તાન' 'મુસ્લિમિસ્તાન'

નામથી ઓળખાવાને લાયક થઇ જાય!' કારણ કે, અત્યારે હિન્દુસ્તાનમાં જ્યાં પણ અલ્પ સ્વલ્પ મુસ્લિમ રાજસત્તા અસ્તિત્વ ધરાવે છે ત્યાં હિન્દુત્વને નિર્મૂલ કરવાના એવા ઉપાયોને મુસ્લિમ રાજસત્તા કોઇ પણ પ્રકારના સંકોચ તથા ભય વિના યોજી રહી છે અને ભોપાલની મુસ્લિમ રાજસત્તાએ હિન્દુત્વના વિનાશમાટે કરેલો એક વિલક્ષણ કાયદો મુસલ્માનોની ધર્માન્ધતા તથા હિન્દુધર્મ વિષયક તિરસ્કારનું તેમ જ અમારા કથનની વાસ્તવિકતાનું એક જ્વલંત પ્રમાણ છે.

ભોપાલના મુસ્લિમ રાજ્યમાં હિન્દુઓ ઉપર કેવા અમાનુષ અત્યાચારો ગુજારવામાં આવે છે એ વિષયને ચર્ચતાં 'મરાઠા' નામક પૂનામાં પ્રકટ થતા અંગ્રેજી વર્તમાનપત્રમાં તેનો એક ખબરપત્રી લખે છે કે "ભોપાલ રાજ્ય ભારતવર્ષના મધ્યભાગમાં આવેલું છે, તે રાજ્યની પ્રજાનો ૮૫ ટકા જેટલો ભાગ હિન્દુઓનો છે અને ત્યાંની હુકૂમત મુસલ્માન બેગમની છે.* રાજ્યની નોકરીમાં પાંચ ટકા જેટલા હિન્દુઓને પણ રાખવામાં નથી આવતા અને જે હિન્દુઓને રાખવામાં આવે છે તે પણ પરદેશી જ હોય છે. ભોપાલ રાજ્યના અત્યારના રીતરિવાજોએ હિન્દુઓના હાથપગોને જકડી લીધા છે. અર્થાત્ જો કોઇ પણ હિન્દુ અજ્ઞાનવશાત, છળ, કપટ, ધમકી અથવા લોભથી વટલીને મુસલ્માન થાય એટલે પછી તેની હિન્દુ થવાની ગમે તેવી તથા ગમે તેટલી તીવ્ર ઇચ્છા હોવા છતાં પણ તેનાથી પુનઃ હિન્દુધર્મનો સ્વીકાર કરી શકાતો નથી; કારણ કે, મુસલ્માન થવા પછી પુનઃ હિન્દુ થવું એ ત્યાં અપરાધ મનાય છે અને એ અપરાધ કરનારા માટે ત્રણ વર્ષના સપરિશ્રમ કારાગૃહવાસની શિક્ષા ઠરાવવામાં આવી

છે; માત્ર એટલું જ નહિ, પણ ત્યાં હિન્દુ નરનારીઓની દુર્દશાની તો સીમાજ નથી; કારણ કે ત્યાં જો કોઇ પણ મુસલમાન કોઇ પણ હિન્દુ સ્ત્રી (કુમારિકા, વિવાહિતા કિંવા વિધવા) ને ભોળવીને પોતાને ત્યાં લઇ જાય એટલે પછી તે હિન્દુ સ્ત્રી ઉપર તે મુસલમાનનો શાશ્વત અધિકાર થઇ જાય છે અને એનો વિધિ આ છે: કોઇ પણ મુસલમાન કોઇ પણ હિન્દુ સ્ત્રીને પોતાને ત્યાં લઇ ગયા પછી સીધો કાઝી પાસે પહોંચી જાય છે ને કાઝીના દફ્તરમાં તે હિન્દુ બાઇનું નામ નોંધાવી દે છે. એવી રીતે કાઝીના દફ્તરમાં જ્યાં તે બાઇનું નામ એક વાર નોંધાવી દેવામાં આવ્યું એટલે મામલો ખતમ થઇ ગયો જાણી લેવો; પછી તે હિન્દુ બાઇના વાલી વારસો ગમે તેટલા પછાડા મારે, ફરિયાદ કરે ને રડે; છતાં તેમનું કાંઇ પણ વળતું નથી અને સાફ શબ્દોમાં તેમને કહેવામાં આવે છે કે: 'તેણે ઇસ્લામને સ્વીકાર્યાનો દાખલો કાઝી સાહેબના દફ્તરમાં મોજૂદ છે એટલે તે બાઇને અરજદારોના હાથમાં પાછી સોંપવામાં આવશે નહિ.' ભોપાલના મુસ્લિમ રાજ્યમાં અત્યારે આ ઇસવી વીસમી સદી તથા ન્યાયશીલ બ્રિટિશ સાર્વભૌમ સત્તાના સમયમાં પ્રતિવર્ષ આવા સેંકડો દાખલા બને છે અને દિવસાનુદિવસ આવી ઘટનાઓની સંખ્યા વધતી જાય છે. એ ઉપરાંત ભોપાલ રાજ્ય તરફથી જે અનાથાલયો તથા દીનગૃહો આદિ સંસ્થાઓ ચલાવવામાં આવે છે તે સંસ્થાઓમાં પણ

* હવે ભોપાલનાં વૃદ્ધ બેગમે બ્રિટિશ ગવર્નમેંટની અનુમતિથી પોતાના પુત્રને રાજ્ય સમર્પણ કરેલ હોવાથી અત્યારે ભોપાલનો રાજ્યકર્તા પુરુષ છે અને ભવિષ્યમાં પણ એ રાજસત્તા પુરુષની જ રહેવાની છે.

શતાવધિ હિન્દુ બાલકો સ્ત્રીઓ તથા પુરુષોને હિન્દુધર્મમાંથી વટલાવીને મુસલ્માન બનાવવામાં આવે છે તેમ જ ધનાઢ્ય મુસલ્માનો ગામડાંનાં હિન્દુ સ્ત્રીપુરુષોને હજારોની સંખ્યામાં મુસલ્માન બનાવવાની ચળવળ ચલાવી રહ્યા છે. આ સર્વ કારણોથી ભોપાલ રાજ્યની સાત લાખની હિન્દુ વસતી ઘટીને છ લાખની થઇ ગઇ છે. અર્થાત્ અત્યાર સુધીમાં એક લાખ હિન્દુ સ્ત્રીપુરુષોને ભોપાલ રાજ્યમાં આવા અન્યાયપૂર્ણ પૈશાચિક ઉપાયોથી ઇસ્લામમાં ખેંચી લેવામાં આવ્યાં છે. આ ધર્મના નામે ચલાવાતું ઈસ્લામી ધતીંગ નથી તો બીજું શું છે વારુ? એક હિન્દુકન્યાના અપહરણની કરુણાજનક ઘટના હમણાં જ ભોપાલમાં બની છે. હિન્દુમુસ્લિમ-ઐક્યમાટે ઝંખનાર સૌ. અબુલકલામ આઝાદનાં હમ્શીરા-બ્હેન-અબુબેગમ ભોપાલનાં બેગમ સાહબાનાં સેક્રેટરી છે તેમજ દીનગૃહ તથા મુસ્લિમ લેડીઝ્ કલબના તંત્રિણી છે. મજૂર વર્ગની બારેક વર્ષના વયની એક પરણેલી કાળી છોકરી એક દિવસ તે મકાનમાં કામ કરતી હતી તે વેળાયે એક બીજી સ્ત્રી તેને લલચાવીને અનાથગૃહ જોવા માટે તેડી ગઇ. છોકરી ત્યાંજઇને ફસાઇ ગઇ અને અબુબેગમના બંગલારૂપ કેદખાનામાં પૂરાઇ ગઇ. છોકરીના કાકાએ ગરીબઘરના નોકર જહાંગીર ઉપર અપહરણનો આરોપ મુકયો એટલે પોલિસ અબુબેગમને બંગલે તપાસ માટે ગઇ; પણ ત્યાં પોલિસને પણ બંગલામાં દાખલ થવા દેવામાં આવી નહિ. છોકરીની કાકીએ છોકરીને પાછી સોંપી દેવા માટે ઘણા કાલાવાલા કર્યા એટલે અબુબેગમે જવાબ આપ્યો કેઃ 'એ છોકરીએ ઇસ્લામને સ્વીકારીને જહાંગીર સાથે નિકાહ કરી લીધા છે એટલે હવે એ છોકરી ઉપર તમારો કશો પણ અધિકાર રહ્યો નથી.' અને

છોકરીને મૅજિસ્ટ્રેટ સમક્ષ લાવીને ઊભી કરવામાં આવી અને છોકરીએ ત્યાં છાતીફાટ રુદન કરીને કહ્યું કેઃ 'મને મારાં માબાપના હાથમાં સોંપી દો; કારણ કે, હું મુસલમાન રહેવા નથી ઇચ્છતી.' છતાં તે છોકરીને અબુ બેગમના કબ્જામાં જ રાખવામાં આવી હતી અને માત્ર અબુ બેગમ પાસેથી રૂપિયા ૫૦૦ નો જામિન જ લેવાયો હતો. એ છોકરી સગીર વયની છે અને તેનાં લગ્ન થઇ ગયાં છે છતાં ભોપાલના મુસ્લિમ રાજ્યમાં હિન્દુઓ ઉપર આવા અત્યાચાર થાય છે. બાવલા ખૂન કેસ અથવા નાભા પ્રકરણ કરતાં આવી ઘટનાઓ શું ઓછા મહત્ત્વની છે ? આનાથી વિશેષ અત્યાચાર બીજા શા હોઇ શકે વારુ ? નિઝામ હૈદરાબાદની મુસ્લિમ હકૂમતમાં પણ એવાજ પ્રકારના કેટલાક અત્યાચારો હિન્દુઓને સહન કરવા પડે છે એ વાતો વર્તમાનપત્રોમાં ચર્ચાઇ ગયેલી હોવાથી એના વિશેષ વિવેચનની આવશ્યકતા હોય એવી અમારી માન્યતા નથી. સારાંશ કે, અત્યારે હવે ભારતવર્ષમાંની નાની કે મોટી કોઈ પણ મુસ્લિમ હકૂમતમાં હિન્દુજાતિ તથા હિન્દુધર્મ સુરક્ષિત નથી એ સર્વથા નિર્વિવાદ છે, અને તેનું કારણ એ છે કે મુસલ્માનોના કુરાને કાફિરો અથવા હિન્દુઓ પ્રતિ કોઇ પણ પ્રકારની દયા ન દર્શાવવાની સ્પષ્ટ આજ્ઞાઓ કરેલી છે અને અત્યારે સુશિક્ષિત મુસલ્માનો પણ હિન્દુઓ પ્રતિ નિર્દય થવાનો પોતાના અશિક્ષિત મુસ્લિમ બંધુઓને ઘોપણ્યા કરીને ઉપદેશ આપી રહ્યા છે. અનેક વાર આલિમ મુસલ્માનો ઇસ્લામની તથા કુરાનની મહત્તાને દર્શાવવામાટે 'લા ઇકરાહા ફિદ્દીને' (અર્થાત્ 'ધર્મમાં બલાત્કારની આવશ્યકતા નથી હોતી.') એ આયતને આગળ ધર્યા કરે છે અને અન્યધર્મીઓને

એમ મનાવવાનો પ્રયત્ન કરતા જોવામાં આવે છે કે: 'અમારા ઇસ્લામમાં કોઇને બળાત્કારે મુસલ્માન બનાવવાની આજ્ઞા છે જ નહિ;' પરંતુ વસ્તુતઃ મક્કામાં હજરત મહમ્મદ પયગંબરના વિરોધીઓ બલાઢ્ય હતા તે વેળાયે બળાત્કારનો કોઇ પણ ઉપયોગ થઇ શકે તેમ ન હોવાથી તેમણે તે સમયમાં આત્મરક્ષામાટે સહનશીલતા કિંવા ધર્મસહિષ્ણુતાનો આવો ઉપદેશ આપ્યો હતો તેમ જ મદીનામાં પણ આરંભમાં યહુદીઓ સાથે મેળ કરવામાટે આ આયતનો ઉપયોગ કર્યો હતો; છતાં એ નિયમ પણ સર્વ અન્યધર્મીયોને લાગૂ કરવામાં આવ્યો ન હોતો; એ નિયમનો લાભ તો કેવળ યહુદી, ઇસાઇ તથા પારસીઓને જ અપાયો હતો અને તેમાં પણ ખાસ કરીને જે લોકો 'જિમ્મી' (શરણાગત) ની અવસ્થાને સ્વીકારી લેતા હતા તે લોકોને જ તથા 'જજિયા' નામનો કર ભરનારાઓને જ એ નિયમનો લાભ આપવામાં આવતો હતો. મૂર્તિપૂજકો તથા કાફિરોના સંબંધમાં તો એ આયત માનનીય હતી જ નહિ; કારણ કે, તેમના સંબંધમાં તો કુરાનની એવી સ્પષ્ટ આજ્ઞા હતી અને છે કેઃ "તે (કાફિરો) સાથે એટલી સીમા પર્યન્ત લડો કે ઝગડો બાકી રહે જ નહિ અને અલ્લાહની આજ્ઞા માનવામાં આવે*" અર્થાત્ સર્વ કાફિરો કાં તો મુસલ્માન થઇ જાય અને કાં તો કપાઇ, રેંસાઇ જાય. પછીથી તો એ 'લા ઇક્રાહા ફિદ્દીને' એ આયતને સર્વ અન્યધર્મીયોને માટે મન્સૂખ (રદ) કરી નાખવામાં આવી છે એમ 'તફસીર હુસેની' માં સ્પષ્ટ ઉલ્લેખ કરાયલો છે અને તે એ કેઃ "કત્તાલ (જિહાદ અથવા ધર્મયુદ્ધ) ની આજ્ઞા આવ્યા

* "વ કાતિલૂ હુમ હત્તા લા તકૂના ફિત્નતુવ્વ યકૂનદીનો લિલ્લાહે."

પછી આ આજ્ઞા મન્સૂખ (રદ) થઇ ગઇ છે."+ અર્થાત અત્યારે તો હવે મૂર્તિપૂજકો તથા કાફિરો તેમ જ મુસ્લિમ ન હોય તેવા સર્વ અન્યધર્મીઓને બળાત્કારે મુસલ્માન બનાવવાની અને જો તેઓ મુસલ્માન ન થાય તો તેમના પ્રતિ જરા પણ દયા ન દર્શાવવાની જ કુરાનના આજ્ઞા વિદ્યમાન છે અને તેથી જ ઉંહ્લી ખિલાફત કૉન્ફરન્સના અધિવેશનમાં મિ. અબ્દુલ રહમાન લુધિયાનવીએ, ગર્જનાપૂર્વક એમ બોલવાની ધૃષ્ટતા કરી હતી કે: "જે કોઇ પણ ધર્મ આઝાદીથી વિરુદ્ધ હોય તેને ચગદી નાખવો જોઇએ, અને સંસારમાંથી નિર્મૂલ કરી નાખવો જોઇએ. આ કાર્યની સિદ્ધિમાટે આપણે જોવાનું છે કે આજે મુસલ્માનોમાં ઇસ્લામમાટે ફકનાશઓની સંખ્યા કેટલી વિદ્યમાન છે. પ્રત્યેક મુસલ્માનને આપણે એ સમજાવી દેવું જોઇએ કે: 'તેના દિલમાં કાફિર માટે લેશમાત્ર પણ દયા ન હોવી જોઇએ' એનું તેણે નિરંતર સ્મરણ રાખવાનું છે. હિન્દુઓ પ્રતિ મિત્રતાનો હસ્ત લંબાવવો એને મુસલ્માનોની દુર્બલતાનું ચિહ્ન માનવામાં આવશે. આપણે હિન્દુઓને જણાવી દેવું જોઇએ કે તમારી ઇચ્છા હોય તેમ તમો કરો અને અમો પણ અમારે જે કાંઇ કરવાનું હશે તે કરીશું!'"

વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવાથી હિન્દુસ્તાનના સર્વ હિન્દુ રાજાઓ તથા મહારાજાઓનું સર્વથી પ્રથમ તથા પ્રધાન કર્તવ્ય એ જ છે કે જેવી રીતે ભોપાલની મુસ્લિમ હકૂમતે ઇસ્લામના પ્રચાર તથા મુસ્લિમોના રક્ષણનો કાયદો કરી દીધો છે તેવી જ રીતે તેમણે પોતાનાં

+ "હુકમ ઈઆયત બ આયત કત્લાઉ મન્સૂખ એસ્ત.", તફસીર હુસેની.

રાજ્યોમાં હિન્દુધર્મના પ્રચાર તથા હિન્દુત્વના રક્ષણનો એવો જ કાયદા દ્વારા સત્વર યોગ્ય પ્રબંધ કરવો જોઈએ. હિન્દુસ્તાનનાં સર્વ હિન્દુ રાજ્યોમાં એવો કાયદો થવો જ જોઈએ કે: (૧) જે કોઈ પણ મુસલમાન અથવા નૉન-મુસ્લિમ મૅજિસ્ટ્રેટ આગળ આવીને એવી કબૂલાત લખાવી દે કે 'મેં મારી રાજીખુશીથી હિન્દુધર્મનો સ્વીકાર કરેલો છે એટલે તે-સ્ત્રી અથવા પુરુષ-નો હિન્દુ તરીકે સ્વીકાર કરી લેવો અને ત્યાર પછી તેનાથી મુસલમાન થઈ શકાય નહિ એવો પ્રતિબંધ પણ રાખવો તેમજ (૨) જે કોઈ પણ મુસલમાન સ્ત્રીએ અથવા પુરુષે એકવાર હિન્દુધર્મને સ્વીકારી લીધો હોય, તે સ્ત્રી અથવા પુરુષ તેમ જ અન્ય કોઈ પણ હિન્દુ સ્ત્રી અથવા પુરુષ જો મુસલમાન થાય તો તેને તેના એ અપરાધ માટે ત્રણ વર્ષના સપરિશ્રમ કારાગૃહવાસની શિક્ષા તેમ જ કોઈ પણ હિન્દુ સ્ત્રી અથવા પુરુષને ભોળવીને મુસલમાન બનાવનાર મુસલમાનને પાંચ વર્ષના સપરિશ્રમ કારાગૃહવાસની શિક્ષા તથા પાંચ સો રૂપિયા દંડ અને દંડ ન ભરે તો બે વર્ષના સપરિશ્રમ કારાગૃહવાસની વિશેષ શિક્ષા અપાય. જો હિન્દુરાજ્યોમાં હવે સત્વરજ આવી રીતે હિન્દુત્વને રક્ષવાની યોગ્ય વ્યવસ્થા નહિ કરવામાં આવે, તો ધર્માન્ધ મુસલમાનો હિન્દુ રાજ્યોમાં પણ ઇસ્લામને ફેલાવવાની ધમાચકડી અવશ્ય મચાવશે જ; કારણ કે, જ્યાં પોચું જોવામાં આવે ત્યાં તરત પ્રવેશ કરવાનો મુસલમાનોનો સ્વભાવ પ્રથમથી જ વિશ્વ વિખ્યાત છે. જો હિન્દુસ્તાનનાં હિન્દુ દેશી રાજ્યોમાં હિન્દુત્વના રક્ષણનો આવો કાયદો પ્રથમથી જ અસ્તિત્વ ધરાવતો હોત, તો ગોંડળરાજ્યમાં બનેલી મંગળાહરણની ઘટના જેવી ભયંકર ઘટનાઓ અત્યારે જે વિપુલ સંખ્યામાં

ધરી રહી છે તે કદાપિ ઘટવા પામત નહિ અને હિન્દુઓને મોઢાં નીચાં કરવાના દુઃખદાયક પ્રસંગો પ્રાપ્ત થાત નહિ, એ કોઇ પણ કહી શકે તેમ છે. આપણા હિન્દુસ્તાની મુસલ્માન ભાઈઓના મનોરથો કેવા અને કેટલા ભયાનક છે એની મૌ. મહમ્મદઅલીના મુખમાંથી નીકળેલા બે વારના ઉદ્‌ગારોથી સ્પષ્ટ કલ્પના કરી શકાય તેમ છે. મૌ. મહમ્મદઅલીએ દિલ્લીની ખિલાફત કોન્ફરન્સમાં ઉદ્દેશ પરિવર્તનના સંબંધમાં પ્રસ્તાવને ઉપસ્થિત કરતાં જે ઉદ્‌ગાર કાઢયા હતા તે આ છેઃ—

"હું એવો મુસલ્માન નથી કે જે તબલીગને પોતાનું કર્તવ્ય ન સમજતો હોઉં. મુસલ્માનોએ દેશો જીતવાના નથી, કિન્તુ તેમણે તો લોકોનાં હૃદયોને જ જીતી લેવાનાં છે. તે દિવસ સત્વર આવી લાગે કે જે દિવસે મહાત્મા ગાંધી મારા હસ્તે દીન ઇસ્લામનો સ્વીકાર કરી લે એ જ મારી પ્રાર્થના છે!"

હેજાજ પ્રતિ પ્રયાણ કરતી વેળાએ એ જ ભાગી હાજી મૌ. મહમ્મદઅલીએ તા. ૧૧-૫-૨૬ ને દિવસે પોતાના ભાષણમાં કહ્યું હતું કેઃ "આપણે હિન્દુઓ પ્રતિ મિત્રતાનો હાથ લંબાવ્યો છે; પરંતુ હિન્દુઓ જો આપણી સાથે લડવા જ ઇચ્છતા હોય, તો ભારતવર્ષના સાત કરોડ મુસલ્માનો ત્રેવીસ કરોડ હિન્દુઓને દબાવીને અવશ્ય પોતાના આધીન દાસ બનાવી લેશે. આપણા પયગંબર મહમ્મદના સમયમાં પણ કેવળ પંદર માણસોએ જ શત્રુઓની સંપૂર્ણ સેનાને પરાજિત કરી દીધી હતી અને હિન્દુસ્તાનમાં તો આપણી સંખ્યા સાત કરોડની છે, એટલા માટે હિન્દુઓને પરાજિત કરીને પોતાના વશમાં કરી લેવા એ અત્યંત સહજ કાર્ય છે!"

અહીં અમારે અત્યંત અનિચ્છાપૂર્વક દર્શાવવું પડે છે કે જે અલી બંધુઓ તથા ખિલાફતી મુસ્લિમ નેતાઓની ખ્યાતિ તથા પ્રભાવને હિન્દુ નેતાઓએ જ વધાર્યાં હતાં તે અલી બંધુઓ તથા ખિલાફતી મુસ્લિમ નેતાઓ આજે હિન્દુઓ ઉપર જ હલ્લો કરી રહ્યા છે, એટલે હવે હિન્દુઓ પણ જો તેમને નગણ્ય માનીને તેમના પ્રતિ તિરસ્કાર દર્શાવે, તો એ માટે હિન્દુઓના શિરપર કોઇથી પણ દોષારોપ કરી શકાય તેમ નથી; કારણ કે, જેના પ્રતિ દયા દર્શાવવામાં આવી હોય તે મનુષ્ય પોતાના ઉપકારક દયાલુનો જ નાશ કરવાને તૈયાર થઇ જાય, તો પછી તેની એ કૃતઘ્નતાને કોઇ પણ સહન ન કરી શકે એ સર્વથા સ્વાભાવિક છે. અલી બંધુઓ મહાત્મા ગાંધીજીના અસહકારના આન્દોલનથી પૂર્વે સાધારણ મૌલવીની કક્ષાના મુસલ્માન મનાતા હતા અને હકીમ અજમલખાં દવાઓના નુસખા બનાવનારા આનુવંશિક હકીમ તરીકે જ વિખ્યાત હતા. ત્યાર પછી હિન્દુઓએ ખિલાફતના પ્રશ્નને પોતાના રાજનૈતિક આન્દોલન સાથે મેળવી લઇને એ મુસલ્માન નેતાઓને શેર (સિંહ) થવાનો અવસર પ્રાપ્ત કરાવ્યો હતો એ વાર્તા સર્વ વિશ્રુત હોવાથી એના પુનરુલ્લેખની આવશ્યકતા નથી. અર્થાત્ મૌ. મહમ્મદઅલી તથા મૌ. શૌકતઅલીને મહાત્મા ગાંધીજીના જમણા તથા ડાબા હાથ તરીકે પ્રસિદ્ધ કરવામાં આવ્યા અને તેઓ હિન્દુઓના શુભેચ્છકો તરીકે પ્રખ્યાત થઇ ગયા. પરંતુ આજે હવે એ જ અલીબંધુઓ તથા ખિલાફતી મુસ્લિમ નેતાઓ પોતાના મૂળ સ્વરૂપમાં પ્રકટ થઇને હિન્દુઓને કેવી રીતે ડરાવી રહ્યા છે અને મુસલ્માનોને હિન્દુઓ વિરુદ્ધ કેવી રીતે ઉશ્કેરી રહ્યા છે એની મૌ. મહમ્મદઅલીના ઉપર ઉદ્ધૃત કરેલા

ઉદ્‌ગારો વડે આપણાથી યથાર્થ તથા વાસ્તવિક કલ્પના કરી શકાય છે. જે હિન્દુઓએ સર્વથી પ્રથમ ખિલાફત કમીટીઓ બનાવીને ખિલાફત માટે નાણાં એકઠાં કર્યાં હતાં, અશિક્ષિત મુસલ્માનોમાં ખિલાફતની ભાવનાનો પ્રચાર કરીને તેમને સંગઠિત કર્યા હતા અને મુસલ્માનો માટે કારાગૃહવાસને પણ સ્વીકારી લીધો હતો તે જ હિન્દુઓના ધ્વંસકંઇથ હિન્દુધર્મને ભ્રષ્ટ તથા નષ્ટ કરવા માટે દિલ્હીમાં ખિલાફત પરિષદનું વિશેષ અથવા વિશિષ્ટ અધિવેશન કરવામાં આવ્યું હતું અને તે અધિવેશનમાં ખિલાફતી મુસ્લિમ નેતાઓએ પોતાના મૂળ સ્વરૂપને પ્રકટ કરીને પોતાની કૃતઘ્નતાનો સમસ્ત વિશ્વ ને પર્યાપ્ત પરિચય કરાવી દીધો હતો. ખિલાફતી મુસ્લિમ નેતાઓની આ અશ્રુતપૂર્વ કૃતજ્ઞતાને જોઈને સંસ્કૃત સાહિત્યના એક પ્રસિદ્ધ ગ્રંથમાં વર્ણવાયલી એક કથાનું અમોને અહીં સ્વાભાવિક જ સ્મરણ થઇ આવે છે. તે કથા એ છે કે એક સાધુને કોઇ એક ઉંદર પર એટલા માટે દયા આવી કે એક બિલાડી તે ઉંદરને સ્વાહા કરવાને ટાંપી બેઠી હતી. સાધુએ તે ઉંદરને પોતાના આશીર્વાદથી બિલાડો બનાવી દીધો; પણ જ્યારે કૂતરાએ તે બિલાડા પર હલ્લો કર્યો એટલે સાધુએ તેને તરત કૂતરાના રૂપમાં ફેરવી નાખ્યો અને કૂતરાપર જ્યારે વાઘ આક્રમણ કરતો જોવામાં આવ્યો એટલે સાધુએ તે કૂતરાને કેસરી (શેર) બનાવી દીધો; કિન્તુ ચમત્કાર એવો થયો કે ઉંદર સિંહ થતાંની સાથે જ પોતાના ઉપકારક સાધુને મારી નાખવા માટે તૈયાર થઇ ગયો. તેની આ કૃતઘ્નતાને જોઇને સાધુએ કોપાયમાન થઇને તેને શાપ આપ્યો કે: "पुनर्मूषको भव" એટલે કે 'તું પાછો ઉંદર થઈ જા!" સારાંશ કે તે ઉંદર વળી પાછો ઉંદર થઇ

ગયો અને પ્રથમ પ્રમાણે દરમાં ઘુસીને રહેવા લાગ્યો. ખિલાફતી મુસ્લિમ નેતાઓની પણ એ જ અવસ્થા થયેલી પ્રસક્ષ આપણા જોવામાં આવી શકે છે; કારણ કે, તેઓ મહાત્મા ગાંધીજીને પણ મુસલ્માન બનાવવાની અભદ્ર ભાવનાને વ્યક્ત કરી રહ્યા છે.

અત્યારના હિન્દુસ્તાની મુસ્લિમ નેતાઓની આવી અભદ્ર ભાવનાઓ તથા અશિક્ષિત મુસ્લિમ સમુદાયને હિન્દુ જાતિ તથા હિન્દુ ધર્મ વિરુદ્ધ ભંભેરીને ભૂત કરવાના પ્રયત્નોને જોઇને હિન્દુઓએ આશ્ચર્યચકિત થવાનું કાંઈ પણ કારણ નથી; કારણ કે, જ્યારથી મુસલ્માનોએ ભારતવર્ષની સીમામાં પદાર્પણ કર્યું છે તે સમયથી જ મુસલ્માનો હિન્દુ જાતિ તથા હિન્દુ ધર્મ પર અમાનુષ અત્યાચારો કરતા આવ્યા છે અને તેથી આપણા ભારતવર્ષનો મધ્યકાલિક ઇતિહાસ તેમના એ અત્યાચારોના રોમાંચક વૃત્તાન્તો વડે ઉભરાઇ જતો આપણા જોવામાં આવ્યા કરે છે. મુસલ્માનોના એ મધ્યકાલિક અત્યાચારોના કેટલાક વૃત્તાન્તો પ્રસ્તુત પુસ્તકમાં આપેલા છે અને તે મુસલ્માન મોરિંખો ( ઇતિહાસ લેખકો ) ના ગ્રંથોમાંથી જ શોધી શોધીને આપવામાં આવ્યા છે કે જેથી મુસલ્માનોથી એમ ન કહી શકાય કે એ વૃત્તાન્તો અંગ્રેજો અથવા હિન્દુઓના ગ્રંથોમાંથી લેવાયલા હોવાથી અતિશયોક્તિપૂર્ણ, અસત્ય અથવા અવિશ્વાસનીય છે. અર્થાત્ મધ્યકાલિક મુસલ્માનોએ હિન્દુઓપર આટઆટલા અત્યાચારો કરેલા હોવા છતાં અને ભારતવર્ષમાં પ્રતાપી બ્રિટિશ સામ્રાજ્યની સ્થાપના થઇ ગયા પછી પણ હિન્દુસ્તાનના મુસલ્માનોનો એક મોટો ભાગ સદા સર્વદા હિન્દુ સ્ત્રીઓ તથા પુરુષોને કોઇ પણ ઉપાયે વટલાવીને મુસલ્માન બનાવવાના વ્યવસા-

ભાષણોથી, ચળવળોથી કે ખાનેશુમારીના આંકડાઓથી બંધ થાય તેમનથી.ગાંધીજી પણ એકતાની આંધીહિન્દુઓને પહેરાવી શક્યા નથી. અફઘાનિસ્તાન, બલુચીસ્તાન અને કાશ્મીર આદિ મધ્ય એશિયાના ભાગો એકવાર હિન્દુ હતાં તેમને ઈસ્લામી કેમ બનાવાયા હશે તેનો ખ્યાલ મોપલાઓના બળવાઓએ આપ્યો છે. હિન્દુઓએ તેટલા માટે બળાત્કારે વટલાવેલી જે હિન્દુ જાતિઓએ પોતાના હિન્દુ આચાર વિચાર તથા નીતિરીતિ સાચવી રાખ્યા છે તેઓને પાછા હિન્દુઓમાં ગણવાની શુદ્ધિની જે ચળવળ શરૂ કરી છે તે ખરેખર આવકારદાયી છે. હમણાંજ ગુજરાતમાંથી સમાચાર આવ્યા છે કે એ પ્રમાણે હિન્દુ રાજપૂતોની મૂળ ધર્મથી દૂર થયેલી જાતિને પાછી હિન્દુમાં લેવાના સંસ્કાર વિધિ અરોતરમાં થયા છે અને તે આવકારદાયક છે." =

'ગુજરાતી' પત્રમાંથી આ અવતરણો અહીં એટલા માટે લેવામાં આવ્યાં છે કે અત્યાર સુધી આપણા ઘણાક હિન્દુ ભાઇઓની એવી માન્યતા છે કે શુદ્ધિની-એટલે કે જે હિન્દુઓને મુસલમાનોએ બળાત્કારે વટલાવીને મુસલમાન બનાવ્યા છે તેમને તેમની પોતાની ઇચ્છાથી શુદ્ધ કરીને પાછા હિન્દુ બનાવવાની-ચળવળ તો કેવળ આર્યસમાજનીજ છે અને સનાતન હિન્દુ ધર્મનો એ ચળવળ સાથે કાંઇ પણ સંબંધ નથી, તો તેઓ પોતાની એ માન્યતાને ભ્રમ મૂલક માનીને તત્કાળ ત્યજી દઇ શકે; કારણ કે, 'ગુજરાતી' સનાતન હિન્દુ ધર્માવલંબી તથા 'ગુજરાત' નું એક અગ્રગણ્ય વર્તમાનપત્ર છે, અને તેણે પણ શુદ્ધિના કાર્યને અંતઃકરણપૂર્વક આવકારદાયક તરીકે સ્વીકારેલો છે; માત્ર

= 'ગુજરાતી,' તા. ૧૬-૫-૨૧ રવિવાર; પૃષ્ઠ ૭૨૩, કોલમ ૨ જું.

એટલુંજ નહિ; પણ માન્યવર પંડિત મદનમોહન માલવીય જેવા એક ચુસ્ત સનાતન ધર્માવલંબી મહાપુરૂષ એ શુદ્ધિના એક અગ્રગણ્ય હિમાયતી છે તેમજ શ્રીમન્ શંકરાચાર્ય જગદ્ગુરૂએ પણ એ શુદ્ધિને શાસ્ત્રોક્ત તથા આચરણીય તરીકે સ્વીકારીને શુદ્ધિ વિષયક આન્દોલન પ્રતિ પોતાની સંપૂર્ણ સહાનુભુતિ તથા સંમતિ દર્શાવેલી છે એટલા માટે એ શુદ્ધિ વિષયક આન્દોલન સનાતન હિન્દુ ધર્મ અનુસાર છે એમ માનીને પ્રત્યેક હિન્દુ-પછી તે સનાતન ધર્માવલંબી હોય, આર્યસમાજિષ્ટ હોય, બૌદ્ધ હોય, જૈન હોય, સિખ્ખ હોય કે ખાલસા હોય તોય તેણે શુદ્ધિના પ્રચારમાં પોતાથી જે કોઈ પણ પ્રકારની સહાયતા આપી શકાય તે સર્વ સહાયતા આપવીજ જોઇએ એ તેનો ધર્મ છે અને એમાંજ તેની પોતાની, તેની જાતિની, તેના ધર્મની તથા તેના સર્વસ્વની સુરક્ષિતતા સમાયલી છે.

અંતે જે પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આ ગ્રંથ આજે નિર્વિઘ્ન પ્રકાશિત થઇ શકયો છે તે માટે તે પરમકૃપાલુ પરમાત્માનો અંતઃકરણપૂર્વક આભાર માનીને આ લંબાયલા ઉપોદ્ઘાતની અહીં સમાપ્તિ કરવામાં આવે છે.*

| મુંબાઇ તા. ૨૨-૭-૨૬ • ગુરૂવાર | ભવદીય શુદ્ધિ સમર્થક ઠક્કુર નારાયણ વિસનજી ગ્રંથકાર |
|---|---|

* આ ગ્રંથના પ્રારંભનાં પૃષ્ઠ ૯૬ માન્યવર દિવેકર શાસ્ત્રીની મરાઠી પુસ્તિકાનો શોધિત વર્ધિત અનુવાદ હોવાથી, તેમનો મારે આ સ્થળે આભાર માનવોજ જોઇએ. ત્યારપછીનો સમસ્ત ગ્રંથ અન્ય સાધનોના આધારે મૌલિક લખાયલો છે.

ઠક્કુર નારાયણ ગ્રંથકાર.

અને અવ્યાહત ચલાવી રહેલો હોવા છતાં પણ હિન્દુઓએ મુસલ્માનોના એ સર્વ અત્યાચારો તથા અન્યાયોને ભૂલી જઈને તથા સંપૂર્ણ ક્ષમાવૃત્તિ દર્શાવીને તેમની સાથે સહવાસી તથા બંધુઓ પ્રમાણે વર્તવાના પોતાના સહિષ્ણુ સ્વભાવને અત્યાર સુધી જેમનો તેમ જાળવી રાખ્યો છે. પરંતુ જ્યારે હિન્દુ મહાસભાના કાર્યકર્તાઓનો દીર્ઘકાલિક અનુભવથી એ નિશ્ચય થઇ ગયો કે મુસલ્માનોના હિન્દુ અબળાઓ તથા બાળકોને મુસલ્માન બનાવવાના ઉદ્યોગનો સિલ્સિલો આમનો આમ જ ચાલ્યા કરશે અને તે સિલ્સિલાને અટકાવવામાં નહિ આવે, તો હિન્દુઓની સંખ્યામાં દિવસાનુ દિવસ ઘટાડો અને ઘટાડો જ થતો રહેશે અને તેમ થતાં એક દિવસ હિન્દુજાતિ નામશેષ થઈ જશે. હિન્દુજાતિના એ હ્રાસને અટકાવવા માટે હિન્દુમહાસભાએ 'શુદ્ધિ' નામક ઉપાયદ્વારા પ્રચંડ પ્રયત્ન કરવા માંડયો એટલે મુસલ્માનોના પગતળેની ભૂમિ ખસી ગઇ અને તેથી તેઓ હિન્દુઓની નિંદા કરવા લાગ્યા છે અને તેમણે એવા ઉપાયો આદરી દીધા છે કે જેથી 'શુદ્ધિ' ની ચળવળ આગળ વધતી અટકી જાય; કારણ કે, શુદ્ધિના આન્દોલને હિન્દુસ્તાનમાં મુસલ્માનોની સંખ્યાને વધતી અટકાવી દીધી છે; માત્ર એટલું જ નહિ, પણ જે હિન્દુઓને બાદશાહી હુકુમતના સમયમાં બળાત્કારે મુસલ્માન બનાવવામાં આવ્યા હતા તે મુસલ્માનોને પણ શુદ્ધિના આન્દોલને પુનઃ હિન્દુધર્મમાં સમાવિષ્ટ થવાનો દુર્લભ અવસર પ્રાપ્ત કરાવી આપ્યો છે અને તેના પરિણામે ગુહઆવધિ મલકાના રાજપૂતો પાછા હિન્દુજાતિ તથા હિન્દુધર્મમાં આવી ગયા છે. આ કારણથી મુસલ્માનોએ શુદ્ધિના આન્દોલનને હિન્દુસ્તાનમાંના ઇસ્લામ માટે મહાભયના કારણરૂપ માની લીધું

છે અને તેથી જ તેઓ એને દાબી દેવાના પ્રચંડ પ્રયત્નો કરી રહ્યા છે. આવી પરિસ્થિતિમાં અમારે એટલું તો જણાવવું જ જોઈએ કે હિન્દુમહાસભાના શુદ્ધિપ્રચાર તથા સંગઠન પ્રચારનો એ ઉદ્દેશ કદાપિ હતો નહિ અને છે પણ નહિ કે મુસલ્માનોને હિન્દુસ્તાનમાંથી કાઢી મૂકવા, તેઓ મુસલ્માન છે એટલા જ કારણથી તેમની સાથે લડાઈ ઝગડા કરવા અથવા તો સાત કરોડ મુસલ્માનોને હિન્દુ બનાવી લઇને હિન્દુસ્તાનમાંથી મુસલ્માનોના નામો નિશાનને નાબુદ કરી નાંખવાં. હિન્દુઓનાં નામોનિશાનને નાબુદ કરવાનો ઉદ્દેશ તો મુસલ્માનોનો જ છે અને એ ઉદ્દેશને તેમણે નગ્ન શબ્દોમાં વ્યકત પણ કરી બતાવ્યો છે એટલે એ માટે અન્ય પ્રમાણુની આવશ્યકતા નથી. અસ્તુ.

જે મુસલ્માનો હિન્દુઓના શુદ્ધિ તથા સંગઠન વિષયક આન્દોલનને હિન્દુ મુસ્લીમ કુસંપના તથા વિગ્રહના મૂલ તરીકે ઓળખાવીને હિન્દુઓને શુદ્ધિ તથા સંગઠન વિષયક આન્દોલનને બંધ કરી દેવાના ઉપદેશો આપી રહ્યા છે તે મુસલ્માનોને અમારે જે કહેવાનું છે તે એજ કે, હિન્દુઓ આજે સહસ્રાવધિ વર્ષોથી વિધર્મીઓ તથા ધર્મભ્રષ્ટોની શુદ્ધિ કરતા આવ્યા છે એટલે એ કાંઇ નવીન વસ્તુ નથી. પૂર્વે અન્ય દેશોમાંથી જે મનુષ્યો આ દેશમાં આવતા હતા તે સર્વને હિન્દુઓ જો તેમની ઇચ્છા હોય તો પોતાના સનાતન હિન્દુધર્મમાં મેળવી લેતા હતા અને એવી રીતે હિન્દુધર્મમાં આવી ગયા પછી તેઓ પણ હિન્દુનામથી જ ઓળખાતા હતા. કોઇ પણ મુસલ્માન અથવા ક્રિશ્ચિયનનો એ અધિકાર નથી કે તે કોઇ પણ મુસલ્માનને ક્રિશ્ચિયન્ થતો અથવા ક્રિશ્ચિયનને મુસલ્માન થતો અટકાવી શકે; કારણ કે, ધર્મસ્વીકારના સંબંધમાં બળાત્કાર કદાપિ ચાલી શકતો જ નથી. એવી જ રીતે કોઇ પણ અન્યધર્મી મનુ-

પ્યની હિન્દુધર્મમાં આવીને હિન્દુધર્મની પદ્ધતિ અનુસાર ભગવાનનું ભજન કરવાની ઇચ્છા હોય, તો હિન્દુનો એ અધિકાર કદાપિ નથી કે તે તેને હિન્દુધર્મમાં આવતો અટકાવી શકે. જો મુસલ્માનો 'તબ્લિગ' ને બંધ કરી દેવાને તૈયાર હોય, તો જ તેઓ હિન્દુઓને 'શુદ્ધિ' ને બંધ કરી દેવાનો ઉપદેશ આપી શકે તેમ છે, અન્યથા નહિ. માત્ર એટલી વાતને અમો સ્વીકારીએ છીએ કે 'શુદ્ધિ' ના પ્રચારમાં બળાત્કારનો અંશ લેશમાત્ર પણ ન હોવો જોઇએ. મુસલ્માનોના 'તબ્લિગ' આન્દોલન પ્રમાણે કોઇ નાદાન બાળકને અથવા તો કમસમજ અબળાને બહેકાવી, ફોસલાવી, ડરાવી તથા નસાડી લઇ જઇને શુદ્ધ કરવાનો ધંધો આદરવો એ ધર્મ નહિ, પણ પાપ છે. એવો કોઇ પણ મુસલ્માન અત્યાર સુધી અમારા જોવામાં નથી આવ્યો કે જેના મુખમાંથી એવો ઉદ્‌ગાર નીકળ્યો હોય કે 'હિન્દુઓને શુદ્ધિના આન્દોલનને અટકાવી દેવાનો હુકમ ફર્માવવાનો મુસલ્માનોનો અધિકાર શો છે? કારણ કે, જેવી રીતે મુસલ્માનો પોતાના ઇસ્લામને ફેલાવવાનો અધિકાર ધરાવે છે તેવી જ રીતે હિન્દુઓને પોતાના હિન્દુધર્મને પ્રચારવાનો સંપૂર્ણ અધિકાર છે ને તે હોવો જ જોઇએ, અનેક મુસલ્માન—આકિલ તથા આલિમ મુસલ્માનો—સાથે આ વિષયપરત્વે અનેકવાર સંભાષણ કરવાનો અવસર અમોને પ્રાપ્ત થયેલો છે, પરંતુ મુસલ્માનો એવી જ ભીતિ દર્શાવતા રહ્યા છે કે 'શુદ્ધિ' થી ભારતવર્ષમાં મુસલ્માનોની સંખ્યા થોડી થઇ જશે; પરંતુ એ તો ઇશ્વરનો મહિમા છે. આકાશમાં મોટા મોટા બાજ પક્ષીઓ હમેશા ઉડયા કરે છે, પણ તેઓ કાંઇ બધાં ચકલાને ચકલીઓને મારીને ખાઈ ગયા નથી, ખાઇ જતા નથી

અને ખાઇ જવાના પણ નથી. અર્થાત્ આ સર્વ પરમાત્માનો પ્રબંધ હોવાથી આવી કલ્પનાઓ તથા કુશંકાઓ સર્વથા નિર્મૂલ અને નિરાધાર છે. અર્થાત બુદ્ધિમાન્ મુસલ્માનોનું તો એજ કર્તવ્ય છે કે શુધ્ધિ વિષયક આન્દોલનનો જન્મ મુસલ્માનોના વિરોધ માટે થયેલો નથી એ તત્ત્વ તેમણે પોતાના મુસલ્માન ભાઇઓને બરાબર સમજાવી દેવું જોઇએ. જ્યારે મુસલ્માનો એમ માને છે કે તેઓ જે તબ્લિગ કરે છે તે તો તેમનો ધર્મ છે, તો તેમણે એ તત્ત્વને પણ માની લેવું જોઇએ કે હિન્દુઓ જે શુદ્ધિ કરે છે તે હિન્દુઓનો પણ ધર્મ છે. અર્થાત મુસલ્માનોનો શુદ્ધિના આન્દોલનને અટકાવી દેવાનો અથવા અયોગ્ય રીતે નિન્દવાનો લેશમાત્ર પણ અધિકાર નથી. હિન્દુસ્તાનના અધિકસંખ્ય મુસલ્માનોના પૂર્વજો હિન્દુઓ હોવાથી તેમને પોતાના પૈતૃકધર્મમાં આવતા અટકાવવાનો અધિકાર કોને હોઇ શકે તેમ છે વારૂ? મુસલ્માનોએ હિન્દુઓના શુદ્ધિ તથા સંગઠન વિષયક આન્દોલનને એક ભયંકર સર્પ તરીકે માની લીધુ છે, પણ એ તેમનો એક પ્રકારનો ગંભીર ભ્રમ છે. જો હિન્દુઓને શુદ્ધિ તથા સંગઠનની યથાર્થ ભયંકરતા બનાવી દેવામાં આવે, તો તેઓ એ પ્રવૃત્તિને ત્યજી દેવાને તૈયાર છે; અન્યથા શુદ્ધિને બંધ કરી દેનારી કોઇ પણ શક્તિ આ સંસારમાં વિદ્યમાન નથી. શુદ્ધિ તો હવે વેગપૂર્વક ચાલતી થઇ ગઈ છે અને ભવિષ્યમાં બરાબર ચાલતી રહેવાની છે. વિચારણીય પ્રશ્ન માત્ર એટલો જ છે કે શુદ્ધિ શું સર્વ મુસલ્માનોને હિન્દુ બનાવી દેવાની છે? અમો મુસલ્માન ભાઇઓને આ પ્રશ્નનો વિચાર કરવાની પ્રાર્થના કરીએ છીએ અને તે સાથે વિનતીએ છીએ કે જો આમાં તેમને કાંઇપણ સંશયજનક વાર્તા જણાય તો

ભાષણોથી, ચળવળોથી કે ખાનેશુમારીના આંકડાઓથી બંધ થાય તેમનથી. ગાંધીજી પણ એકતાની આંધી હિન્દુઓને પહેરાવી શક્યા નથી. અફઘાનિસ્તાન, બલુચીસ્તાન અને કાશ્મીર આદિ મધ્ય એશિયાના ભાગો એકવાર હિન્દુ હતા તેમને ઇસ્લામી કેમ બનાવાયા હશે તેનો ખ્યાલ મોપલાઓના બળવાઓએ આપ્યો છે. હિન્દુઓએ તેટલા માટે બળાત્કારે વટલાવેલી જે હિન્દુ જાતિઓએ પોતાનાં હિન્દુ આચાર વિચાર તથા નીતિરીતિ સાચવી રાખ્યા છે તેઓને પાછા હિન્દુઓમાં ગણવાની શુદ્ધિની જે ચળવળ શરૂ કરી છે તે ખરેખર આવકારદાયી છે. હમણાંજ ગુજરાતમાંથી સમાચાર આવ્યા છે કે એ પ્રમાણે હિન્દુ રાજપૂતોની મૂળ ધર્મથી દૂર થયેલી જાતિને પાછી હિન્દુમાં લેવાના સંસ્કાર વિધિ ચરોતરમાં થયા છે અને તે આવકારદાયક છે."=

-- 'ગુજરાતી' પત્રમાંથી આ અવતરણો અહીં એટલા માટે લેવામાં આવ્યાં છે કે અત્યાર સુધી આપણા ઘણાક હિન્દુ ભાઇઓની એવી માન્યતા છે કે શુદ્ધિની–એટલે કે જે હિન્દુઓને મુસલ્માનોએ બળાત્કારે વટલાવીને મુસલ્માન બનાવ્યા છે તેમને તેમની પોતાની ઇચ્છાથી શુદ્ધ કરીને પાછા હિન્દુ બનાવવાની-ચળવળ તો કેવળ આર્યસમાજનીજ છે અને સનાતન હિન્દુ ધર્મનો એ ચળવળ સાથે કાંઇ પણ સંબંધ નથી, તો તેઓ પોતાની એ માન્યતાને ભ્રમ મૂલક માનીને તત્કાળ ત્યજી દઇ શકે; કારણ કે, 'ગુજરાતી' સનાતન હિન્દુ ધર્માવલંબી તથા 'ગુજરાત'નું એક અગ્રગણ્ય વર્તમાનપત્ર છે, અને તેણે પણ શુદ્ધિના કાર્યને અંતઃકરણપૂર્વક આવકારદાયક તરીકે સ્વીકારેલો છે; માત્ર

= 'ગુજરાતી,' તા. ૧૬-૫-૨૬ રવિવાર; પૃષ્ઠ ૭૨૩, કોલમ ૨ જી.

એટલુંજ નહિ; પણ માન્યવર પંડિત મદનમોહન માલવીય જેવા એક ચુસ્ત સનાતન ધર્માવલંબી મહાપુરૂષ એ શુદ્ધિના એક અગ્રગણ્ય હિમાયતી છે તેમજ શ્રીમન્ શંકરાચાર્ય જગદ્ગુરૂએ પણ એ શુદ્ધિને શાસ્ત્રોક્ત તથા આચરણીય તરીકે સ્વીકારીને શુદ્ધિ વિષયક આન્દોલન પ્રતિ પોતાની સંપૂર્ણ સહાનુભુતિ તથા સંમતિ દર્શાવેલી છે એટલા માટે એ શુદ્ધિ વિષયક આન્દોલન સનાતન હિન્દુ ધર્મ અનુસાર છે એમ માનીને પ્રત્યેક હિન્દુ-પછી તે સનાતન ધર્માવલંબી હોય, આર્યસમાજિષ્ટ હોય, બૌદ્ધ હોય, જૈન હોય, સિખ્ખ હોય કે ખાલસા હોય તોય તેણે શુદ્ધિના પ્રચારમાં પોતાથી જે કોઈ પણ પ્રકારની સહાયતા આપી શકાય તે સર્વ સહાયતા આપવીજ જોઇએ એ તેનો ધર્મ છે અને એમાંજ તેની પોતાની, તેની જાતિની, તેના ધર્મની તથા તેના સર્વસ્વની સુરક્ષિતતા સમાયલી છે.

અંતે જે પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આ ગ્રંથ આજે નિર્વિઘ્ન પ્રકાશિત થઇ શક્યો છે તે માટે તે પરમકૃપાળુ પરમાત્માનો અંતઃકરણપૂર્વક આભાર માનીને આ લંબાયલા ઉપોદ્ઘાતની અહીં સમાપ્તિ કરવામાં આવે છે.*

મુંબઇ તા. ૨૨-૯-૨૬ } ભવદીય શુદ્ધિ સમર્થક
ગુરૂવાર } ઠક્કુર નારાયણ વિસનજી
ગ્રંથકાર

---

* આ ગ્રંથના પ્રારંભનાં પૃષ્ઠ ૯૬ માન્યવર દિવેકર શાસ્ત્રીની મરાઠી પુસ્તિકાનો શોધિત વર્ધિત અનુવાદ હોવાથી, તેમનો મારે આ સ્થળે આભાર માનવોજ જોઇએ. ત્યારપછીનો સમસ્ત ગ્રંથ અન્ય સાધનોના આધારે મૌલિક લખાયલો છે.

ઠક્કુર નારાયણ ગ્રંથકાર.

ને હિન્દુ નેતાઓને તેમણે પૂછવાની તેમજ સમજાવી દેવાની ઉદારતા દર્શાવવી. એજ પ્રમાણે હિન્દુસંગઠન આત્મરક્ષા માટે છે, પરપીડન માટે નથી; કારણ કે, હિન્દુઓએ પરમ દુષ્ટ મનુષ્યો પ્રમાણે પોતાની વિદ્યાનો વિવાદમાં, પોતાની લક્ષ્મીનો ગર્વને દર્શાવવામાં અને પોતાની શક્તિનો બીજાઓને પીડવામાં કદાપિ દુરુપયોગ કર્યો જ નથી અને કરવાના પણ નથી. હિન્દુઓ પોતાની વિદ્યાનો બીજાઓના માનને જાળવવાના, પોતાની લક્ષ્મીનો દાનના અને પોતાની શક્તિનો દુર્બલ જનોની રક્ષાના કાર્યમાં જ સદુપયોગ કરતા રહ્યા છે અને ભવિષ્યમાં કરતા રહેશે. બળાત્કાર તથા અત્યાચાર એ હિન્દુઓનો સ્વભાવ જ નથી. હિન્દુઓના શુદ્ધિ તથા સંગઠન વિષયક આન્દોલનમાં કોઇ પણ પ્રકારનું મુસલમાનો તથા ઇસ્લામને વિઘાતક થઇ પડે તેવું તત્વ ન હોવા છતાં પણ મુસ્લિમ નેતાઓ એ આન્દોલન વિરૂદ્ધ જે પોકાર કરી રહ્યા છે તે જોઇને અમોને એક આખ્યાયિકાનું અહીં અચાનક સ્મરણ થઇ આવે છે તે આખ્યાયિકા આ છેઃ—

"એક ગામમાં રોજ ધાડ પડતી હતી. કોઇ દિવસ કાંઇ ને કોઇ દિવસ કાંઈ ચોરી–લૂટફાટ ચાલુજ રહેતી હતી. કેટલોક સમય ગામના લોકો શાંતિથી બેસી રહ્યા. તેમની એવી માન્યતા હતી કે ધાડપાડુઓ પોતાની મેળે સમજશે, પણ જેમ જેમ તેઓ મુંગા બેસી રહ્યા તેમ તેમ ભણેલા હુશિયાર લુટારૂઓ સમજ્યા કે ગામમાં ચોરી કરવાનો, લૂટ કરવાનો આપણોજ સદાનો હક્ક છે. ગામના ગાંડિયા લોકો એટલો વિચાર કરી શક્યા નહિ કે આ દુનિયા પરમાર્થીની અને સમજુની નથી. આ દુનિયામાં વ્યક્તિએ તેમજ સમષ્ટિએ પોતપોતાનું સાચવવાને પોતાનું અંગબળ કમાયલું અને

ખીલેલું રાખવાનો સ્વાભાવિક હક્ક છે. અને ગામના લોકોએ રોજનો ત્રાસ અટકાવવાને ગામને મજબૂત દરવાજા બાંધવાનો ઠરાવ કીધો, ધાડપાડુઓ સામે લડવાનો ઠરાવ કીધો એટલે ધાડપાડુઓ બૂમ પાડી ઉઠયા કે ગામવાસીઓને એમ વાડા બાંધી રહેવાનો હકજ શો છે? ગામના દરવાજા અમારી મજબૂતિ અને ભક્ષાંને માટે હમેશા ઉઘાડા રહેવાજ જોઇએ, અને નહિ તો અમો લડાઈ કરીશું.

"આ જરી પુરાણી વાર્તા માટે તમોએ શું ધાર્યું? ગામવાસીઓ હકદાર અને સાચા કે ધાડપાડુઓ? કેટલાક દુનિઆનો આરંભ કેમ થયો તેનો વિચાર કરે છે. તેઓ કહે છે કે આ દુનિઆમાં પહેલાં સંપૂર્ણ અવ્યવસ્થા હતી અને પછી માણસે તેમાં વ્યવસ્થા કરવા માંડી. માટે ગામવાસીઓ કરતાં ધાડપાડુઓના હક્ક વધારે; કારણ કે, તેઓ નિરંકુશ રહેવા માગે છે અને અંકુશ એતો આજના સમયનું મહાદુઃખ છે. અસલ ગામડું ન હતું, તો આજે શા માટે જોઇએ? સૃષ્ટિના આરંભની મૂળ સ્થિતિજ સર્વોત્તમ અને આપણે તો ત્યાંજ પાછા જવું જોઇએ.

"ડૉ૦ મુંજે કહે છે કેઃ–' મલબારમાં હું જાતે ગયો હતો અને ત્યાં મોપલાઓના બળવાનો ઇતિહાસ મેં જાતે જોયો છે. ઈસ્લામીઓનો હિન્દ સાથે જયારથી સંબંધ થયો અને તેમની શ્રેષ્ટતા જામવા માંડી ત્યારથી જે ક્રુરતા ઈસ્લામીઓએ દર્શાવેલી તેનાંજ ફળો હજી કાયમ છે એવું હિન્દુઓને ત્યારેજ જણાયું (કે જયારે તેમને મોપલાઓના મુસલમાની અત્યાચારોનો સાક્ષાત્કાર થયો). આ એક બનાવે હિન્દુઓની જે આંખ ઉઘાડી તે વર્તમાનપત્રોનાં લખાણોથી,

'ગુજરાતી' તા. ૧૬-૫-૨૬ રવિવાર; પૃષ્ઠ ૭૨૩ કૉલમ ૧ લું ને ૨ જું.

# મૃત્યુનો ભય.

હું જ્યારે જ્યારે હિંદુઓને લુંટાતા કે પીટાતા સાંભળું છું ત્યારે ત્યારે મને બહુ દુઃખ થાય છે. એ નમાલાઇ અને એ કાયરતા હરકોઇ પ્રકારે આપણે ધોઇ નાંખવી જોઇએ. મનને મજબુત બનાવીને દરેક ભય રંજાડ કે તોફાનને પહોંચી વળવા જેટલી તાકાત આપણામાં હોવી જોઇએ. જો આપણા બાહુમાં બળ હોય તો આપણને કોણ પજવી શકે એમ છે? એકવાર મરવાને માટેજ આપણે જન્મ્યા છીએ એમ શું હિંદુ શાસ્ત્રો નથી કહેતાં? તો પછી મૃત્યુથી શા માટે હમેશાં ડરતા રહેવું? તે હું નથી સમજી શકતો. મૃત્યુ જેમ અવશ્યભાવી છે તેમ પુનર્જન્મ પણ તેટલોજ અનિવાર્ય છે. મૃત્યુથી ડરી પોતાના સ્વમાન અને ધર્મને તિલાંજલી આપવી એ નમાલાઇ છે. સંપત્તિ અને શિક્ષણ કરતાં પણ ધર્મએ મહાન વસ્તુ છે. ધર્મના સંરક્ષણ અર્થે સઘળી કાયરતાને ખંખેરી નાખી એક સિંહના જેટલા સામર્થ્યથી સામે થવાની તત્પરતા એકે એક હિંદુ સંતાનમાં આવવી જોઇએ અને જીવનનો પહેલો પાઠ પણ એવી મરદાનગી વિષેનો જ હોવો જોઇએ. કોઇ પણ સરકાર કે સત્તા ઉપર આધાર રાખ્યા વિના પોતાના આત્મમાન અને ધર્મ સાચવવા જેટલું સામર્થ્ય હિંદુ માત્રમાં અવશ્યમેવ હોવું જોઇએ.

લાલા લજપતરાય.

# પ્રકાશકના બે બોલ.

**जागृति.**

પંદર વર્ષ પૂર્વે અમારા ઉપર, આર્યસમાજના, વૈદિક સિદ્ધાન્તના સંસ્કારો પડેલા હોવાથી અને અમને તેમાં સમ્પૂર્ણ શ્રદ્ધા હોવાથી અમે તો શુદ્ધિ, સંગઠનના લાંબા કાળના હિમાયતી છીએ. પ્રથમ જ્યારે મલબાર, મુલતાન આદિ સ્થળોએ મુસલમાનોએ હિન્દુઓ ( આર્યો ) ઉપર અત્યાચારો કર્યા ત્યારે હિન્દુ સંસાર ખળભળી ઉઠયો, સચેત થયો, તેને પોતાની ત્રુટિઓ જણાઇ અને પરિણામે શુદ્ધિ અને સંગઠનની શુભ પ્રવૃત્તિનો આરમ્ભ થયો.

**पुस्तक प्रसिद्ध करवानां कारण.**

એક પત્રકાર તરીકે આ દિશામાં યથાશક્તિ કાર્ય કરવું, સેવા ઉઠાવવી એ કર્તવ્યનું અમોને ભાન થયું અને એ કર્તવ્ય કયે માર્ગે કરવું એ વિષે વિચાર થવા લાગ્યા. પરંતુ, એ શુદ્ધિ અને સંગઠનની પ્રવૃત્તિનો પ્રારમ્ભ થવાની સાથે જ મુસલમાન સમાજ કંપી ઉઠયો અને તેણે આ પ્રવૃત્તિ તથા પ્રવૃત્તિકારો સામે ભારે કોલાહલ કરી મૂકયો. ખાસ કરીને પ્રસ્તુત પ્રવૃત્તિકારો અને પ્રવૃત્તિ પ્રેરકો આર્ય સમાજના અનુયાયી હોવાથી, તે સામે મુસલમાન ભાઇઓનો ક્રોધ અનિવાર્ય હતો અને હાલ પણ છે. આ પરિસ્થિતિની વચ્ચે અમને એ ઉચિત જણાયું કે, આર્યસમાજના અનુયાયી નહિ તેવા સર્વમાન્ય, પ્રતિષ્ઠિત વિદ્વાન લેખકદ્વારા, ઐતિહાસિક તથા શાસ્ત્રોક્ત પ્રમાણોવડે, "કચ્છવર્તમાન"માં

# મૃત્યુનો ભય.

હું જ્યારે જ્યારે હિંદુઓને લુંટાતા કે પીટાતા સાંભળું છું ત્યારે ત્યારે મને બહુ દુઃખ થાય છે. એ નબળાઇ અને એ કાયરતા હરેકોઇ પ્રકારે આપણે ધોઇ નાંખવી જોઇએ. મનને મજબુત બનાવીને દરેક ભય રંજાડ કે તોફાનને પહોંચી વળવા જેટલી તાકાત આપણામાં હોવી જોઇએ. જો આપણા બાહુમાં બળ હોય તો આપણને કોણ પજવી શકે એમ છે? એકવાર મરવાને માટેજ આપણે જન્મ્યા છીએ એમ શું હિંદુ શાસ્ત્રો નથી કહેતાં? તો પછી મૃત્યુથી શા માટે હમેશાં ડરતા રહેવું? તે હું નથી સમજી શકતો. મૃત્યુ જેમ અવસ્યભાવી છે તેમ પુનર્જન્મ પણ તેટલોજ અનિવાર્ય છે. મૃત્યુથી ડરી પોતાના સ્વમાન અને ધર્મને તિલાંજલી આપવી એ નબળાઇ છે. સંપત્તિ અને શિક્ષણ કરતાં પણ ધર્મએ મહાન વસ્તુ છે. ધર્મના સંરક્ષણ અર્થે સઘળી કાયરતાને ખંખેરી નાખી એક સિંહના જેટલા સામર્થ્યથી સામે થવાની તત્પરતા એકે એક હિંદુ સંતાનમાં આવવી જોઇએ અને જીવનનો પહેલો પાઠ પણ એવી મરદાનગી વિષેનો જ હોવો જોઇયે. કોઇ પણ સરકાર કે સત્તા ઉપર આધાર રાખ્યા વિના પોતાના આત્મમાન અને ધર્મ સાચવવા જેટલું સામર્થ્ય હિંદુ માત્રમાં અવશ્યમેવ હોવું જોઇએ.

લાલા લજપતરાય.

સારાય ભારતવર્ષમાં તેમની એ પ્રવૃત્તિ સામે ઝુંબેશ ઉઠાવી, ખળભળાટ મચાવી, અશાન્તિ કરી મુકી છે. વર્તમાન સમય કેમ જાણે ભારતવર્ષ માટે, ધાંધલ, મારફાડ, ભાંગફોડ અને વિનાશ માટેજ નિર્માણ થયો ન હોય એમ જણાય છે. દેશની રાજનૈતિક, સામાજિક, અને સામ્પ્રદાયિક અવસ્થા તદ્દન નિરાશાજનક, નિરંકુશ થઇ રહી છે. રાષ્ટ્રના સ્વમાન ઉપર પ્રહાર ઉપર પ્રહાર અને હુમલા ઉપર હુમલા થતા જાય છે છતાંયે, ઐકયનું કયાંયે નામ નિશાન જોવામાં આવતું નથી. ઐકયની અગત્ય જેમ જેમ સમજાતી જાય છે, તેમ તેમ આપસની ફુટ વધતી જાય છે. **"मरज बढता गया ज्यों ज्यों दवाकी"** પરિણામે ભારતવાસીઓ જ્યાં ત્યાં છક્કડો, ધપ્પાઓ ખાતા જ જાય છે. આ વિકટ સમયે ભારતવાસીઓના ભિન્ન ભિન્ન થયેલા સમાજમાં ઐક્ય લાવી, કરાવી, તેમને ઉચિત સન્માર્ગે દોરવે તેવા કોઇ સર્વમાન્ય યોગ્ય નેતાના અભાવે જ, પાત્ર અપાત્ર, ન જોવાતાં ખાલી ધાંધલપ્રિય, પોતાને પરાણે નેતા કહેવડાવતા અનેક શખ્સો, જ્યાં અને ત્યાં ફુટી નીકળ્યા છે. આ નામધારી નેતાઓ માત્ર સ્વસ્વાર્થ સાધવા પ્રજાને અવળે માર્ગે દોરવી જઇ, રાષ્ટ્રને, ભારતને, નુકશાન પહોંચાડી રહ્યા છે.

**सारासार समजवा वृत्ति नथी.**

માનવ પ્રકૃતિનો તો એ એક કુદરતી ધર્મ જ રહેલો છે કે તે કોઇ ને કોઇ પ્રવૃત્તિમય જ રહે છે. વળી, સ્વાહિતાહિત કે મિત્ર શત્રુને સમજવા પૂરતી બુદ્ધિ સર્વે ધરાવતા જ હોય છે, કે હોવા જ જોઇએ એવો એ નિયમ કાંઇ જળવાતો ન હોવાથી, ઉચિત સન્માર્ગે દોરવનાર યોગ્ય નેતાને અભાવે, સમાજ ગમે તેવી સ્વાર્થમય, ઉટપટાંગ થતી પ્રવૃત્તિઓ

એ વિષય ચર્ચાય તો જાહેરમાં એનો અનેરો પ્રભાવ પડે. પરિણામે, અમે અમારા મિત્ર, સુપ્રસિદ્ધ ગુર્જર ગ્રન્થકાર સુરત સનાતન ધર્માવલમ્બી, ભાઇ નારાયણ વિસનજી ઠક્કુરને અમારા ચાલુ સાપ્તાહિક પત્રમાં આ વિષય ઉપર લખવા આગ્રહ કર્યો. તેમણે તે કાર્યનો સહર્ષ સ્વીકાર કર્યો અને "કુચ્છવર્તમાન "માં એ વિષય ઉપર એક ચાલુ લેખ લખવાનો આરમ્ભ કર્યો અને એ લેખ પૂરો પણ થયો. પ્રસ્તુત લખાયલો લાંબો લેખ વાચકવર્ગને બહુ જ પસંદ આવ્યો, અને તેને પુસ્તકના આકારમાં પ્રકટ કરવા ચોમેરથી માગણીઓ થવા લાગી, જેથી તે તે સ્વરૂપમાં પ્રકટ કરી વાચકોના કરકમળમાં રજુ કરવામાં આવે છે. આ પુસ્તકની શાસ્ત્રીય ભૂમિકા અમારી પ્રાર્થનાનુસાર ગુજરાતના વિદ્વદ્વર્ય શ્રીયુત જેઠાલાલ ચિમનલાલ સ્વામી-નારાયણ એમ. એ. મુંબાઇ ઇલાકાની ધારાસભાના સભ્યે લખી આપી છે જે માટે અમે તેમના આભારી છીએ. આ રીતે ઉભય સનાતન ધર્માવલમ્બી સાક્ષરોની અનુભવ સિદ્ધ કલમવડે ઐતિહાસિક અને શાસ્ત્રીય દૃષ્ટિએ લખાયલું પ્રસ્તુત પુસ્તક હિન્દુસંસારમાં અવશ્ય સન્માનને પાત્ર થશે એ નિઃસંદેહ છે.

**વર્તમાન સમયનો મુખ્ય વિષય.**

વર્તમાન સમયમાં જ્યાં જાઓ ત્યાં, જ્યાં જઇ ઉભા રહો ત્યાં બેચાર જણ ટોળે વળી વાતો કરતાં સાંભળો તો દરેક સ્થળે શુદ્ધિ અને સંગઠન, હિન્દુ સભા અને આર્ય સમાજની જ વાતો થતી સાંભળશો. આ વિષયમાં હિન્દુઓને સમયસર થએલું ભાન, તેમને હજમ કરી જવા ઇચ્છતી કોમને રૂચ્યું નથી; તેમને તે ખુંચે છે અને તેથી તેઓએ

જાણુતા હોય છે કે સમાજને તેમનો સહવાસ પ્રિય નથી. પરન્તુ જો તેઓ પોતે પણ પોતાના થતા તિરસ્કારનું ખરૂં કારણ જાણતા હોત તો સંભવ છે કે તેઓએ શુદ્ધ થવા ક્યારનાએ પ્રયત્ન કર્યા હોત. વળી, આશ્ચર્યતો એ છે કે જેઓ તેઓનો તિરસ્કાર કરે છે તેમને પણ, તેઓ તિરસ્કાર શા માટે કરે છે, તેની ખબર સુદ્ધાં હોતી નથી. પરંપરા ચાલતી આવી છે માટે તિરસ્કાર કરવો જ જોઇએ, ન કરીએ તો અધર્મ થાય, આપણા પુર્વજોએ પગપાનીનું છેટું કરી મૂક્યું છે; તેઓ શું બુદ્ધિશાળી નહોતા? એનું રહસ્ય આપણે ન સમજી શકીએ, સમજવા પ્રયત્ન કરવો તેમાં પણ પૂર્વજોની બુદ્ધિમાં, અવિશ્વાસ કરવા જેવું છે. ધૃષ્ટતા છે, નાસ્તિકતા છે, એટલે જે ચાલતું આવ્યું છે તેજ આગળ ચલાવવું જોઇએ એ વૃત્તિ હિન્દુ સમાજ પૈકીના મોટા ભાગની છે. તદુપરાંત, વળી, મનાતા અશુદ્ધોનો મોટો ભાગ તો, "પરમાત્માએજ" તેમને અશુદ્ધ સરજ્યા છે એમ માની આશ્વાસન લે છે. તેઓ તો એમ માની જ લે છે કે "આપણા પુર્વ જન્મનાં કર્મ હલકાં હશે તેથી આપણે હલકી જાતિમાં જન્મ્યા અને ઉચ્ચ જાતિએ પુર્વે ઉચ્ચ કર્મ અને પુણ્યો કરેલાં હશે ત્યારેજ તેમનો ઉચ્ચ જાતિમાં જન્મ થયો છે અને તેઓ ઉચ્ચ જાતિમાં જન્મેલા હોવાથી તેમને આપણો તિરસ્કાર કરવાનો–આપણને અશુદ્ધ અને નીચા ગણવાનો તેમનો હક છે." આ રીતે ભ્રમ ભર્યા ખ્યાલો વડે અને અનુચિત તથા અન્યાય નીતિ વડે ઉભય પક્ષ થોડા યા વધુ અંશે સંતોષ માનતા હતા, સંતોષ માને છે. પરન્તુ તેમના આ સંતોષમાં, આશ્વાસનમાં ખોટા ખ્યાલ, અન્યાય, અધર્મ અને પક્ષપાત હોતાં આ સ્થિતિ હિન્દુ સમાજને

તરફ દોરવાઇ જઇ થતી ચર્ચાઓ અને વાતોમાં, રસ, ભાગ લેવા મંડી પડે છે. વળી, સારાસાર સમજી, બુદ્ધિપૂર્વક કોઇ તેની ચર્ચાએ કરતું નથી તેનું સ્પષ્ટ પ્રમાણ એજ છે કે, પ્રસ્તુત શુદ્ધિ, સંગઠનની પ્રવૃત્તિ સંબંધે, મુસલમાનો કે અન્ય વિધર્મીઓ તરફથી અનુચિત ચર્ચાઓ અને અનુચિત વર્તાવ થાય એ તો કાંઇયે સમજાય તેવું છે પરન્તુ આનો "इस घरको आग लग गइ, घरके चिराग़से." ના જેમ ખુદ હિન્દુઓ જ તરફથી થતી અનુચિત ચર્ચાઓ અને ચેષ્ટાઓ પણ એ જ સમાજઘાતક નિયમને અનુસરી થતી હોય તેવું આ સમયે સ્પષ્ટ સમજાય છે.

**खोटा ख्याल, खोटां आश्वासनः खोटो फफळाटः**

શુદ્ધિની ચળવળજ એવી છે કે જે ખરેખર નિઃસ્વાર્થ અને શુદ્ધ હૃદય વગર સમજાય કે તેનું સાચું રહસ્ય ગળે ઉતરે એ બનવાજોગ નથી. આ સમયે ખુબી તો એ જોવાની છે કે એક માણસને તેના મૂળ ધર્મમાંથી, જબરદસ્તી કે ફોસલાવીને વટલાવનારાઓને જ્યારે કોઇ પૂછતું નથી ત્યારે ખોટી સમજથી કે પ્રતિકૂળ સંયોગો સામે થવા પૂરતા, આત્મબળના અભાવે, એક સમયે વટલી ગયલાઓ—પોતાના મૂળ ધર્મમાં આવવા ઇચ્છનારાઓને, પરોપકારી, ધાર્મિક બુદ્ધિથી ઉદાર ભાવે સાહસ ખેડીને સહાયતા કરનારાઓને વિના કારણે વગોવવામાં આવે છે. શુદ્ધિની પ્રવૃત્તિ આ સમયે કેટલી સમયોચિત અને અગત્યની છે તે માટે ક્વચિતજ કોઇ વિચાર દોડાવે છે. ખુદ શુદ્ધ થનાર પૈકીના ઘણાઓને પણ એ ખબર નથી હોતી કે પોતે કોણ છે અને તેઓ શા માટે બહિષ્કૃત છે. તેઓતો એટલુંજ

જાણતા હોય છે કે સમાજની તેમનો સહવાસ પ્રિય નથી. પરન્તુ જો તેઓ પોતે પણ પોતાના થતા તિરસ્કારનું ખરૂં કારણ જાણતા હોત તો સંભવ છે કે તેઓએ શુદ્ધ થવા ક્યારનાએ પ્રયત્ન કર્યાં હોત. વળી, આશ્ચર્યતો એ છે કે જેઓ તેઓનો તિરસ્કાર કરે છે તેમને પણ, તેઓ તિરસ્કાર શા માટે કરે છે, તેની ખબર સુદ્ધાં હોતી નથી. પરંપરા ચાલતી આવી છે માટે તિરસ્કાર કરવો જ જોઇએ, ન કરીએ તો અધર્મ થાય, આપણા પુર્વજોએ પગપાનીનું છેટું કરી મૂક્યું છે; તેઓ શું બુદ્ધિશાળી નહોતા? એનું રહસ્ય આપણે ન સમજી શકીએ, સમજવા પ્રયત્ન કરવો તેમાં પણ પૂર્વજોની બુદ્ધિમાં, અવિશ્વાસ કરવા જેવું છે. ધૃષ્ટતા છે, નાસ્તિકતા છે, એટલે જે ચાલતું આવ્યું છે તેજ આગળ ચલાવવું જોઇએ એ વૃત્તિ હિન્દુ સમાજ પૈકીના મોટા ભાગની છે. તદુપરાંત, વળી, મનાતા અશુદ્ધોનો મોટો ભાગ તો, "પરમાત્માએજ" તેમને અશુદ્ધ સરજ્યા છે એમ માની આશ્વાસન લે છે. તેઓ તો એમ માની જ લે છે કે "આપણા પુર્વ જન્મનાં કર્મ હલકાં હશે તેથી આપણે હલકી જાતિમાં જન્મ્યા અને ઉચ્ચ જાતિએ પુર્વે ઉચ્ચ કર્મ અને પુણ્યો કરેલાં હશે ત્યારેજ તેમનો ઉચ્ચ જાતિમાં જન્મ થયો છે અને તેઓ ઉચ્ચ જાતિમાં જન્મેલા હોવાથી તેમને આપણો તિરસ્કાર કરવાનો–આપણને અશુદ્ધ અને નીચા ગણવાનો તેમનો હક છે." આ રીતે ભ્રમ ભર્યા ખ્યાલો વડે અને અનુચિત તથા અન્યાય નીતિ વડે ઉભય પક્ષ થોડા યા વધુ અંશે સંતોષ માનતા હતા, સંતોષ માને છે. પરન્તુ તેમના આ સંતોષમાં, આશ્વાસનમાં ખોટા ખ્યાલ, અન્યાય, અધર્મ અને પક્ષપાત હોતાં આ સ્થિતિ હિન્દુ સમાજને

અધોગતિને પંથે લઈ જતી જોઇ, સુજ્ઞ હિન્દુ નેતાઓ સવેળાએ ચેત્યા, ઉચ્ચ મનાતા હિન્દુ સમાજની આ આપખુદી તેમને અન્યાયી અને અસહ્ય જણાતાં તેમણે તજાયલા સ્વબન્ધુઓની વ્હાર કરી અને પડકાર કર્યો છે કે "આપત્તિ કાળે અમારાથી વિખૂટા પડેલા અમારા બન્ધુઓ અમારી સાથે ભળી શકે છે." આર્યાવર્તનો પ્રતિહાસજ પોકારી પોકારી કહી રહ્યો છે કે જ્યારે જ્યારે આર્યો ધર્મચ્યુત થઇ અન્યાય અને અધર્મના માર્ગને અનુસર્યા કરે છે ત્યારે ત્યારે તેમને ઉચિત એવા ન્યાય અને ધર્મને માર્ગે દોરવનાર મહાન્ આત્માઓ, આર્ય દેશમાંજ ઉત્પન્ન થયા છે અને દેશનું ગૌરવ અને વાસ્તવિક ગર્વ તેમણે જાળવ્યાં છે. તેમના પ્રતાપેજ ભાંગ્યા તૂટયા આર્ય દેશની સંસ્કૃતિ આજ પણ અન્ય અનેક દેશોને આદર્શ—માર્ગદર્શક થઇ પડી છે—થાય છે. ભારતવર્ષની આ ભવ્ય અને આદર્શ વ્યક્તિઓના પડકારને હિન્દુ સમાજે વધાવી લીધો છે-અને સારાયે ભારતમાં આજતો એક પછી એક એમ સંખ્યાબન્ધ થતા શુદ્ધિનાં કાર્યોએ, સેંકડો વર્ષથી વિખૂટા પડેલા ભાઇઓના રામ ભરત સમાન થતા મેળાપનાં અપૂર્વ દ્રશ્યોએ, હિન્દુ જાતિને હજમ કરવા ઉત્કંઠિત વિધર્મી જાતિઓને બહુ હ્યમચાવી મૂકી છે. ખાસ કરીને મુસલમાન કોમ-તો હિન્દુઓની આ પ્રવૃત્તિ સામે ખોટી રીતે રોષ કરી મૂકી, જ્યાં અને ત્યાં હિન્દુઓની સાથે લડવાની તત્પરતા દાખવી રહી છે.

**શુદ્ધ થતા સમૂહોનો સિંહનાદ.**

ચોમેરથી, આજતો વટલેલા હિન્દુઓના શુદ્ધ થતા જતા સમુહો સિંહનાદે પોકાર કરી રહ્યા છે કે "અમે તો રામ અને કૃષ્ણનાં સંતાન છીએ, અને ભારતની કામધેનુ ગોમાતાની રક્ષા કરવી

એ અમારું પરમ કર્તવ્ય છે." આ પ્રકારની જાતિમાં જીવન જ્યોતિ પ્રકટી રહી છે, પ્રકટાવવામાં આવે છે.

**શુદ્ધિની પ્રથા સનાતન છે.** શુદ્ધિનો વિષય હિન્દુ સમાજ માટે કાંઇ નવીન નથી, એતો સનાતન કાળથી ચાલતો આવેલો હિન્દુ સમાજનો એક પ્રચલિત રીવાજ છે. શુદ્ધિ એતો હિન્દુનો જન્મસિદ્ધ હક્ક છે. શુદ્ધિ નવીન છે એમ કહેવું કે તેમ સાબિત કરવા પ્રયાસો કરવા એતો પોતાને ઇતિહાસથી અજ્ઞાન સિદ્ધ કરવા જેવું છે કેમકે પ્રસ્તુત પ્રાયશ્ચિત વિધાનતો પ્રાચીન કાળથી ચાલતો આવે છે કે જ્યાં પવિત્ર વેદ અને સ્મૃતિ ઓની સાક્ષી છે. આ દેશમાં કે આ દેશ ઉપર જેટલા વિદેશીઓ, હુણો, ગ્રીકો, સીરીયન્સ વિગેરે આવ્યા-ભારતવર્ષે તેમનો સત્કાર કરી, આર્ય બનાવ્યા. કેટલાક અર્ધ દગ્ધ વિધર્મીઓ તો વળી એમ પણ કહે છે કે શુદ્ધિની પ્રથા પ્રાચીન હિન્દુ ધર્મમાં નહોતી, શુદ્ધિની બાબતમાં તો આર્ય સમાજીઓએ ખ્રીસ્તીઓનું અનુકરણ કર્યું છે. આ રીતે અમારા ભારતવાસી હિન્દુઓનીજ, ઇતિહાસની અનભિજ્ઞતા અમે અનુભવીએ છીએ ત્યારે અમને આશ્ચર્ય થયા વિના રહેતું નથી.

**શુદ્ધિનાં દ્રષ્ટાન્ત.** બંગવાસી મહાન્ વિભૂતિ, ગુરુ ચૈતન્યે, હજારો મુસલમાનોને શુદ્ધ કરી વૈષ્ણવ સંપ્રદાયમાં તેમને દાખલ કર્યાહતા. તદુપરાંત પુરાણોમાં અનેક શુદ્ધિનાં વર્ણન આવે છે. મિશ્રમાં દસ સહસ્ત્ર મિશ્રીઓને શુદ્ધ કર્યાનું વર્ણન

પણ પુરાણોમાં જ આવે છે. ઔરંગઝેબના સમયમાં થયેલી શુદ્ધિઓનાં બનેલાં અનેક દ્રષ્ટાન્ત છે. શિવાજી મહારાજે અનેક મુસલમાનોની શુદ્ધિ કરી હતી; અને તે ક્રિયાનું નામ પણ શુદ્ધિ રાખવામાં આવ્યું હતું. વળી, વિક્રમના સમયમાં અનેક સિથિયન જાતિના પુરૂષો ભારતવર્ષમાં આવેલા તેમને તથા સઘળા હુણુજાતિના લોકોને આર્ય જાતિમાં ભેળવી દેવામાં આવ્યા હતા. કાશ્મીરના મહારાજા રણવીરસિંહે " રણવીર પ્રકાશ " ગ્રન્થ આ શુદ્ધિના સમર્થનમાં જ તૈયાર કરાવ્યો હતો કે જેના આધાર ઉપર કાશ્મીરમાં અત્યાર પૂર્વે અનેક શુદ્ધિઓ થયેલી છે. આટલાં આટલાં શાસ્ત્રીય અને ઐતિહાસિક પ્રમાણો અસ્તિત્વમાં હોવા છતાં કહેવું કે શુદ્ધિની પ્રથાતો ઇસાઇઓ પાસેથી આર્યસમાજીઓએ લીધેલી છે એ તો બાલિશતા માત્ર છે. પ્રસ્તુત રીતે આ ચળવળ તો જેમ ઇસાઇઓની નથી તેમ ફક્ત આર્યસમાજીઓની પણ નથી. પણ આ તો પોતાને હિન્દુ કહેવડાવનાર દરેક વ્યક્તિની, હિન્દુધર્મના દરેક આચાર્યની અગત્યની ફરજ છે કેમકે દરેક હિન્દુને માન્ય એવા વેદની આજ્ઞા છે કેઃ—

यथेमां वाचं कल्याणी मावदानि जनेभ्यः । ब्रह्मराजन्या भ्यांशुद्रायचार्याय चस्वाय चारणाय । प्रियो देवानां दक्षिणायै दातुरिह भूया समयं मे कामः समृध्यता मुप मादो नमनु ॥ यजु० २६ अध्याय मंत्र २

भावार्थः इस मंत्र मे उपमालंकार है. परमात्मा सब मनुष्यों के प्रति इस उपदेशको करता है कि

यह चारों वेद रूप कल्याण कारिणी वाणी सब मनुष्यों के हित के लिये मैं ने उपदेश की है इसमें किसीको अनधिकार नहिं है, जैसे मैं पक्षपात छोड के सब मनुष्यों में वर्तमान हुआ पियारा हुं वैसे आप भी होओ। ऐसे करने से तुम्हारे सब काम सिद्ध होंगे.'

**शुद्धि पटले हिंदु धर्मप्रचार.**

આ રીતે શુદ્ધિ કરવી એતો હિન્દુધર્મના પ્રચાર કરવા સમાન ગણાયું છે અને એ પ્રચાર કરવો એ દરેક આર્યનું, દરેક હિન્દુનું પરમ કર્તવ્ય છે. હિન્દુસમાજ જ્યાં સુધી સંગઠિત હોય, ચાર વર્ણોમાં જ વ્હેચાયલો હતો ત્યાં સુધી તો મહા પ્રબળ હતો. નિયત થયેલા ચારે વર્ણો, પોતપોતાની યોગ્યતા અને નીતિ અનુસાર સ્વવર્ણને અને જગતને ખીલવી રહ્યા હતા. તે સમયે, હુણ, મિશ્ર અને યુનાન આદિની કેટલીય પ્રજાઓ આવી અને અહીં ભળી ગઇ કારણ કે તે સમયે મનુષ્યજાતિ એક જ હતી. એ સમયે પરસ્પરની "છૂ ત્યાં" ના મિથ્યા આચરણને સમાજમાં સ્થાન નહોતું; તેથી તે વિદેશી પ્રજાની વ્યકિતઓ પોતાની યોગ્યતા અનુસાર આર્યજાતિમાં ભળી જઈ શકી હતી. એટલું જ નહિ પણ ઉચિત અધિકારોને પણ પ્રાપ્ત કરી શકી હતી. પરન્તુ દુર્ભાગ્ય વશાત સમય જતાં કૃત્રિમ ભેદો પડતાં દશા બગડી અને તેમાંયે અનેક મતમતાંતરો થતાં તો સ્થિતિ વધારે બગડી, વેદ તથા હિન્દુ સંસ્કૃતિનાકોઇપણ ધર્મ કે જ્ઞાનના પુસ્તકમાં પાંચમો વર્ણ જ નહોતો અને નથી–તે પેદા થયો અને તેના પરિણામે આપણી મનુષ્ય જાતિ છિન્ન વિચ્છિન્ન થઇ.

**दशा केम बगडती गई.**

મુસલમાનો આવ્યા, ત્યાર બાદ તો આપણી દશા વિશેષ બગડતી ગઇ. આપણા ભેદોથી તેઓ ફાવ્યા. તલવારના બળે પણ તેઓ તેમનો ધર્મ વધારવા લાગ્યા. આજ લગભગ સાત કરોડ મુસલમાનો અને અર્ધો કરોડ ઇસાઇઓ મળી, એકંદરે સાડા સાત કરોડ, આપણે ધર્મનાં દ્વાર સાંકડાં રાખતા હોવાથી તથા પોતાના ભાઇઓ પ્રત્યે નિષ્ઠુર થઇ અત્યાચારો કર્યાથી, વટલી વિધર્મી બન્યા છે. જે કોઇ વટલે છે તેને આપણે કાઢી નાંખીએ છીએ. ફરીથી લેતા નથી, તેમના સામે તિરસ્કારની દ્રષ્ટિથી જોઇએ છીએ. પરિણામે આ દિશામાં આપણી સ્થિતિ આપણે પોતેજ આપણે હાથે બગાડી છે.

**पौराणिक दृष्टिए शुद्धि.**

પૌરાણિક દષ્ટિએ પણ શુદ્ધિને અવકાશ છે પરન્તુ તેનો લાભ આપણે ક્વચિતજ લેતા અને હજુએ જૂના મતના લોકો વિશેષ લાભ લેતા થયા નથી.

**आर्य समाज अने हिन्दु महासभाः संगठन अने इलाज**

હિંદુસ્થાનનાં એ સદ્‌ભાગ્ય છે કે સંસારોદ્ધારક મહર્ષિ સ્વામિશ્રી દયાનન્દ સરસ્વતી સ્થાપિત આર્યસમાજ અને વૈદિક સિદ્ધાન્તો ઉપર કુરબાન જવા ઉત્સુક આર્યો આજ એ ક્ષેત્રમાં ચાહોમ કરી કૂદી પડયા છે. વળી હિન્દુ મહાસભા પણ હવે પોતાનું એ દિશાનું કર્તવ્ય સમજી છે, જેથી તેણે પણ શુદ્ધિનું કામ હાથ ધર્યું છે. સમાજીસ્ટોએ તો શરૂઆતથીજ આ પ્રવૃત્તિને થોડી ઘણી પણ સચેત, જાગ્રત રાખી, વિધર્મીઓના વેગને રોક્યો છે.

પરન્તુ ખેદનો વિષય એ છે કે અત્યાર સુધી હિન્દુ જાતિ, પોતાનું હિત, અહિત, પોતાના દોસ્ત દુશ્મનનું જ્ઞાન ન ધરાવતી હોવાથી, આ સત્કાર્યમાં વિઘ્ન રૂપ થઇ આડે આવતી રહી છે. આ રીતે જ્યારથી આપણે સ્વકર્તવ્યહીન બન્યા, પરિણામે ત્યારથી થપ્પડો ખાવા માંડી, આપણામાંથી જે ગયો તે ગયો અને એવીજ રીતે ગયેલા આપણા સાત કરોડ ભાઇઓ આજ કાંડાંબાવડાં ચઢાવી આપણી સાથેજ લડવા તૈયાર થયેલા જોવામાં આવે છે. વળી આપણે પણ ટુંક બુદ્ધિ અને અજ્ઞાનને લીધે પોતપોતાની ખીચડી અલગ પકવવા લાગ્યા હોવાથી પરિણામ આપણું સંગઠન પણ તૂટ્યું; અને ભલા, સંગઠન વિનાનો તે કયો સમાજ સંસાર સામે ટકી શકયો છે ? પશ્ચિમના ભયંકર સંગ્રામે સારાયે સંસારને અત્યાર પૂર્વે કયારનુંયે સાબિત કરી આપ્યું છે અને ભારતની છેલ્લી બે ત્રણ વર્ષની સ્થિતિથી સમજાયું છે કે સંસારમાં જે સમાજને સ્વમાનથી રહેવું હોય, સ્વતંત્રતાને પ્રાપ્ત કરવી હોય, નિર્ભયતા અને નિડરતાથી વિપક્ષીઓ સામે, તેમના અન્યાયી અને ધર્માન્ધ આક્રમણો સામે પ્રતિકાર કરવા તાકાતવાન બની રહેવું હોય તો તેનો એકલો અને સર્વમાન્ય રહેલો ઇલાજ સમાજ સંગઠનનો છે. સારાયે ભારત, આ સમય સ્વતંત્ર થવા તલપી રહ્યો છે; ધમપછાડા મારી રહ્યો છે. પરંતુ એ સ્વતંત્ર થવાનો સર્વ આધાર આપણા ભારતવાસીઓના સંગઠન ઉપર અવલમ્બી રહેલ છે એ ભૂલાઇ જવાય છે.

ભારતનાં ગર્વ અને ગૌરવ હિન્દુઓના પૂર્વજોને અને સંસ્કૃતિનેજ આભારી છે તેમ હિન્દુ-

મુસ્લીમ ભાઇઓનું એજ ભારતને પોતાનો દેશ માની, લક્ષ કયી વાજુ છે ? માત્ર તેનીજ ઉન્નતિ અવનતિમાં પોતાની ઉન્નતિ અવનતિ જૂએ છે,

માને છે. સિવાય ભારતમાં વસતી અન્ય કોમો પૈકીની તો કોઇ અરબસ્તાન, ટર્કિ કે કાબૂલમાં પોતાનું ભવિષ્ય ભાળે છે તો કોઇ પાશ્ચાત્ય સંસ્કૃતિમાં ઉન્નતિ સમજે છે તો વળી કોઇ ઇરાનમાં પોતાનો પુનઃનિવાસ કરવાં ઇચ્છા રાખે છે. આપણે સ્પષ્ટ અનુભવી રહ્યા છીએ કે હિન્દના મુસલમાનો અરબસ્થાન, અફઘાનિસ્થાન, ઇરાન અને તુર્કસ્થાનની વિદેશી પ્રજાઓ માટે જ પોતાથી બનતું સર્વ કાંઇ કરે છે. સુપ્રસિદ્ધ વિચારક ભાઇ પરમાનંદ જેઓએ આ સમ્બન્ધે બહુ વાંચ્યું, વિચાર્યું છે તેમના એક સ્થળે લખવા મુજબ "જો મુસ્લીમો હિન્દને પોતાની માતૃભૂમિ તરીકે માની લેતો આમાં જરાએ અડચણ ન આવે" અને હિંદુ મુસ્લીમ સંગઠન થાય. પણ પંચાત તો એ છે કે મુસલમાનો હિન્દને તેવી ભાવનાથી જોતા જ નથી. ભારત પર તેમનો પ્યારજ ક્યાં છે? ભારતમાં લાખો દેશબન્ધુઓને પોતાની નજર સામે ભૂખે મરતા નિહાળવા છતાં, ભારતમાં અવાર નવાર દુષ્કાળ પડતાં હોવા છતાં તેમને જરાયે લાગણી થયેલી આપણે અનુભવી નથી. જ્યારે સ્મર્ના કે મદિનાની પ્રજાનાં અનેક સંકટોના નિવારણ અર્થે લાખ્ખોનાં ફંડ ભારતમાંથી ઉઘરાવી ત્યાં મોકલી આપતાં અને આપણા ઉદાર દિલના હિન્દુ સખી શાહુકારોથી માંડી, ગરીબ સુદ્ધાં પાસેથી નાણાં ઉઘરાવતાં, આપણે તેમની લાગણી ઉભરાઈ જતી અનેક વખતે સ્પષ્ટ રીતે જોઇ છે; એટલે અનુભવને અન્તે છેવટે એ નિર્ણય ઉપરજ અવાય છે કે હિન્દુઓ આપસમાં જેટલું સંગઠન કરી ભારતની ઉન્નતિ અર્થેની સાધના સાધશે તેટલુંજ ભારતનું ભવિષ્ય ઉન્નત અને ઉજ્વળ થવા સંભવ અને શક્ય છે. પરન્તુ હિન્દુઓને તો તેનું જોઇએ તેવું અને તેટલું ભાનજ ક્યાં છે ? આપણો

રાજકીય ઉદ્ધાર પણ નથી થતો એનું મુખ્ય કારણ એજ છે કે આપણી સામાજિક સ્થિતિ જોઇએ તેવી નથી. એ સામાજિક સ્થિતિની દુર્બળતા અને છિન્ન ભિન્નતાને લઇનેજ, આજે ઓછામાં ઓછાં એક હજાર વર્ષ થયાં ભારતવાસીઓ અધિકાધિક દુર્બળ થતા જાય છે અને તેમના અસંખ્ય ભાઈઓ તેમનાથી છુટા થઈ, વિદેશીઓ, વિધર્મીઓમાં જઈ ભળી રહ્યા છે.

**વાંક કોનો ?**

આજે ભારત વર્ષમાં લગભગ સાત ક્રોડ મુસલમાનો અને સાંડેક લાખ જે ખ્રિસ્તીઓ છે એ બધા ક્યાંથી આવ્યા? તેમાંથી માત્ર થોડા જ હજાર શિવાય, બધાય ભારતના હિન્દુઓમાંથી તેઓ ગયેલા, ભળેલા છે. આ રીતે ગયેલાઓમાંથી, બહુધા, તો માત્ર હિન્દુઓની અસહિષ્ણુતાથી અથવા અન્યાય ભરેલી વર્તણુકથી જ ગયેલા છે. હજુએ આપણને આ આપણા આત્મઘાતી વર્તનનું કયાં ભાન છે? આજ પણ આપણા સમાજ કે જ્ઞાતિના અનુચિત અને નિરર્થક રિવાજોમાં પરિવર્તન કરવાનું આપણને કયાં સૂઝે છે? ભલે ને એક ઢેડ કે ભંગી હોય! પરન્તુ એ " વીરીયો " ઢેડ તુલસીનો કયારો સ્વઆંગણે રાખે છે, ગાયને પૂજે છે, રામ કૃષ્ણનું નામ લઇ માળા ફેરવે છે અને જનસમાજનું જે મલિનમાં મલિન કાર્ય તે કરી પોતાને હિન્દુ કહેવડાવે છે છતાં તે " વીરીયો " ઢેડ હિન્દુ સમાજને ત્યાજ્ય છે, હિન્દુસમાજ તેને અડકતાં અભડાય છે. પરન્તુ એજ " વીરીયો " ઢેડ જ્યારે ખ્રિસ્તી ધર્મ સ્વીકારી " વીરીયા " માંથી વિલ્સન બને છે, ગોરક્ષકમાંથી ગોભક્ષક બને છે, તુલસીના ક્યારાને ઉખેડી, ફેંકી દઇ, રામ કૃષ્ણ નામનો અને દેવ મન્દિરોનો

ખંડક બની, કોઇ સાહેબનો ભલેને બબરચી બને, તોયે પછી શી તાકાદ છે હિન્દુસમાજની કે તે તેનો જાહેર તિરસ્કાર કરી શકે? તેમ એ "વીરીયો ઢેડ" મહમદખાં કે જીમાખાં થઇ બેસે તો તો તે જ હિન્દુઓના ઘરમાં ચાકર રહી શકે, હિન્દુઓની સ્ત્રીઓના રક્ષક તરીકે સાથે ફરી શકે અને દેવમંદિરો કે દુકાનોની રક્ષા કરવાને પાત્ર પણ ઠરી શકે. વળી એક વખતના ગમે તેવા સંજોગોમાં પણ ઉચ્ચ જાતિનો હિન્દુ જો પોતાનો ધર્મ-ફરજ ચૂકે તો તે હિન્દુ સમાજમાં રહી ન શકે, કોઈ પણ પ્રાયશ્ચિત ના અન્તે પુનઃ તે હિન્દુ સમાજમાં ભળી શકે નહિ. વાચક, આ છે આપણી હિન્દુ જાતિની દશા! એ તો ઇતિહાસસિદ્ધ વાત છે કે ભારતમાં જ્યારે મોગલાઇ રાજ સત્તા પ્રબળ હતી ત્યારે મુસલમાનો હિન્દુઓને વટલાવવા ખાતર માત્ર તેમના મ્હોમાં થૂંકતા અથવા તો પોતાનું પાણી પાતા. બસ, એક હિન્દુને વટલાવવાને તે સમયે આટલી ક્રિયા બસ હતી. તેમને ખાતરી હતી કે આ રીતે વટલાવેલી વ્યક્તિને પણ હિન્દુ સમાજ પુનઃ પોતાનામાં દાખલ કરશે નહિ અને થતું પણ તેમજ, જેનું વિષમ પરિણામ આજે આપણે અનુભવી રહ્યા છીએ. આપણે ઘણીયે વાર વિધર્મીઓને ભાંડીએ છીએ પણ આપણે કયારેય પણ તેમની ખુબીઓ જોવા છતાં તેમની ખુબીઓને વિચારવા કે તેને અનુસરવા પ્રયાસ કર્યો છે? આપણે આપણા સમાજ, ધર્મને હાનિ થતી અટકાવવાને માટે કાંઇ પણ કરીએ છીએ ખરા કે? કોઇને એક ધર્મમાંથી બીજા ધર્મમાં લેવાના કાર્ય કરતાં એને એનાજ ધર્મમાંથી જતો અટકાવવાનું કાર્ય વધારે સહેલું છે, છતાંએ આપણે એમાંનું કાંઇ પણ કર્યું છે, કરીએ છીએ?

**अर्धदग्ध हिन्दुओनी मान्यता.**

આપણે પ્રાતઃ સ્મરણીય પ્રતાપના બાહુ જેવા ભીલોને હલકા ગણ્યા, શિવાજી મહારાજના માવલાઓને આપણે નીચે રાખ્યા. આ પરથી હિન્દુ કોમની રક્ષક પ્રવૃત્તિઓ કેટલી સંકુચિત છે તે સ્હેજે સમજી શકાય તેમ છે છતાં, આપણામાં એવા માણસો છે કે જેઓ હિન્દુ સમાજનું અસ્તિત્વ ભયમાં હોવાની બૂમ પહેલી શરૂ કરવા માટે હિન્દુઓને વગોવે છે અને જણાવે છે કે, રાષ્ટ્રીય હિતની લડતને નુકશાન પુગાડવા માટે એ શુદ્ધિ સંગઠનની પ્રવૃત્તિનો પ્રેરક હિન્દુ સમાજ જ જવાબદાર છે. આ સમયે આશ્ચર્યની વાત તો એ લાગે છે કે આ ટીકાકારો એક સીધા સવાલનો સીધો જવાબ શા સારૂં આપતા નથી કે જ્યારે હિન્દના બીજા ધર્મો પોતા વચ્ચેનું ઐક્ય મજબૂત કરવા ઉપરાંત પોતાનો ધર્મ–ધર્માનુયાયીઓની સંખ્યા વધારવા તનતોડ મહેનત કરી રહ્યા છે તો હિન્દુઓએ પોતાના જ વિખુટા પડેલા ભાઇઓને મેળવવા, પ્રયાસો કાં ન કરવા ? આજ મુસલમાનોની તન્ઝીમ અને તબ્લીગ, મુસ્લીમ લીગ અને ખિલાફત કમિટીઓ વળી ખ્રિસ્તી મિશનરિ આદિઓની અનેક પ્રકારની વિવિધ ધર્મોની, ધર્માન્તરોની જે પ્રવૃત્તિઓ તેને દાબી દેનાર કોઇ સત્તા આ દેશમાં છે ખરી ? વળી, આજ, "કોમી ભાવ ન રાખો, ન કરો," ના કહેનાર, હિન્દુધર્મના એજ શાહુઓ, વર્ષો અગાઉ મુસ્લીમ લીગ અને ખીલાફત મંડળોના કોમી ભાવને પોતાના તરફથી ટેકો આપતા આવ્યા છે, રહ્યા છે, અને પોતાના ભાઇઓને પણ પોતાની ચાલે, નીતિએ ચાલવાનો આગ્રહ કરી રહ્યા છે, કરતા આવ્યા છે. તદુપ-

રાંત આગાખાન કે આગાખાનીઓ-જેવા ટોળાં, ભંગી, આદિ અજ્ઞાન પછાત વર્ગના હિન્દુઓને લોભાવી, લલચાવીને ખોજા બનાવી જે વગર જરૂરનો કુસંપ ઉપસ્થિત કરે છે તેમને તેમ ન કરવાનું કહેવાતો કોઇ હિમ્મત જ કેમ નથી કરતું ? જ્યાં મુસ્લીમ કોમ આ રીતે "મીઠું મીઠું હાસ્ય" કરતી ઉલટો "ચોર કોટવાળને દંડે" તેની માફક, શુદ્ધ પ્રચારના પવિત્ર કાર્યની સામે કાગારોળ કરી મૂકતી હોય, હિન્દુ નેતાઓ એ કાગારોળથી ગભરાઇ જતા હોય, ત્યાં મૌલાના મહમદઅલી જેવા, મહાત્મા ગાંધીજી જેવાઓને મુસલમાન બનાવવાની હામ ભીડે અને હિન્દુ કોમ અને ધર્મનું હડહડતું અપમાન કરનારા ગર્વ યુક્ત વચનો એ બોલે એમાં આશ્ચર્ય જેવું પણ શું છે ? શુદ્ધિ અને સંગઠનની પ્રવૃત્તિ વડે, રાષ્ટ્રીય હિત ભયમાં આવી પડવાની બાંગ પોકારનારા ડાહ્યા, ડમરાઓએ પણ વિચારવાની પરમ આવશ્યકતા છે કે જો હિન્દુસમાજનાં ધર્માનુકૂળ કાર્યો રાષ્ટ્રીય હિતને ભય રૂપ છે તો વિપક્ષની, ધર્મને, પ્રતિકુળ એવી પ્રવૃત્તિઓ રાષ્ટ્રીય હિતને કેટલી વિઘાતક હોવા સંભવ છે ? અમે તો માનીએ છીએ કે દિવસે દિવસે, અને કહાંકે કહાંકે હિન્દુ સમાજ ઉપર વિધર્મીઓ તરફથી કરવામાં આવતા અમાનુષી અત્યાચારોથી, તેમની અજ્ઞાનતાનું જ આ એક પરિણામ છે. નહિંતર આવી રીતે એક સંપીના અવાજ તળે ખાલી હિન્દુઓને જ તેમના એક શહેરી તરીકેના હક્કો પણ છોડી દેવાનું કહેવામાં આવે એનો અર્થ શો ?

પક્ષતાને નામેઃ કોંગ્રેસની મૂલ.

આ ઐક્યની વાતોમાં ને વાતોમાં તો કોન્ગ્રેસે કેટલાંક વર્ષ સુધી–અત્યારની ઘડી સુધી મુસલમાન હિતની વાતો ખૂબ આગળ ધરી અને પહેલાં તેમ જ ગાંધી યુગમાં કેટલોક વખત તો કોન્ગ્રેસ ખાસ મુસલમાનોનું ગુપ બની. એતો ક્યારનુંયે સ્પષ્ટ થઇ ચુક્યું છે, કે ખુદ, મુસલમાન ભાઇઓનો તો એમની મુસ્લીમ લીગ તરફ જેટલો પ્રેમ છે તેટલો કોન્ગ્રેસ તરફ નથી જ છતાંયે મુસલમાનોની ભાઇબંધી મેળવવા કોન્ગ્રેસે ખાસ પ્રયત્નો કર્યા છે. ૧૮૯૩ ની કોન્ગ્રેસમાં એક પણ ઉત્સાહી મુસલમાને ભાગ લીધો નહોતો છતાં મુસ્લીમોમાં કેળવણીનો વિશેષ પ્રચાર થાય તે સારૂ સરકારે ખાસ વધારાની સ્કોલરશિપો આપવાનો કોન્ગ્રેસે ઠરાવ કર્યો હતો. કોમી પ્રતિનિધિત્વ પણ આમજ ઘુસ્યું છે અને બન્ને મહાન કોમોમાં ફાટફુટ પાડી રહ્યું છે. ઐક્યને ખાતર હિંદુઓને બધુંય ત્યાગવાનો બોધ પ્રસંગે પ્રસંગે કરવામાં આવે છે પણ અમે પૂછીશું કે મુસ્લીમ એક નેતા પણ એવો બતાવશો કે જેણે મુસ્લિમ સમાજને યત્ કિંચિત્ પણ હિંદુઓ ખાતર જતું કરવા કહ્યું હોય કે ખુદ પોતે જતું કર્યું હોય ? આવી પરિસ્થિતિ વચ્ચે પણ હિંદુઓ જ્યારે પોતાની ધર્મ ક્રિયાઓ પૂરતા હક્કો માગવા કે પોતા ઉપર થતાં આક્રમણોથી બચવા, સંગઠન કરવા, સહકાર આપવા પોતાના ભાઇઓને કહે છે ત્યારે તેમને ઐક્ય તોડનાર, કુસંપના કીડા, સ્વરાજ્યના શત્રુ આદિ વિશેષણો લગાડવાની ધૃષ્ટતા કરવી એનો અર્થ શો ? ખરી રીતે તો સ્વેચ્છા અનુસાર કોઇ પણ ધર્મના અનુયાયી રહીને તેને અનુકૂળ આચરણ આચરવાની દરેક વ્યક્તિને કે સમાજને સ્વતંત્રતા હોવી આવશ્યક છે.

**शुद्धि सामे विरोध शा सारु?**

આજ કેટલાય સમયથી આર્યસમાજ અને હમણાં હિન્દુસભા શુદ્ધિનું કાર્ય કરતી રહી છે. પરન્તુ ક્યાંયે કોઈના ઉપર પણ બળપ્રયોગ થયાના ખબર આપણે સાંભળ્યા કે વાંચ્યા હોય એમ નથી. તેમ તેમણે કોઈને લાભ કે લાલચ આપ્યાં હોવાનું પણ સાંભળ્યું કે વાંચ્યું નથી. તો આવી પરિસ્થિતિ વચ્ચે થતી શુદ્ધિઓનો વિરોધ મુસલમાનભાઈઓ શા કારણે કરતા હશે, કરે છે, એ ન સ્હમજી શકાય, ન કલ્પી શકાય તેવી બાબત છે. આ ભારત-માં તો જેને ક્રિશ્ચિયન થવું હોય તે ક્રિશ્ચિયન થઇ શકે છે અને જેને મુસલમાન થવું હોય તે મુસલમાન થઇ શકે છે. મતલબ કે ભારત દેશની સ્થિતિ એવી છે કે, જેને જે ધર્મ સારો અને આલ જણાય તે તે ધર્મ સ્વીકારવાને સંપૂર્ણ રીતે સ્વતંત્ર છે, સ્વતંત્ર હોઇ શકે છે. એજ નિયમને અનુસરીને, હિન્દુ ધર્મમાં સમ્મિલિત થવાની ઇચ્છાવાલા સજ્જનો હિન્દુ પણ થઇ શકે છે. આ પરિસ્થિતિ વચ્ચે અમે અમારા મુસલમાન ભાઇઓને વિજ્ઞાપ્ત કરીશું કે સર્વ સમાજના સમાન હકવાળી એ પ્રવૃત્તિને તેઓ ખાસ પોતાની જ વિરોધી માની લઇ પોતાને ભ્રમમાં નાંખી, અન્યના ઉચિત અધિકારમાં, અનુચિત હસ્તક્ષેપ ન કરે એજ ઇચ્છનીય છે.

**ऐक्य खोवुं के धर्म खोवो?**

શુદ્ધિ સંગઠનની પ્રવૃત્તિથી, હિન્દુ મુસલમાનના ઐક્યમાં વિક્ષેપ થાય છે, થતો રહેશે એમ કેટલાક માને છે, મનાવે છે અને એ પ્રવૃત્તિને છોડી દેવા આગ્રહ કરે છે એમ અને સર્વ ભાઇઓ સારી રીતે સમજી શકીએ છીએ કે આપણે

ઐક્યને અભાવે જ આપણી રાષ્ટ્રીયતા ગુમાવી છે અને તે પુનઃ પ્રાપ્ત કરવા માટે દરેક પ્રકારે ઉદ્યોગ કરવાની પરમ આવશ્યકતા છે. આ વાત જેઓ નથી સમજી શકતા એ મૂર્ખપદને જ યોગ્ય ગણાશે એ નિર્વિવાદ છે. પરન્તુ મુસલમાન કે અન્યકોમ એ ઐક્યની કિંમત તરીકે ધર્મ સ્વાતંત્ર્ય અને ન્યાયપૂર્ણ અધિકાર માગે તો "કાર્યાકાર્ય" વિચારણાનો પ્રશ્ન ઉપસ્થિત થઇ જાય છે અને પરિણામે અમારાં હૃદયોમાંથી અવાજ નિકળે છે કે "ઐક્ય જો કદી થોડા વધુ અંશોમાં નષ્ટ થઇ જશે તો તે પુનઃ પ્રાપ્ત કરી શકાય છે, કરી શકાશે; જેથી ઐક્યને ખાતર ધર્મસ્વાતંત્ર્ય અને ઉચિત અધિકારોનો અમે ત્યાગ કરી શકતા નથી." કેમકે સ્વધર્મ સાચવીને સ્વરાજ્યપ્રાપ્તિ કરવી એવું, અમે માનનારા છીએ, જો સ્વધર્મને ગુમાવીએ તો સ્વરાજ્યનો કશોએ અર્થ નથી એવી અમારી મજબૂત માન્યતા છે.

**हिन्दु जातिमां शक्तिनी जरूर.**

સાથે સાથે હિન્દુ સમાજની નીતિની અંદર આધ્યાત્મિક બળદ્વારા, જીવન ઉત્પન્ન કરવું અગત્યનું છે કે જેના વડે અત્યાર સુધી, વૈદિક ધર્મનું રક્ષણ થતું આવ્યું છે, રહ્યા, સહ્યા એ આત્મિક બળેજ અત્યાર સુધી વૈદિક ધર્મનું રક્ષણ કર્યું છે. હિન્દુ-મુસલમાનના રાજકીય ઐક્યનો પ્રશ્ન પણ ત્યારેજ ચર્ચાશે કે જ્યારે હિન્દુ જાતિની અંદર શક્તિ હશે. મૃત દેહોની જોડે કોઇ મેળાપ કરતું નથી તેમ પોતાના અસ્તિત્વનો નાશ કરીને મેળાપ કરવો કામનોયે શો? વળી કેટલાક ચીબાવલાઓને સંગઠનમાં રાષ્ટ્રત્વને બદલે કોમીત્વ દેખાય છે. અમે એ આક્ષેપનો ભાર દઇને ઇન્કાર કરીએ

છીએ. સંગઠનવાદીઓ સંગઠન વડે માત્ર હિન્દુ કોમની નિર્બળતાઓ દુર કરવા કરાવવા માગે છે.

**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः।**

સિવાય તો જો બધા હિન્દુઓ મટી મુસલમાન કે અન્ય કોમોમાં ભળી જાય તોજ હિન્દુઓનો પ્રશ્ન રહેતો નથી. પરન્તુ તેમ થવું તો સર્વથા અશક્ય છે કેમકે ખરા ધર્માભિમાની હિન્દુઓ પ્રાણ જતાં પણ હિન્દુત્વને છોડવાના નથી તે નથીજ છોડવાના. બીજા અર્ધદગ્ધોને પણ તેવીજ રીતે વર્તવાને તેઓ કહેવાનાજ.

મતલબ કે ભારત વર્ષીય હિન્દુઓને તો હિન્દુ રહીનેજ સ્વરાજ્યની પ્રાપ્તિ કરવાની છે અને સ્વરાજ્યની પ્રાપ્તિ પણ ત્યારેજ થઇ શકવાની છે કે જ્યારે ભારતવાસી હિન્દુઓ પોતાની નિર્બળતારૂપ રોગોને નાબુદ કરી, સંઘશક્તિથી કાર્ય કરવાની પદ્ધતિનો સ્વીકાર કરશે; માટે ઉઠો, સુષુપ્તિ ત્યાગો અને કર્તવ્યપરાયણ બનવા કટિબદ્ધ થાઓ. તમે તમારી શક્તિને કમ ન સમજો, વીરો તમે બધુંયે કરી શકો છો.

**निर्भय आत्मरक्षा.**

વળી કેટલાક મિથ્યાવાદીઓ કે જેઓને પોતાને કાંઇ કરવું નથી અને બીજાઓના કાર્યમાં માત્ર ખોડ ખાંપણ શોધવાનીજ ટેવ પડેલીછે.તેમને આ સંગઠનની સંસ્થાહ, પ્રવૃત્તિમાં, હિંસા અને કુસંપની વાસ આવે છે પરન્તુ આ સ્થાને પ્રશ્ન તો એ ઉપસ્થિત થાય છે કે અહિંસાના સિદ્ધાંતમાં આત્મ રક્ષાર્થે પણ કોઇ પ્રવૃત્તિ ન કરવી એવું નિયત કરેલું, થયેલું કોણે કહ્યું છે? જો અહિંસાનો સિદ્ધાન્ત, આત્મ રક્ષણ માટે પણ કોઇ પ્રવૃત્તિ ન કરવા, શિખવતો

હોય તો, એ સિદ્ધાન્ત નાશકારક છે. એક વ્યક્તિને એ ઉપદેશ આપવો ઠીક છે પરન્તુ સારીયે પ્રજાને એ સલાહ આપવી એ પ્રજાને નાશને માર્ગે લઇ જવા જેવું છે. પ્રત્યેક રાષ્ટ્રને, બાહ્ય અને આંતર મુશ્કેલીઓ અને ભય સામે થવાનું હોય છે એટલે જો સારૂએ રાષ્ટ્ર આવી અહિંસા (કાયરતા) સ્વીકારે તો તે પાયમાલજ થાય એ નિર્વિવાદ છે, નિઃસંશય છે. સ્હેજ સ્હેજમાં પણ હમણાં હિન્દુ સમાજને કોઇ પણ બાબત જો નિર્બળ બનાવી રહી હોય તો તે ભય છે. એ ભય મોટામાં મોટો ઉપદ્રવ છે અને તેનું તો હિન્દુ સમાજે નિરાકરણ કરવાનુંજ રહ્યું કેમકે આપણા ધર્મમાં નિર્ભય રહીનેજ,સર્વ કામ કરવાના પાઠ છે, શિક્ષણ છે. સગાભાઇઓ કે મિત્રોથી પણ નિર્ભયતા અને નિડરતાથી કામો લીધેલા હોવાનાં આપણાં શાસ્ત્રો કે ઇતિહાસમાં કયાં થોડાં પ્રમાણો છે? હિન્દુઓનો ધર્મ સર્વ પ્રકારના માર્ગો બતાવનારો છે.

**સંઘબલની ન્યૂનતા.** વર્તમાન સમયે પણ, અમે નિર્વિવાદ સ્વીકારીએ છીએ કે, હિન્દુઓમાં જ્ઞાન, ઉદ્યોગ, શારીરિક શક્તિ, બહાદૂરી અને સંપત્તિ છે પરન્તુ એકજ વસ્તુની ઊણપ છે અને તે સંઘ બળની; કે જેને પરિણામે રહેલા, રહેતા વિભાગોમાં ભયને અવકાશ હોય છે. આજે હિન્દુઓનું એકીકરણ થવાને બદલે પૃથક્કરણ થઇ રહયું છે અને તે આજકાલનું નહિ પરન્તુ કેટલાય સમયથી ચાલતી આવેલી આપણી મનોવૃત્તિનું આ પરિણામ છે. જો જગતની બીજી પ્રજાઓની સામે હિન્દુઓએ ઉજ્જવલ મ્હોંએ ઉભા રહેવું હોય તો તેમણે તેમની આ આત્મઘાતી, પુરાણી, નીતિ, અને ભયની મનોવૃત્તિનો નાશ કરવો જ પડશે.

**પરવશતા અને પૃથક્કરણ.** હિન્દુસ્તાન ઉપર મુસલમાનોના આક્રમણનો ઇતિહાસ જોઇએ છીએ અને હિન્દુઓ કેમ હાર્યા તેનું બારીક અવલોકન કરીએ છીએ ત્યારે સ્પષ્ટ જણાઈ આવે છે કે જ્યારે જ્યારે મુસલમાનોનું લશ્કર ચઢી આવતું ત્યારે ત્યારે હિન્દુ રાજાઓ બ્રાહ્મણોને બોલાવી જોષ જોવડાવવા મંડી પડતા અને પૂછતા કે "મહારાજ અમે હારીશું કે જીતીશું" ઉત્તરમાં જોશી, ગ્રહદશા જોઇ "મંગળની દશા ચાલતી હોવાને લીધે, જીતી શકાશે નહિ" એમ કહી દે એટલે બસ, ખાલી માણસો મરાવવામાં ફાયદો શો ? આમ માની લઇ લડવાનું માંડી વાળતા અને પરિણામે તાબે થતા. સિંધમાં, લગભગ, આમ જ બન્યું છે. હિન્દુઓની જ્યાં સુધી આ રીતે પરવશ મનોવૃત્તિ રહેશે ત્યાં સુધી તેમને સંસારમાં ઉચ્ચ, સ્વતંત્ર સ્થાન મળવું અશક્ય છે. હિન્દુ આગેવાનો પૈકી ઘણાઓની આજ પણ એ જ મનોદશા છે કે કોઇ પણ સવાલ તેમની સામે ઉપસ્થિત થતાં તેનું પૃથક્કરણ કરવા તેઓ બેસી જાય છે. જો કે કોઇ સંજોગો વચ્ચે પૃથક્કરણ કરવું એ આવશ્યક છે, પરન્તુ આ રીતે ખાલી પૃથક્કરણ કર્યાથી કાંઇ વળે નહિ; પૃથક્કરણ કરતાં જે ભય, નુકશાન, નજર સામે આવતાં હોય, તેના નિવારણાર્થે જોઇતા પ્રયાસો આદરવા એ જ આવશ્યક, અને ઇચ્છનીય છે, હોઇ શકે.

**સ્વધર્મમાં સ્વતંત્રતા.** વળી, શાન્તિપ્રિય હિન્દુસમાજને ખોટી રીતે દબાવી, પોતાનો કક્કો મુક્કા વડે ખરો કહેવડાવાની ઇચ્છા ધરાવતી મુસ્લિમ સમાજે પણ વર્તમાન સમયમાં પવન કયી દિશાએ વાય છે તે પોતાના હિતની ખાતર પણ

જોવાની ખાસ જરૂર છે. કોમકોમની વચ્ચે કડવાશ વધે એ જોવાને અમે જરાયે ખુશી નથી પરન્તુ દરેક કોમ પોતાના પ્રાણથી પણ વ્હાલા એવા સ્વધર્મ માટે સ્વતંત્રતા પૂર્વક કાર્ય કરી શકે અને તેમાં તેમની સામે, ખોટી કનડગતો, કોઇના તરફથી પણ ઉપસ્થિત કરવામાં ન આવે, એમ કહેવાને અને જોવાને તો અમે પણ અવશ્ય આતુર છીએ અને તેથી જ અમે આ શુદ્ધિ અને સંગઠનની હીલચાલને ઉચિત માની લઇને વધાવી લઈએ છીએ.

**हिन्दुसमाजमां पाणी छे.**

મુસલમાન બન્ધુઓએ આ સમયે એ સમજવાની પરમ આવશ્યક્તા છે કે "લાઠી તેની ભેંશ" ( Might is Right ) તે તેમની નીતિ હાલના સમયમાં ચાલી શકે તેમ નથી અને જો કોઇ વ્યક્તિ કે સમાજ, બહારથી એક સંપી કે સ્વદેશહિતની વાતો કરી અને અંદરખાનેથી પોતાનો મનસ્વી દોર ચલાવવા માગે તો આજની વીસમી સદીના જાગૃતિ તથા સ્વતંત્રતાના સમયમાં કોઇ તેનાથી દબાઇ જાય એમ માનવું તેના કરતાં "હક્ક તેનું જોર;" "ભેંશ તેની લાઠી" ("right is might") એ સાબિત થાય એ વધારે શક્ય અને બનવા જોગ છે. આ લખતાં અમારૂં હૃદય ચીરાઇ જાય છે, દુઃખી થાય છે; પરન્તુ શું થાય ? આમ કહેવા, લખવા વિના અન્ય માર્ગ જ હવે આપણા મુસલમાનભાઇઓએ ક્યાં રહેવા દીધો છે? જ્યારે મુસલમાન બન્ધુઓ, શુદ્ધિની ધાર્મિક ચળવળનો, સાચી શુદ્ધિ અથવા ધર્મની હીલચાલ વડે ન્યાય પુરઃ સર જવાબ આપવાને બદલે, હિન્દુ કોમને વગોવે છે, હિન્દુ કોમ પ્રત્યે વૈરભાવ રાખી તેમના ઉપર એ નિમિતે અમાનુષી અત્યા-

ચારો ગુજારે છે. આવા સંજોગો વચ્ચે તો શુદ્ધિની ચળવળને જેમ બને તેમ ખીલવીને જોરદાર બનાવવી એજ માત્ર પોતાને હિંદુ કહેવડાવનાર દરેક વ્યક્તિની પવિત્ર ફરજ થઇ પડે છે. બધાને મુસલમાન બનાવવાનાં સ્વપ્ન જોનારા, એકસંપીનો પડદો આડે રાખીને પાછળથી વટલાવવાનું કાર્ય જોશ બંધ કર્યે જનારાઓને હિન્દુઓએ સ્વકર્તવ્યથી એ સાબિત કરી આપવાની પરમ આવશ્યકતા છે કે તેઓ માની બેઠા છે તેમ હજુએ હિન્દુજાતિ સદંતર નાશ પામી બેઠી નથી, તેનાં પાણી એટલી હદ સુધી સુકાઇ ગયાં નથી કે તેમના ખોટા કાગારોળ, દમ કે દાદીના ભયથી સ્વકર્તવ્યને પણ ભૂલી જાય.

એ નિઃસંદેહ છે કે, અત્યાર સુધી વિધર્મીઓ તરફથી થતા અત્યાચારો અને જુલ્મો જે હિન્દુ કોમે સહન કર્યા છે તે મોટે ભાગે તેમની ક્ષમાવૃત્તિ અને દીર્ઘદર્શીતાના સ્વાભાવિક ગુણોનેજ આભારી છે. પરન્તુ તેમના આ આદર્શ અને અનુકરણિય ગુણોથી મુસલમાનોએ તો હિન્દુ કોમને ડરપોક અને નિર્માલ્યજ સમજી! પરન્તુ તેમની એ ગેરસમજ અને ભ્રમણા જ છે. કેમકે, સ્વધર્મ રક્ષાથે હિન્દુ સમાજે અત્યાર સુધી ઘણા ભોગો, બલિદાનો આપ્યાં છે અને ભવિષ્યમાં એથીયે વધારે આપવાં પડશે તો તે આપવાને તૈયારજ છે. સારાયે સંસારે જોયું તેમ, દિલ્હી, કલકત્તા, આગ્રા આદિ સ્થળોએ હિન્દુ કોમે મર્દાનગી ભર્યાં મુકાબલાઓ કર્યા, અને " आघात प्रत्ये प्रत्याघात "ની નીતિના પાઠ ભણાવી સાબિત કરી આપ્યું કે, તેમનામાં પણ એજ ક્ષત્રી વીરોનું લોહી વહી રહ્યું છે કે જેમણે અનેક વખતે સારાયે સંસારના છક્કા છોડવ્યા હતા, અને જો હજુયે તેમને વધારે છેડવામાં આવશે તો જરૂર વધારે સાબીત કરી આપશે.

**हिन्दु मजबुती देखा· डयाली अगत्य.**

અમારૂં તો એ માનવું છે કે, હિન્દુસમાજના જીવનમાં જ્યારે આ પ્રકારની મજબૂતી દેખાશે ત્યારે જ હાલનો આ અર્થ વિનાનો ખળભળાટ રહેવા પામશે નહિ અને પોતાની મેળે શાન્ત પરી જશે.

**संगठन शा माटे ?**

સંગઠન એટલે જ ઐક્ય. મલબાર, મુલતાન, અજમેર, સહરાનપુર અને આગ્રામાં હિંદુઓ ઉપરના અમાનુષી અત્યાચારોએજ છિન્ન ભિન્ન થયેલી હિન્દુ સમાજને સંગઠનનો બોધપાઠ શીખવ્યો છે. હિન્દુ કોમ તો આદિથીજ અહિંસક વૃત્તિની હોવાથી પ્રથમ ઝઘડા જગવી, પ્રહારક વલણ લેવાનું તેના સ્વભાવથીજ વિરૂદ્ધ છે. પરન્તુ આજ તો એણે જાતે જોયું, અનુભવ્યું કે આજ અમુક પ્રદેશોમાં, અમારા ભાઇઓ છિન્ન ભિન્નતાના કારણથી તેમની અધિક સંખ્યા હોવા છતાં, દાળમાં નિમક બરાબરની સંખ્યાવાળા વિધર્મીઓને હાથે પીટાય કુટાય છે અને મરાય છે તો, આજ એમની, તો કાલે અમારી, એ ગતિ કાં ન થાય ? આ પ્રેરણાએ આત્મરક્ષણના ઉદ્દેશથીજ આ સમયે આ સંગઠનની પ્રવૃત્તિ જન્મી છે. આવી આત્મરક્ષણની પ્રવૃત્તિ સામે, કોઇને પણ શું કહેવાનું હોય ? તેમ અમે એ માનવાને પણ તૈયાર નથી કે હિન્દુજાતિને હવે એ જાણવાનું બાકી હોય કે સંગઠનના અભાવેજ હિન્દુ જાતિની સંસારભરમાં આજ ક્રૂર મશ્કરી થઇ રહી છે. ઉત્તરોત્તર તેનો નાશ થતો જાય છે. અને હજુયે સવેળાએ તે સચેત નહિ થાય તો, થોડા સમય બાદ, તેનું અસ્તિત્વ પણ રહેશે કે કેમ તે શંકાસ્પદ થતું જાય છે. એક ઉર્દૂ શાયરે ઠીક કહ્યું છે કેઃ—

अय हिन्दु कोम तेरा, बस है निशानबाकी,
लेकिन नहीं हय तुजमें, थोडी भी जान बाकी,

सबगोस्त पोस्त तेरा, अफसोस ! सड चूका हय,
बस रह गइ है तुजमें, कुच्छ उस्त खान (हाडकां)बाकी,

इसाइ ले रहे हैं, मुर्दा समज के तुजको,
ले लेंगे जो बचेगा, अहले कुरान बाकी.

વાત પણ ખરી છે કે જે સમાજ, કોમમાંથી, દિન ઉગતાની સાથે કાંઇને કાંઇ નિકાસ જ થતી રહે, અને આવક મુદ્દલેજ ન રહે; જેને ગળી જવા માટે વિધર્મીઓ રૂપી અજગરો મુખવકાશીને જ બેઠેલા હોય, જે જાતિ પોતાના ભાઇઓને જ અપમાન આપી, કાઢી રહી હોય; જેના જુલ્મ અને અત્યાચારની સાક્ષી ભૂત આજ સાત કરોડ "અછુત" જીવતા જાગતા સન્મુખ હોય તે જાતિ આજ નહિ તો કાલે પણ અવશ્ય સમાપ્ત થવાની જ; એમાં શંકાને સ્થાન ક્યાં રહ્યું ? પરન્તુ પરમ કૃપાળુ પરમાત્માની પરમ દયાથી, આજ હિન્દુ જાતિ પોતાનો એ દોષ દેખી શકી છે, અને એનો ત્યાગ કરવાને તે એકદમ સચેત થઈ છે એ સંતોષની વાત છે. સેંકડો વર્ષથી ઘણાયે આપણા ધર્મ ભૂલેલા બન્ધુઓ પુનઃ સ્વધર્મ સ્વીકારવાને ઉત્સુક હતા પરંતુ, આપણી ધર્મ તરફની સંકુચિત્ત વૃત્તિએ તેમને અપનાવતાં, આપણને રોકી રાખ્યા હતા, હિન્દુઓની સંકુચિત વૃત્તિને લઇનેજ, આજ પર્યન્ત તેઓ સમ્મિલિત થઇ શક્યા નહોતા. પરન્તુ હિન્દુઓ હવે પોતાની એ ત્રૂટિ, સમજી શક્યા છે અને પોતાના એ દોષ, એ ત્રુટિઓને તજી દઇ, પોતાનાં દ્વાર તેમણે 'ખૂલ્લાં

મૂકયાં છે. અત્યાર સુધી હિન્દુ ધર્મરૂપી હોજમાંથી માત્ર પાણી નીકળવાની જ નળીઓ લાગેલી હતી, પરન્તુ હવે તો આ હોજમાં એવી નળીઓ પણ લાગી ગઇ છે કે તેમાં બહારનું પાણી પણ અંદર આવી શકે છે.

**शुद्धि संगठन विक्षेप कर्ता है ?**

શુદ્ધિ અને સંગઠનના પૂર્ણ તત્વને ન સમજનાર ઘણાએક એમ પણ માને છે, મનાવે કે, શુદ્ધિ સંગઠન એ હિન્દુ મુસ્લિમ ઐકય માટે વિઘ્ન કર્તા છે. તેમાંય વિશેષે કરીને કોંગ્રેસના કેટલાએક નેતાઓતો એમ જોરપૂર્વક મનાવવા, કોશિષ કરતા જણાયા છે કે જ્યાં સુધી શુદ્ધિ સંગઠનની હીલચાલ થયા કરશે ત્યાં સુધી, હિન્દુ મુસ્લિમ ઐકય અસંભવિત જ છે, માટે એ શુદ્ધિ સંગઠનની ચળવળનો એકદમ બંધ જ કરી દેવી જોઇએ. વધુમાં એ હિન્દુત્વઘ્નો ત્યાં સુધી પણ કહેતાં અચકાતા નથી કે "બાવીશ કરોડ હિન્દુઓમાંથી, કદી એક કરોડ મુસલમાન થઇ જાય તો પણ કાંઇ હરકત નથી. પરન્તુ ઐકય તૂટવું ન જોઇએ." અમે આ કહેનારાઓને બેધડક અવશ્ય કહીશું કે, જો કોંગ્રેસ આ રીતે, હિન્દુઓને નિર્બળ બનાવવા અને સ્વધર્મ છોડાવવાજ નિમિત્તરૂપ છે તો આ પ્રકારની કોંગ્રેસમાં કયા પ્રકારની આશા હિન્દુઓ રાખી શકે એમ છે.

**एक पक्षी ऐक्य.**

આ રીતે કાચની ચિમનીની માફક તૂટવાના અહર્નિશ રહેતા, ભયવાળું ઐકય, કાર્ય સાધક થઇ શકશે ખરૂં કે ? અને આ રીતે એકપક્ષીય ઐકયની નિર્માલ્ય ઝંખના, મુસલમાનોના અત્યાચારથી, હિન્દુઓને બચાવી શકશે ખરી કે ? હિન્દુ મુસલમાનોના ઝઘડામાં આગેવાની

કોણ કરે છે, અસહનશીલતા કોણ બતાવે છે, એનો અભ્યાસ કે વિચાર કર્યા વીના, હિન્દુ સમાજનેજ અસહિષ્ણુતાના પાઠ ભણાવવા નીકળવું એ જુલ્મથી રીબાતાને "તું હજુએ વધારે સહનશીલથા, એટલે ત્હારાં દુઃખોનો નાશ થશે" એવી રીતે તેની ઘાતકી મશ્કરી કર્યા જેવું શું થતું નથી? અત્યાર સુધી હિન્દુઓએ કોન્ગ્રેસ અને ખીલાફતને નામે થોડું સહન કર્યું છે કે ? શું એમ કહેવાને કોઇ હિમ્મત ધરી શકે એમ છે, કે હિન્દુઓએ કોંગ્રેસ માટે ઘણુંમાં ઘણું સહન નથી કર્યું ? જ્યારે ભારત વર્ષના નેતાઓએ, હિન્દુ મુસ્લીમના ઐક્ય ઉપર ભાર મૂકયો ત્યારે એ નેતાઓના માનની ખાતર, અને તેમાંય ખાસ કરીને, મહાત્મા ગાંધીજીના નામ ઉપર ભારતભૂમિના કલ્યાણના વિચારથી, ખિલાફતના કાર્યમાં હિન્દુઓએ તન, મન અને ધનથી મુસલમાનોને સહકાર આપ્યો.

**કોમી ઝગડા કેમ ન વધે !**

મુસલમાનોએ, ભારતવિભિન્ન દેશોના મુસલમાનોની શક્તિમાં પોતાની શક્તિ, તેમના વિજયમાં પોતાનો વિજય અને તેમના પરાજયમાં પોતાનો પરાજય માન્યો. આપણે જોતા આવ્યા છીએ કે મુસલમાનોની દૃષ્ટિ હિન્દ તરફ નથી, પણ ઇજિપ્ત, તુર્કસ્થાન, અરબસ્થાન અને અફઘાનિસ્થાન આદિ પર રાષ્ટ્રો તરફજ લાગેલી છે. તદુપરાંત તેમનામાં સ્વાર્થ પરાયણતા અને ધાર્મિક અસહિષ્ણુતા પણ હદ ઉપરાંતની છે. તેમની એક માન્યતા છે કે, હિન્દ બહાર તો આપણા હાથમાં રાજસત્તા છે પરન્તુ હિન્દમાં બધી સત્તા આપણા હાથમાં કેમ કરી આવી જાય, અને હિન્દમાં આજ આપણે, થોડી સંખ્યામાં છીએ તે વધુ સંખ્યામાં કેમ બની જઇએ એના એજ વિચાર મુસલમાનોના મનમાં

રાતદિવસ ઘોળાયા કરે છે. અને વર્તમાન રાજસત્તા, અધિકારી વર્ગ, ચાણક્ય રાજનીતિ કુશળ હોવાથી, તેમના એ વિચારોને સીધી કે આડકતરી રીતે પોષતી હોવાનું ઘણા રાજનીતિજ્ઞ મહાપુરૂષોનું માનવું છે. આપણા પરની વર્તમાન પરદેશી રાજસત્તાની એવી ઈચ્છાજ છે કે " આપણા ભેદભાવો અને ઝગડાઓ ચાલુ રહે, કે જેથી સામાન્ય રાષ્ટ્રીયતા તેમજ પ્રજાતત્ત્વનો આપણામાં ઉદ્‌ભવ થવો જ અસંભવિત બને " તેમની તેવી કોશિષો વડે જ, આ કારણે જ, હિન્દુ મુસલમાનોના ઝઘડા થતા રહ્યા છે, થતા રહે છે; અને જો આવી પરિસ્થિતિ કાયમ રહેશે તો ઝગડાઓ કાયમ રહેવાના એટલુંજ નહિ પરન્તુ ઉત્તરોત્તર વધતા જવાનો પૂરો ભય રહે છે.

**एक बीजी महत्वनी द्रष्टी.**

એક વિચાર એવો રજુ થયો છે અને તે અમને સત્ય લાગે છે કે સરકાર એમ માને છે કે મુસલમાનોને પ્રજાતંત્રી સ્વરાજ્ય જોઈતું નથી કેમકે હિન્દુઓની વધુમતી હોવાથી મુસલમાનોને હાનિ થાય એવી તેમની માન્યતા છે. હિન્દુઓજ માત્ર સ્વરાજ્ય માટે તરસ્યા થઈ રહ્યા છે; જેથી સરકાર હિન્દુઓને દાબવા મુસલમાનોને ખુશ રાખે છે. હિન્દુઓની જાગૃતિ, ચેતન જડમૂળથી ઉખેડી નાંખવા સરકારે જાણે કે મુસલમાનો સાથે બંધારણ કરી લીધું છે. આવી સ્થિતિમાં હિન્દુઓએ પોતાનું બંધારણ કરી લેવું જોઇએ તે એવી રીતે કે પોતાની એક રાષ્ટ્રીયતાની દૃષ્ટિએ સંઘટના કરી લેવી જોઇએ. તેમણે રાજકીય ધ્યેય મેળવતાં બને તો મુસ્લીમોની મદદ મેળવવી અને જરૂર પડે તો તેનો અસ્વીકાર પણ

કરવો. કોઇ પણ રીતે વિચાર કરતાં હિન્દુઓએ જાતિ સંગઠન કરી મજબૂત બનવું જોઇએ.

**પહેલાં ધર્મ પછી કોઇ પણ લડત.**

વળી આપણે સાફ જોઇ શકીએ છીએ, જોઈ શક્યા છીએ કે મુસલમાનો દેશની રાજકીય લડતમાં પાકા મુસલમાન બનીને, રહીને, શીખ લોકો પાકા શીખ બનીને, રહીને, યુદ્ધ ક્ષેત્ર ઉપર આવી રહ્યા છે. જેટલા કામ કરવાવાળા, અથવા પોતે પોતાને કુરબાન કરી દેવાવાળા છે તે સર્વે પોતપોતાની જાતિ અને ધર્મના પ્રેમી છે. જ્યારે કેવળ હિન્દુઓજ એવા છે જે રાજકીય કામ ને પ્રાધાન્ય આપે છે, ધાર્મિક વિચારોને ગૌણસ્થાન આપે છે. આપણે એ પણ અવસ્ય ઇચ્છીએ કે હિન્દુ જાતિ, મુસલમાનો અને અન્ય જાતિઓ પર સ્વજાતિ કરતાં યે વિશેષ પ્રેમ રાખે. પરન્તુ પોતે પોતાને મિટાવીને કે નિર્બળ બનાવીને બીજા પર શું પ્રેમ રાખવાની હતી, પોતા માટે કે દેશ માટે શું ઉકાળવાની હતી? માટે આપણે એ માનવું, નિશ્ચય રાખવો આવશ્યક છે કે, હિન્દુજાતિની સભ્યતા અને ધર્મ કે જે આપણો આત્મા છે તેને વર્તમાન સમયની હીન્દુ સંગઠનની પ્રવૃત્તિએ જીવિત કર્યો છે અને હીન્દુ સંગઠન જ તેનું રક્ષણ કરશે.

એક કવિએ કહ્યું છે કેઃ–

सब सहायक सबलके कोइ न निर्बल सहाय !
पवन जगावत, आगको; दीपही देत, बुझाय.

**સંગઠનનું શાસ્ત્રીય મહત્વ.**

આવી આવી, મહાન્ અનુભવોના અન્તે લખાયલી, ઉચ્ચરાયલી, મહાન્ વ્યક્તિઓની ઉક્તિઓ વડે સ્હેજે સમજાય તેવું હોતાં સંગઠનની ઉપયોગિતા સમજાવવાની હજુએ જરૂરિયાત હોય

એવું અમારૂં માનવું નથી, છતાં, હજુએ જો કોઈ સંગઠનના મહત્વથી અજ્ઞાત હોય, સંગઠનને સત્કારવા તયાર ન હોય તો તેવાઓ માટે આ સ્થાને અમે તો એટલું જ કહીશું કે, એ વ્યક્તિ સમયની ગતિથી અપરિચિત છે અથવા તો સમયને ઓળખવાપણું, સમયનું જ્ઞાન તેનાથી હજારો કોશ દૂર છે.

હિન્દુઓને સંગઠનના પાઠ ભણાવવા, સંગઠનની શક્તિ કે મહત્વ સમજાવવાની આવશ્યકતા હોય કે થાય એ આર્યાવર્તનું દુર્ભાગ્ય નહિ તો બીજું શું? હિન્દુઓમાં સંગઠનના વિચાર આજ કાલના નથી, સેંકડો વર્ષ પૂર્વેના છે. એમને તો ઘેરથી જ સંગઠનના પાઠ શીખવવામાં આવે છે. સંગઠન તો અમારા ધર્મમાં ઓતપ્રોત છે. વેદ,ઉપનિષદો, શ્રુતિ, સ્મૃતિ આદિ સર્વ ધર્મશાસ્ત્રોએ સ્થળે સ્થળે સંગઠનના મહિમાનાં વર્ણન કરી તેને અગ્રસ્થાન આપ્યું છે. જૂઓ ઋગ્વેદ મંત્ર ૧૦–૧૯૧:–

संगच्छध्वं संवदध्वं संवो मनांसि जानताम् ॥
देवा भागं यथा पूर्वे संजानाना उपासते ॥ २

ભાવાર્થઃ—એક સ્થળે મળો, સંવાદ કરો, તમારૂં મન એક કરો, અને જે પ્રમાણે પૂર્વના વિદ્વાન્ પોતાના નિયત કર્તવ્ય અર્થે એકત્ર થતા હતા તે પ્રમાણે તમે પણ એકત્ર થાઓ.

જેલને મહેલ ગણી કારાવાસ પણ સેવ્યો. આ બધું હિન્દુઓએ શા માટે કર્યું ? માત્ર એટલાજ માટે કે મુસલમાન ભાઇઓ પ્રમાણિકપણે, ભારતની સ્વતંત્રતાને માટે ભારતવર્ષીય ઉન્નતિ અને કલ્યાણના માટે હિન્દુભાઇઓને સહાયતા અને સહકાર આપે પરન્તુ દિલગીરી તો એ છે કે, "ભારતને માટે મુસલમાનોએ કાંઇ કર્યું છે કે કેમ ?" એ તો રહ્યું, પરન્તુ ખુદ હિન્દુઓની સાથે તેમણે જે વર્તાવ કર્યો છે અને હજુએ કર્તા જાય છે, તેથી વિશેષ કૃતઘ્નતા, નીચતાનાં દૃષ્ટાન્તો વર્તમાનસંસારમાં તો મળવાં દુર્લભ છે.

**अर्वाचीन मुस्लीम अत्याचारो.**

મલબાર પ્રાન્તમાં, રાજનૈતિક આન્દોલનના નામ ઉપર હજારો હિન્દુઓને તરવારના જોરે, મુસલમાન બનાવવામાં આવ્યા, હજારો હિન્દુ સ્ત્રીઓનાં સતીત્વ નષ્ટ કરવામાં આવ્યાં, હજારો હિન્દુ ઘરોને લૂંટી વેરાન બનાવવામાં આવ્યાં. આવા મોપલા મુસલમાનોના પાશવ અત્યાચારો કે જે તેમણે હિન્દુઓ પર કર્યાનું હજુએ આપણે તો ભૂલ્યા જ નહોતા એટલામાં તો મુલ્તાનનું હુલ્લડ જેમાં હજારો હિન્દુઓ ઉપર મુસલમાનોએ ઘોર આક્રમણ કરી, લૂંટફાટ, મારફાડ અને અત્યાચારોની અવધિ કરી, દેવ મંદિરોને જમીનદોસ્ત કરી તેમનો સર્વથા નાશ કર્યો. આ બધી ઘટનાઓ આપણી આંખો સામે તાજી જ છે એટલામાં દિલ્હી, મીરત આગ્રા અને ભરતપુર આદિ સ્થાનોએથી ઘણા ભયંકર સમાચારો આવ્યા અને હજુએ કલકત્તા આદિ સ્થાનેથી દિન ઉગતાની સાથે નવા નવા આપત્તિથી ભરપૂર સમાચારો આવી રહ્યા છે કે "ફલાણા મંદિરમાં ગાયનું માથું પડયું હતું, તો ફલાણા મંદિરમાં હાડકાં અને માંસ પડયું હતું." તદુપરાંત,

સેંકડો હિન્દુ વિધવાઓ અને અજ્ઞાન સ્ત્રીઓને ફોસલાવી નસાડી લઇ જાય છે. આ રીતે મુસલમાનોએ તો પોતાના ક્રૂર સ્વભાવ પ્રમાણે મરવા અને મારવા સુધીનો, આવા ઐક્ય સાધવાના સમયમાં પણ નિશ્ચય કર્યો છે, પોતાનો હાર્દિક ભાવ પ્રકટ કર્યો છે. ધર્મને નામે અત્યાચારોની આ રીતે હદ ઓળંગાઇ છે.

हिंदुओंए शुं करवुं ?

આ દુઃખદ પરિસ્થિતિમાં કેટલાંક દેશી મુસ્લીમ રાજ્યો, જેવાં કે ભોપાળ અને નિઝામ સરકારે ઉમેરણ કર્યું છે. તેઓ પોતાનાં દ્રવ્ય અને સત્તાનો ઉપયોગ, હિંદુઓને દબાવવામાં, મુસલમાનોને ખાસ રાહત આપવામાં અને મુસ્લીમ પ્રજાની ઉશ્કેરણીથી હિન્દુઓને વટલાવવામાં કરે છે. ના. વાઇસરોયે નિઝામને મોકલેલા છેવટના કહેણમાં પણ તેઓએ નિઝામ સરકારના આ પણ એક અન્યાય વિષે ઇસારો કર્યો છે. આ રીતે દેશી મુસ્લીમ રાજ્યો આ ધાર્મિક કોમી મતભેદમાં પડશે અને હીન્દુઓને ભોગે મુસલમાનોને ઉશ્કેરશે તો મુશ્કેલીઓ ક્યાં અટકશે એ કહી શકાતું નથી. આવા બારીક સમયે કુદરતી રીતે એ પ્રશ્ન ઉઠે છે કે "હવે હિન્દુઓએ શું કરવું ?" આનો એકજ જવાબ હોઇ શકે કે, "હિન્દુઓએ પોતાની નિર્બળતાઓને તજી દઇ એકત્ર થવું અને સર્વેમાં એ એકજ ભાવ, જુસ્સો પેદા કરવો કે દેશ, જાતિ અને ધર્મ ઉપર આઘાત પહોંચાડનાર દુષ્કૃત્યો સાંખી જવામાં આવે નહિ અને તેનો કોઇ પણ જોખમે નિરોધ કરવો એ પુણ્યનું કામ છે અને આ પુણ્ય કાર્ય કરતાં મ્હોત થાય તોપણ તે અનંત કલ્યાણકારી છે એમ હીન્દુ પ્રજા સમજે."

આ પ્રસંગે, આપણા એક માનનિય દેશનેતા, શ્રીયુત જયકરે અને દેશભક્ત, ભારત ભૂષણ મહાન પુરુષોનું માર્ગ દર્શન. પંડિતશ્રી માલવીયાજીએ કોઇ અમુક સ્થળેથી ઉચ્ચારેલાં અમૂલ્ય અને પ્રોત્સાહક વચનો વાચકવર્ગ સમક્ષ ઉપસ્થિત કરવાં અમે ઉચિત ધારીએ છીએઃ—

શ્રી જયકરે એક વખત બોલતાં જણાવ્યું હતું કે, "હિન્દુ જાતિને જીવવું હોય તો ફરી શિવાજીનો આદર્શ સન્મુખ રાખવો પડશે. અમારી બ્હેન દીકરીઓનું અપમાન જે વખતે થતું હોય, તે વખતે સ્વરાજ્યની વાતો કરી આતતાયિઓને ક્ષમા આપવી એ પાપ છે. માટે હિન્દુઓએ પોતાના જાનમાલ, મંદિરો અને દેવીઓની રક્ષાર્થે કમર કસીને ઉભા થઇ જવું જોઇએ."

પૂજ્ય પંડિત મદનમોહન માલવીયા કહે છે કેઃ—

स्त्रीणां समादरः कार्यो, दुःखीतेषु दयातया।
अहिंसका न हन्तव्या आततायी वधार्हणः॥

અર્થઃ—સ્ત્રીઓનું સન્માન કરવું જોઇએ, દુઃખીઓપર દયા રાખવી જોઇએ. અહિંસકોનું હનન કરવું નહિ, આતતાયીનો વધજ કરવો (એટલે કે જે બીજા ઉપર હુમલો કરતો નથી તેને મારવો નહિ.) મારવો તેનેજ કે જે પાપી દુષ્ટ હોઇ સ્ત્રીઓપર અત્યાચાર કરતો હોય, અથવા પારકાં ધન લૂંટી લેતો હોય અને બીજાનાં ઘરને બાળી મૂકતો હોય, જો આવા લોકોને માર્યા વગર પોતાના અથવા બીજાના પ્રાણ કે ધન ન બચી શકતાં હોય તો તેમને મારી નાંખવા એજ ધર્મ છે.

**शारीरिक बळ अने उत्साह साथे फुंफाडो पण राखवो.**

હિન્દુ માત્રને એક સમજી તેમના વચ્ચેની ભિન્નતાને કાઢી નાખી, રામ, કૃષ્ણ ગાય અને શિખા, ઉપવિતના ઝુંડા નીચે સર્વને લાવવાં જોઇએ, નહિ તો, મુસલમાનોની અપેક્ષાએ હિન્દુઓની વધારે સંખ્યા હોવા છતાં, મુસલમાનોની સરખામણીમાં ઉતરવું મુશ્કેલ થશે. આની મતલબ એ પણ નથી કે અમે જબરદસ્ત થઇ હુમલો કરીએ, પરન્તુ એ મતલબ તો જરૂર છે કે "જો અમારા પર કોઇ હાથ ઉઠાવે તો, તેને અમે એટલા દબાવી શકીએ કે ભવિષ્યમાં અનુચિત વર્તન કરવાનું સ્વપ્ન સરખુંએ તેને આવવા ન પામે" એક દષ્ટાંત છે, કે એક સર્પને એક સન્યાસીએ ઉપદેશ આપ્યો કે "આવતા જતા વટેમાર્ગુઓને કરડતો નહિ," સર્પે એ આજ્ઞા શિરોધાર્ય કરી તેનું પાલન કર્યું; પરિણામે એ શાન્ત સર્પને આવતા જતા વટેમાર્ગુઓએ પથરા મારવા માંડયા અને ત્હેને અધમૂઓ કરી મૂક્યો. થોડા સમય બાદ એજ સન્યાસીનું ત્યાંથી પસાર થવું થયું; જ્યારે સર્પની દુર્દશા જોઇ તેને બહુ દુઃખ થયું અને સર્પને ઉદેશી કહ્યું "અરે, ભાઇ ! સ્વરક્ષા માટે કમમાં કમ ફૂંફાડા તો માર્યા કર, નહિ તો એ વટેમાર્ગુઓ તારો નાશ કરશે" બસ, એજ નિયમે, આવા વિકટ સમયે પણ જો હિન્દુ જાતિમાં ઐક્ય ન થયું, શારીરિક બળ અને ઉત્સાહ ઉત્પન્ન ન થયાં, પ્રકટ ન થયાં તો સંસારમાં અપમાન શિવાય કાંઇપણ તેઓને મળવાનું નથી. વિના શક્તિ જીવવું કઠણ છે. બળથીજ જીવન અને યશ છે.

ભારત દેશ કે હિન્દુ જાતિ કે જેમના મુસલમાન

**गोमाता अने हिन्दु धार्मिक क्रियानो मुस्लीम विरोध.**

કોમ ઉપર આ રીતે અનેક ઉપકારો છે, તે તો રહ્યા પરન્તુ સંસારનાં દરેક પ્રાણી માત્રને ઉપયોગી એવી જે ગોમાતા, કૃષિ પ્રધાન ભારતની મુખ્ય સંપત્તિ જે ગૌ–જેને માટે ભારતવાસી હિન્દુઓ, પ્રાચીન સમયથી અનેક સંકટો સહન કરી તેની રક્ષા કરતા આવ્યા છે, જેની રક્ષા કરવી એ હિન્દુઓ, પોતાનો પરમ ધર્મ સમજે છે, તેજ ગૌ માટે એ મુસલમાનો તરફથી અવાજ ઉઠે છે કે જો ગોહિંસા બંધ કરાવવામાં આવશે તો અમે ધોળે દહાડે, ભર બજારે, વધારે ગોહિંસા કરીશું. આ ખાલી અવાજ નથી પરન્તુ નિત્ય સમાચાર મળતા જાય છે કે આજે ફલાણા ગાભક્ત હિન્દુના ઘર પાસે, ગાયનાં આંતરડાં, ફેંકવામાં આવ્યાં તો કાલે સંભળાય છે કે દેવમંદિરમાં ગાયનું માથું, હાડકાં કે ઊકું પડેલું મળ્યું. તદુપરાંત બજાર વચ્ચે હમેશાં થતા ઘોંઘાટનાં મુખ્ય સ્થાનોમાં આવેલી મસ્જીદો પાસે પ્રસંગોપાત, ક્વચિત વાગતા ઢોલ કે શરણાઇ, તેમને વધારે ઘોંઘાટ કરતી, તેમની ખુદાની બંદગીમાં વિઘ્ન કર્તી જણાય છે, અને તે ખાતર હુલ્લડો સુદ્ધાં થાય છે, કરાવ્યાં છે. હીન્દુ- ઓનાં બાળબચ્ચાં, સ્ત્રીઓને માર મારી, તેમના ઉપર અનેક જાતના અત્યાચારો સુદ્ધાં કરવામાં આવે છે. અશિ- ક્ષિત કે ગુંડા મુસલમાનો તરફથી થતાં અનુચિત, અનિ- ચ્છનીય વર્તનો થાય, એતો કાંઇ કે સમજાય તેવું છે.

**इस्लामी नेताओनो पण घांक.**

પરન્તુ કોન્ગ્રેસને નામે, પોતાનું નેતૃપદ સાચવી બેઠેલા જ્યાં અલીબ્રધર્સ, અજમલખાં અને મૌલાના અબુલ કલામ આઝાદ જેવા જવાબદાર મુસ્લીમ નેતાઓની હાજરી હોય, હતી તેની ખાસ દિલ્હી ખિલાફત

કોન્ફરન્સ જેવી અગત્યની અને જવાબદાર સભાઓમાં પણ એમ કહેવાય કે " જો તમારે હિન્દમાં જીવતા રહેવું હોય તો કાંડાં, બાવડાં, સાબુત રાખીનેજ રહેવું; તમારે યુરેપિયનો કે હીન્દુઓ પાસેથી ટેકાની આશા ન રાખવી." તદુપરાંત મૌલાના શૌકતઅલિએ કલકત્તાના હિન્દુ મુસલમાનના થયેલા હુલ્લડ સંબંધે પોતાના કલકત્તાના ભાષણમાં કહ્યું હતું કે " મુસલીમો મોતથી ડરતા નથી, કાફરોમાંતથી ડરે છે." એ કાફર શબ્દ કોને માટે વપરાયો હતો ? અરે, હિન્દુઓને તો ભાઇઓ તરીકે સંબોધી બોલનારાઓને પણ ખાસ દિલ્હી કોન્ફરન્સમાં તો અટકાવી, ત્હેમને એ શબ્દનો પ્રયોગ કરતાં પણ અટકાવવામાં આવ્યા હતા. ખિલાફત કમિટીની વર્તમાન જીવન દશામાં પણ આજ સ્થિતિ પ્રતિબિંબિત થઇ રહેલી છે એવું કહેતા, જરાયે હરકત નથી. ખિલાફતના સંગ્રામનો અંત નિષ્ફળતામાં આવ્યાથી, અને ખિલાફતની ખાલી ધોંસરી ફેંકી દેવાની તુર્કસ્થાને દીર્ઘદ્રષ્ટિ બતાવ્યા પછી ખિલાફત ખાનોની એ લડાઇનો અન્ત આવી ગયો. આ રીતે પોતાનું એક કાર્ય ક્ષેત્રમાંનું નેતૃપદ ખલાસ થતા આવ્યું જેથી નેતૃપદ જાળવવા હવે હિન્દુઓ સામે ઝુંડો ઉઠાવ્યો.

મુસલમાન બન્ધુઓની આટલી આટલી શિરજોરી, હિન્દુઓએ મુગે મ્હોંએ સહન કરી, તેમાં પછી ભલે તેમની કમજોરી મનાય, કે તેમનો કોન્ગ્રેસ પ્રત્યે પ્રેમ ગણાય. પરન્તુ હિન્દુઓ પ્રતિપક્ષીઓનાં અનુચિત વર્તનો પણ સહન કરતા રહ્યા છે, કરી રહે છે. અને કોઇપણ તરેહ ઐક્ય થતું હોય, ઐક્ય ટકી રહેતું હોય તો, તે માટે બનતા શક્ય એવા પ્રયાસો કરે

શુદ્ધિ પછી પુનર્મિલાપ છે.

છે છતાંય, દરેક વાતને, સહનશીલતા સુદ્ધાંને હદ તો હોય છેજને? ક્યાં સુધી સહન થાય? આજ ચોમેર મુસલમાનો, હિન્દુ સ્ત્રીઓને ફોસલાવી, લલચાવી, વટલાવી કે આખરે જબરદસ્તીથીયે ઉપાડવા માંડ્યા છે જ્યારે હિન્દુઓ પોતાની વૈદિક ધર્મની અજ્ઞાનતા એ, કે, બળ જબરીથી છુટા પડી ગએલા સ્વબન્ધુઓ, કે જે પૈકીના ઘણાઓએ તો અદ્યાપિ પર્યન્ત અમે મુસલમાન છીએ એમ સ્વીકાર્યું કે માન્યું પણ નથી, તેવાઓને, વૈદિક ધર્મનું ભાન કરાવી, પોતાના વિખૂટા પડેલા, વૈદિક ધર્મથી જે ને અજાણે વિમુખ કરવા, રાખવામાં આવ્યા છે, તેવા ભાઈઓથી મેળાપ કરે છે, તેમાં મુસલમાનો હો હા શાના કરે છે? આમાં કયો અને ક્યાંનો ન્યાય રહેલો છે. વાસ્તવિક રીતે જોતાં આવી થતી શુદ્ધિ, કાંઇ શુદ્ધિ નથી; એ તો ભરત મિલાપ છે. ખરી શુદ્ધિ તો તે દિનએ થશે જ્યારે જન્મના ખ્રિસ્તીઓ અને મુસલમાનો હિન્દુ થશે, સનાતન આર્ય સંસ્કૃતિમાં મળી જશે.

ખાલી દમદાટી.

આ બારીક સમયે તો તટસ્થ એવા હિન્દુ મુસલમાન નેતાઓનું એ કર્તવ્ય છે કે, આ રીતે અન્યાયી નીતિને અનુસરતા મુસલમાન ભાઈઓને કહી દે કે "તમારો અન્યાયી અને ફોકટનો બડબડાટ બંધ કરો. શુદ્ધિકર્મ એ તો હિન્દુઓનો જન્મસિદ્ધ હક્ક છે. પોતાના મિત્રને ત્હેનો ધર્મ ડુબાડવા કહેવું એ સાચા મિત્રને છાજે નહિ. તેમ એ સાચી મિત્રતા પણ કહેવાય નહિ. મિત્રતાતો સમાન વચ્ચેજ હોય; અને કોઈની એ સમાનતા ખુંચવી લેવાથી સાચી મિત્રતા રહીજ ક્યાં?" આવી રીતે સમજાવાય, કહેવાય તોજ હિન્દુ મુસ્લીમ ઐક્ય સચવાય તેમ છે, અને ઐક્ય સચવાશે તોજ, પ્રેમ રહી

શકશે, રહેશે તો જ સ્વરાજ્ય મળી શકશે અને મળેલું કે મેળવેલું સ્વરાજ્ય સુખે ભોગવી, ચલાવી શકાશે. પરન્તુ દુર્ભાગ્ય છે ભારતનાં કે એ સત્ય હજુએ, મુસ્લીમ નેતાઓને સ્હમજાતું નથી. જૂઓને, એક વખતે મહાત્મા ગાંધીજીને પ્રતાપેજ, દેશ નેતાઓમાં અગ્રેસર ગણાતા મૌલાના મહમદઅલી જ આજ પોતાના અસલી સ્વરૂપમાં પ્રકટ થઇ ગયાં છે; અને હિજાજ જતાં જતાં મુંબાઇમાં કહેતા ગયા છે કે "સાત કરોડ, મુસલમાનો ત્રેવીસ કરોડ હિન્દુઓને દાબી દેશે." મૌલાનાના બકવાટના પ્રત્યુત્તરમાં તેમનું જડબું બંધ કરવા કે તોડવા કોઇ આર્ય સમાજી એમ કહી દે કે "દશ લાખ આર્ય સમાજીઓ સાત કરોડ મુસલમાનોને દાબી દેશે" તો ખોટું શું છે? પરન્તુ "ભુંડો પોતાની ભુંડાઈ ન છોડે, તો ભલો પોતાની ભલાઇ કેમ છોડે? આર્યો એવું મિથ્યાભિમાન કયારેય દાખવેજ નહિં; અને ખાલી આવા વાક્યુદ્ધમાં સાર શું? પરન્તુ ચાલો એ પણ ઠીક થયું કે મૌલાના પોતાના મલિન વિચારો વધારે વખત ગુપ્ત રાખી શકયા નહિ.

**મુકાબલો કરવા તૈયાર.** અમને આશ્ચર્ય તો એ થાય છે કે આવી સુકી દમ દાટી દેનારાઓને શું એ વાતનું જરાયે જ્ઞાન નથી કે આ એજ હિન્દુજાતિ છે કે જેણે સ્ત્રીઓ અને ગાની રક્ષાર્થે રાજપાટ તથા પ્રાણ સુદ્ધાં ન્યોચ્છાવર કરી દીધાં છે; એ હિન્દુ જાતિને કહેવું કે, તમારા ભાઇઓને, અમે વટલાવીએ, તમારી સ્ત્રીઓ, બ્હેનોને અને, મારીએ પીટીએ છતાં હો હા ન કરતાં

જોયા કરો, એથી વધારે નિર્લજ્જતા બીજી કયી હોઇ શકે? અને જો એ રીતે હિન્દુ જાતિ જોયા કરે તો એણે તો મરી જવું એજ ઉત્તમ છે. વળી પોતાની નજર સામે જ, પોતાનાજ ભાઇઓને સ્વધર્મ છોડી વિધર્મમાં જતાં જાતે જોવા છતાં,જરાએ વિરોધજ ન બનાવવો! જે જાતિના નેતાઓ પોતાને હાથેજ સ્વબન્ધુઓને આ રીતે વિધર્મમાં જતા કરે, આ પ્રકારનો અધર્મ થતો જોયા છતાં ખુશામત કર્યા કરે, તત્વજ્ઞાનની શુષ્ક વાતો કર્યા કરે, ભલા, એ નેતાઓની પાછળ પ્રજાતે કેમ ચાલે? હિન્દુઓ તેઓને પોતાના નેતા તરીકે કેમ સ્વીકારે? હિન્દુઓને તો આ વિકટ સમયે જીવન મરણનો સવાલ છે. હિન્દુ જાતિતો આ સમયે, તેનેજ નેતા તરીકે સ્વીકારી શકે, તેની પછવાડેજ દોરવાય, કે જેઓ, સિંહનાદે, નિશાન ડંકા સાથે પુકારી પુકારી વિધર્મીઓને કહી દે, આવ્હાન આપી દે કે, "કોઇ પણ કોમ પશુબળનો ભય આપી, હિન્દુ સમાજને ડરાવી શકવાની નથીજ. જો ઔરંગઝેબની નીતિની પુનરાવૃત્તિઓ થશે તો તેમનો મુકાબલો કરવા, અમારે પણ પ્રાતઃ સ્મરણીય શિવાજી મહારાજની નીતિને અનુસરવું પડશે; જેમને ઔરંગઝેબની પુનરાવૃત્તિ કરવી હોય, તો તેમણે ખુશીથી કરી જોવી, અમારામાં હજુએ શિવાજી જેવાઓ પાકી શકે છે, પાકશે." શું આ પડકાર અસમયનો છે, એમ કોઇ કહી-શકશે? એવું ડહાપણ ડોળવાને જો કોઇ બહાર આવવા સાહસ કરતું હોય તો તેઓ પ્રથમ અમારું સાંભળી લે. તેઓએ તે ધ્યાનપૂર્વક સાંભળવું. આજ ચોમેરથી શું અને કયા પ્રકારના અવાજો આવી રહ્યા છે. " અમો ધોળે દહાડે, ભર

બજારે ગૌહત્યા કરીશું, કાફીરોને દંડ દેશું, એમાંજ ઈસ્લામ ધર્મનું પાલન રહેલું છે." પ્રિય આર્ય બન્ધુઓ જરા આંખ ખોલો, અને આ શબ્દો ઉપર જરા વિચાર તો કરો !! યાદ રાખો કે તમે પણ આઘાત સામે પ્રત્યાઘાતના કુદરતી નિયમને અનુસરી સ્વ-ધર્મ ઉપર સર્વસ્વ ન્યોછાવર કરતા નહિ શીખો; ગમે તેવા ધમંડીને સામી છાતીએ, સત્યને અનુસરી, તડ અને ફડ જેમ જડબાં તોડ જવાબ વાળતાં નહિ શીખો ત્યાં સુધી ન તો કોન્ગ્રેસ ચાલવાની છે, કે નતો હિન્દુ મુસ્લીમ ઐક્ય થવાનું કે ટકવાનું છે. જે જાતિ પોતાના અનુચિત અને અધર્મ માર્ગને, ઉચિત અને ન્યાયી ઠરાવવાનો દુરાગ્રહ કરી, ડંડાબાજી સુદ્ધાં કરતાંયે ન અચકાય, એવી અનધડ કોમ પાસેથી સ્વપ્નમાં પણ શુભકાર્ય થવાની આશા રાખવી એ તો નરી આપણી મૂર્ખતા શિવાય બીજું કાંઇ જ નથી. જેથી અમે તો અમારા હિન્દુભાઇઓને એટલી જ વિનંતિ કરીશું કે, કલહપ્રિય એવા જે મુસ્લિમો છે તેમની વૃથા ધમકીઓથી કોઇએ પણ, જરાયે ડરવા કશુંએ કારણ નથી. ભલે તેઓ કહે કે "અમે સરહદી હિન્દુઓને મુસ્લીમ બનાવીશું; અમારા આ જુલ્મ કાર્યમાં કાબુલ અને હિન્દુ-સ્થાનનાં મુસલમાન રાજ્યો અમને સહકાર અને સહાયતા આપશે, અમે ઔરંગઝેબની નીતિને અનુસરીશું" આનો જવાબ તો એટલોજ છે કે, જબરદસ્તીથી મુસલમાન બનાવવાનાં તો એજ પરિણામ તમારે ભોગવવાં પડશે કે જે આજ મોપલાઓને ભોગવવાં પડયાં છે, પડે છે, અને ઔરંગઝેબની નીતિનાં ફળ તો તમે આજ મલકાનાઓ દ્વારા મેળવી રહ્યા છો. જબરદસ્તીથી કોઇ કોઇના ઉપર વિજય મેળવી ભલે ખુશી થાય, પોતાનું મન મનાવે, પરન્તુ એ ખરો સત્ય વિજય નથી તે તો ઉચિત સમયે પુનઃ

પક્ષરૂપ ખાઈ સામે અન્યાયી વિજય ઉપર વિજય મેળવવા ઉદ્યોગશીલ થાય છે.

**अन्ते विजय वैदिक धर्मनो.**

વિજય તો સત્ય વૈદિક ધર્મનો જ છે; જે મન ઉપર જીત મેળવી વિજય પ્રાપ્ત કરે છે, ગૂંઓને હાથ કંકણને આરસીની જરૂર જ શી છે? આજ સ્થળે સ્થળે ભગવાન શ્રી શંકરાચાર્ય મહારાજ અને સંસારોદ્ધારક ભગવાન શ્રી સ્વામી દયાનંદજી મહારાજના વૈદિક સિદ્ધાન્તોએ હિન્દુઓના મોહપાશ ખોલી નાંખ્યા તેનો ધ્વનિ ચોમેર ગુંજી ઉઠ્યો છે. શુદ્ધિ કરી પોતાના વિખુટા પડેલા ભાઈઓને ભેટવા, ભેટાવવાનું જ્ઞાન ચોમેર પ્રસરી રહ્યું છે. આજ તો પ્રયાગ રાજના શ્વેત વસ્ત્રધારી વિપ્રો, ડંકો વગાડીને કહી રહ્યા છે કે શુધ્ધિ તો ગંગાજીનું માત્ર સ્નાન કર્યાથીયે થઈ શકે છે. આ ધ્વનિનો પ્રતિ ધ્વનિ મહારાષ્ટ્ર અને ગુજરાતમાં પણ થઈ રહ્યો છે. અરે! શુદ્ધિને તો આજ જૈનો પણ સ્વીકારવા લાગ્યા છે અને ભગવાન શંકરાચાર્યથી માંડીને વેદશાસ્ત્ર સંપન્ન દરેક ધર્મોપદેશકોની એ સ્પષ્ટ આજ્ઞા, અનુમતિ અને સંમતિ છે કે, હિન્દુ ધર્મનાં દ્વાર ધર્મ પ્રેમીઓને માટે ખુલ્લાં છે. આ રીતે શુદ્ધિના અમૃતોપમ રસથી ભારતનું વાયુમંડળ અત્યન્ત સ્નિગ્ધ બની, શુષ્ક હિન્દુ જાતિમાં નવીન પ્રાણ પ્રવેશ કરાવી રહ્યું છે.

**हिंदुभाईओने.**

પ્રિય, હિન્દુ ભાઈઓ જાગો! ઉઠો! સુષુપ્તિ ત્યાગો અને જરા વિચારો, કે આ સમયે આપણું શું કર્તવ્ય છે? જો તમે સ્વજાતિના આસ્તિત્વ અને ધર્મની રક્ષા ચ્હાતા હો તો આ વખતે બધા

સામ્પ્રદાયિક ભેદોને છોડી કરી, આ સર્વથી ઉચ્ચ મહા યજ્ઞમાં એકત્ર થઈને એક સ્વરે આહુતિ નાંખો, આ સમય જ તમારા ધર્મ બલિદાન અને આત્મગૌરવની પરીક્ષાનો છે. જો તમે આમાં પાસ થઇ ગયા તો વિધર્મીઓનાં મ્હોં ફિક્કાં પડવાનાં જ અને આર્ય સંતાનોને પુનઃ પોતાની જાળમાં ફસાવવાનું સાહસ તેઓ નહિ કરે. પરન્તુ જો તમે આ સમય સ્વહસ્તથી ગુમાવ્યો તો સમજી લેજું કે હિન્દુ જાતિનો મૃત્યુ ઘંટ વાગી ચૂકયો છે અને પુનઃ આવો સમય ઘણો પરિશ્રમ કર્યા છતાં પણ હાથ લાગશે નહિ તેથી આ કાર્ય પૂર્ણ કરવામાં જરાપણ વિલમ્બ ન કરો, ઉઠો અને કર્તવ્ય પથે પડો. એક કવિએ કહ્યું છે કે:

काल करे सो आज कर, आज करे सो अब;
अवसर बीतयो जात हय, फीर करेगो कय ?

પ્રિય વાચકવર્ગ, આજ પ્રસ્તુત પુસ્તકદ્વારા શુદ્ધિ અને સંગઠન એ બે મહાન્ કાર્ય જે આપની સન્મુખ રાખવામાં આવ્યાં છે તેની સફળતા ઉપર હિન્દુ જાતિના જીવન મરણનો પ્રશ્ન નિર્ભર છે. યદિ જાતીય સંગ્રહમાંથી આપણા ભાઇઓને ઓછા ન કરતાં; ઓછા થયેલાઓને ઉમેરતા રહીશું તો, આપણો સંગ્રહ ભરપૂર રહેશે અને વિપક્ષીઓને ખાત્રી થઇ જશે કે એ હિન્દુજાતિ કદી મિટવાની નથી.

**पुस्तकनी सार्थकता क्यारे ?**

પ્રસ્તુત પુસ્તક ભારતમાં હિંદુત્વને જાગતુ ચેતન ઉત્પન્ન કરવાના, અને હિન્દુત્વનો પ્રચાર કરવાના, અને હિન્દુત્વની પવિત્રભાવના ઉત્પન્ન કરવાના તેમજ છિન્નભિન્ન હિન્દુ સમાજના સંગઠનને સંગીન રીતે કેળવવાના કાર્યમાં સાધનરૂપ નીવડશે તો ખરેખર અમે અમારા આ પ્રયાસો સફળ માની કૃતકૃત્ય થઇશું.

મુસ્લિમ બન્ધુઓને વિજ્ઞપ્તિ.

અન્તમાં મુસ્લીમ બન્ધુઓએ સમદ્રષ્ટિ રાખી, હિન્દુ સમાજના શુદ્ધિના જન્મસિદ્ધ હક્કનો સ્વીકાર કરવા અને એ રીતે ઉભય કોમો વચ્ચેની મિત્રતા સમાન ભાવે સાચવીને, સ્વરાજ્ય મેળવવા સાથે રહીને, મહાન્ ઝુંબેશ ઉઠાવવાની પ્રેમભરી અને નમ્ર પ્રાર્થના કરી અમારા પ્રકાશક તરીકેના આ બે બોલ આટલેથીજ બન્ધ કરી વિરમીશું. सुज्ञेषु किं बहुना। वैदिक धर्म की जय.

| | |
|---|---|
| તા. ૧૦-૯-૨૬.<br>"કુરુક્ષવર્તમાન"<br>કાર્યાલય<br>ખાડીઆ, અમદાવાદ. | લિ.<br>આર્યોન્નતિનો અભિલાષી.<br>છગનલાલ ભવાનીશંકર મ્હેતા. |



# અનુક્રમણિકા

# ધર્મભ્રષ્ટોનું શુદ્ધિકરણ

## અને

## ધાર્મિક, સામાજિક તથા ઐતિહાસિક દૃષ્ટિથી તેની આવશ્યકતાનો વિચાર

---

### ભૂમિકા

પરમાત્માની સૃષ્ટિમાં કોઇ વાર અનિષ્ટ ઘટનાનું પણ ઇષ્ટ પરિણામ થાય છે એવી આપણા શાસ્ત્રકારોની જે એક માન્યતા છે તે માન્યતા અનુસાર મલબારવાસી મોપલાઓએ ત્યાંના હિંદુઓપર કરેલા ધાર્મિક અત્યાચારથી ભારતવર્ષના હિન્દુસમાજને અનાયાસ અને અચાનક એક ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થઈ ગઇ છે અને તે ઇષ્ટ વસ્તુ ધર્મભ્રષ્ટોનું શુદ્ધિકરણ છે. મલબારવાસી મુસલ્માન મોપલાઓનો બળવો તે મલબારવાસી હિન્દુસમાજના શિરપર આવી પડેલો એક મહાદુર્ધર પ્રસંગ હતો એમાં તો જાણે કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ; પરંતુ એ દુર્ધર પ્રસંગે ભારતવર્ષના હિન્દુસમાજનાં નેત્રોને સારી રીતે ઉઘાડી દીધાં છે અને હિન્દુસમાજને તેના એક વિસ્મૃત કર્તવ્યનું નવીનતાથી સ્મરણ કરાવીને ઉત્સાહપૂર્વક કર્તવ્યપૂર્તિના માર્ગમાં પ્રેરી દીધો છે એટલામાટે એ દુર્ધર પ્રસંગને પણ આપણે શોકજનક નહિ, કિન્તુ આનન્દજનક જ માનવો જોઇએ એવો અમારો દૃઢ અભિપ્રાય છે.

કરવીરમઠના શ્રી શંકરાચાર્ય ડૉ. કુર્તકોટિ ' મહારાષ્ટ્ર ધર્મપરિષદ્ ' ના રૂપે ગત ચાર વર્ષથી હિન્દુધર્મ તથા હિન્દુસમાજની સુધારણાનો પ્રચંડ પ્રયત્ન કરી રહ્યા

છે. શ્રીક્ષેત્ર નાસિકમાં એ ' મહારાષ્ટ્ર ધર્મપરિષદ્ ' નું જ્યારે પ્રથમ અધિવેશન થયું હતું તે સમયથી અત્યારસુધી ધર્મભ્રષ્ટોના શુદ્ધિકરણના વિષયને 'દેવલસ્મૃતિ 'ના આધારે વારંવાર મહારાષ્ટ્રદેશવાસી પંડિતો એ ધર્મપરિષદ્ સમક્ષ તથા મહારાષ્ટ્રીય હિન્દુસમાજ સમક્ષ ઉપસ્થિત કરતા રહ્યા છે અને કદાચિત્ ભવિષ્યમાં પણ કરતા રહેશે એવો સંપૂર્ણ સંભવ છે. નાસિકમાં થયેલા ઉક્ત 'મહારાષ્ટ્ર ધર્મ પરિષદ્'ના અધિવેશનથી પૂર્વે મુંબઇમાં કૈલાસવાસી ગજાનન ભાસ્કર વૈદ્યે 'હિન્દુ મિશનરી સોસાયટી' ની સ્થાપના કરી હતી અને કાર્યનો આરંભ પણ કર્યો હતો. નાગપુરની ધર્મપરિષદ્માં શ્રી શંકરાચાર્યે ધર્મભ્રષ્ટોના શુદ્ધિકરણના સંબંધમાં પોતાનો નિશ્ચયાત્મક અભિપ્રાય દર્શાવ્યો હતો. ત્યાર પછી ડૉ. મુંજેએ ' દેવલસ્મૃતિ 'માંના મહત્ત્વના શ્લોકો જનસમાજ સમક્ષ રજૂ કરીને મલબારવાસી હિન્દુ બંધુઓને ધર્મભ્રષ્ટતાની ગર્તામાંથી ઉદ્ધારી લેવાના ઉદ્યોગને આરંભી દીધો હતો અને અંતે જ્યારે સ્વામી શ્રદ્ધાનંદજીએ મલકાના રાજપૂતોને શુદ્ધ કરી લેવાનો પ્રચંડ પ્રયાસ કરવા માંડયો ત્યારથી ધર્મભ્રષ્ટોના શુદ્ધિકરણને રાષ્ટ્રીય સ્વરૂપ પ્રાપ્ત થઇ ગયું છે. જો વાસ્તવિકતાથી જોવામાં આવે તો ધર્મભ્રષ્ટોના શુદ્ધિકરણ વિષયક પ્રશ્નની ધર્મશાસ્ત્ર તથા સમાજશાસ્ત્રની દૃષ્ટિથી વિસ્તૃત ચર્ચા ચલાવવાની તેમ જ એ કાર્યના મહત્ત્વને જાણી લેવાની અત્યંત આવશ્યકતા છે અને તેટલામાટે જ અમોએ યથામતિ એ વિષયને ચર્ચવાના કાર્યનો અત્યારે આરંભ કરેલો છે.

ધર્મભ્રષ્ટોના શુદ્ધિકરણમાટે બહુધા ' પતિતપરાવર્તન' શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે; પરંતુ 'પરમેશ્વાં'

અથવા 'વટલી ગયેલાં' એ શુદ્ધ ગુજરાતી શબ્દો એ અર્થનો સ્પષ્ટતર બોધ કરાવનારા છે અને એ શબ્દો સંસ્કૃત 'भ्रष्ट' શબ્દમાંથી જ નીકળેલા હોવાથી 'પતિતપરાવર્તન' કરતાં 'ધર્મભ્રષ્ટોનું શુદ્ધિકરણ' એ શબ્દપ્રયોગથી અર્થબોધ સ્પષ્ટતર થઇ જાય છે. સ્મૃતિગ્રંથોમાં 'પતિત' શબ્દ આ અર્થથી સર્વથા ભિન્ન અર્થમાં જ યોજાયલો છે. 'વિહિત કર્મ ન કરનાર, નિંદ્ય કર્મ આચરનાર તથા વિષયલોભી મનુષ્ય પતિત થાય છે.' (મનુ, ૧૨-૪૪ અને યાજ્ઞવલ્ક્ય અ. ૩, શ્લો, ૨૧૯) સંધ્યા ન કરનારો બ્રાહ્મણ, અભોજ્ય અન્ન ભક્ષનાર યતિ અને બ્રહ્મચર્યધર્મને ન પાળનાર બ્રહ્મચારી આદિ સર્વ જનો પતિત થઇ જાય છે એમ સ્મૃતિગ્રંથોમાં સ્થળે સ્થળે વર્ણવાયલું છે. અર્થાત્ આ સમગ્ર પરિસ્થિતિનો વિચાર કરતાં જે વિષયની ચર્ચામાં અત્યારે અમો પ્રવૃત્ત થયા છીએ તે વિષયનો 'ધર્મભ્રષ્ટોનું શુદ્ધિકરણ' એ શબ્દપ્રયોગથી જ યથાર્થ બોધ થઇ શકે છે અને તેથી અમોએ પ્રસ્તુત નિબંધના શીર્ષકમાં એ જ શબ્દપ્રયોગ કરેલો છે. અસ્તુઃ ત્યારે હવે મુખ્ય પ્રશ્નનો વિચાર કરવા પૂર્વે આપણા વૈદિક ધર્મનું સ્વરૂપ શું છે અને બાહ્યધર્મીયો તથા બાહ્ય સમાજોને આપણા સમાજમાં સમાવિષ્ટ કરી લેવાની પદ્ધતિ શી છે એનું આપણે કિંચિદ્ અવલોકન કરીશું.

### ધર્મ અને સંપ્રદાય

સર્વથા સામાન્ય ભાવથી વિચાર કરનાર મનુષ્યના મનમાં પણ એક એવો પ્રશ્ન ઉદ્ભવવાનો સંભવ છે કેઃ- "આપણા ધર્મને પાળનારા મનુષ્યોને જ્યારે અન્ય ધર્મોમાં ભેળવી લેવામાં આવે છે, તો પછી અન્ય ધર્મોને પાળનારા મનુષ્યોને આપણે આપણા ધર્મમાં શામાટે ન ભેળવી

લઈએ વારૂ ? જ્યારે એક હિન્દુ ક્રિશ્ચિયન અથવા મુસ-લમાન થઇ શકે છે તો પછી ક્રિશ્ચિયન કિંવા મુસલમાનને આપણા હિન્દુધર્મની દીક્ષા આપીને હિન્દુ શામાટે ન કરી શકાય ? અન્ય ધર્મોની વૃત્તિઓ જ્યારે જયિષ્ણુ જોવામાં આવે છે ત્યારે હિન્દુધર્મની વૃત્તિઓ સર્વથા સહિ-ષ્ણુ જ દેખાય છે એ યોગ્ય છે ખરૂં કે ?" માત્ર એટલું જ નહિ, પણ કેટલાક મનુષ્યો હિન્દુધર્મની એ સહિષ્ણુ વૃત્તિઓને સર્વથા અયોગ્ય માની લે એ પણ સંભવનીય છે અને તેથી પ્રારંભમાં જ અમારે જણાવી દેવું જોઇએ કે આવા પ્રકારની વિચારસરણી સર્વથા પ્રમાદમૂલક છે; કારણ કે, જો વાસ્તવિકતાથી જોવામાં આવે, તો 'હિન્દુધર્મ' નામક કોઇ ધર્મ અસ્તિત્વમાં જ નથી એટલે કે હિન્દુસમાજના યોગે 'સનાતન વૈદિક ધર્મને' 'હિન્દુધર્મ'ના નામથી ઓળખવાનો પરિપાક થઇ ગયો છે. અર્થાત્ હિન્દુસમાજ અને 'સનાતન વૈદિક ધર્મ' એ બે પદાર્થો એક બીજાથી સર્વથા ભિન્ન છે અને ભિન્ન જ રહેવાના છે. જો 'સનાતનવૈદિક ધર્મ'ના સ્વરૂપનું સૂક્ષ્માવલોકન કરવામાં આવે, તો એના જેવો ત્રિગુણાત્મક પ્રકૃતિના પ્રભાવથી ઉત્પન્ન થયેલો અને જગ-ત્નાં મનુષ્યોને તેમના અધિકાર અનુસાર કર્તવ્યના વિભાગ પાડી આપનારો તેમ જ મોક્ષમાર્ગને દર્શાવી દેનારો આ વિશ્વમાં અન્ય કોઇ ધર્મ અસ્તિત્વ ધરાવતો જ નથી એમ જ કહેવાનો પ્રસંગ આવી લાગે છે; કિંબહુના 'ધર્મ' જેવો વ્યાપક શબ્દ કેવળ 'સનાતન વૈદિક ધર્મ'ના સંબંધથી જ અન્વર્થક થઇ શકે છે. બુદ્ધ, ક્રાઇસ્ટ તથા મહંમદ પયગંબરના સ્થાપેલા સંપ્રદાયોને જો કે આજે 'ધર્મ' કહેવામાં આવે છે અને 'ધર્મ'ના નામથી ઓળખવામાં આવે છે; તથાપિ આપણામાંના એટલે કે 'સનાતન વૈદિક

ધર્મ ' માંના શૈવ, ગાણપત્ય, શાક્ત દ્વૈત, અદ્વૈત તથા વિશિષ્ટાદ્વૈત ઇત્યાદિ સંપ્રદાયો એ બૌદ્ધ, ક્રિશ્ચિયન તથા મહમંદીય સંપ્રદાયોની સમાનતા કરી શકે તેમ છે. કોઇ પણ સંપ્રદાયને માનનારા મનુષ્યોના મનમાં પોતાના મતનો વિશિષ્ટ આગ્રહ રહ્યા કરે છે અને તેથી જ અન્ય સાંપ્રદાયિકોને પોતાના મતની દીક્ષા આપીને પોતાના સંપ્રદાયમાં ખેંચી લાવવાની ઉત્સુકતા તથા આતુરતાને તેઓ દર્શાવતા રહે છે. આગ્રહી સાંપ્રદાયિક લોકોને પોતાના મત વિના અન્ય મતમાં સત્યનો અંશ દેખાતો જ નથી; કિંબહુના ' અમારા પંથની દીક્ષા લઈને અમારા પંથમાં ભળ્યા વિના તમારો મોક્ષ થવાનો જ નથી' આટલી સીમા પર્યન્ત બોલી જતાં પણ સાંપ્રદાયિકો નથી અચકતા. જળ પીવાથી તૃષાનું નિવારણ થાય છે એ વાર્તા સત્ય હોવા છતાં જો કોઈ એમ જ કહેવા મંડી જાય કે ' અમુક એક કૂવાનું અથવા એક ફલાણી નદીનું પાણી પીવાથી જ તૃષાનું નિવારણ થશે અને જો કોઇ બીજા કૂવા કે બીજી નદીનું પાણી તમો પીશો, તો મરતાં સુધી તરસ્યાના તરસ્યા જ રહી જશો: ' તો તેના એ કથનને કોઈથી પણ સત્ય તરીકે સ્વીકારી શકાય તેમ છે ખરૂં કે? એવી જ રીતે જો કોઈ એવું વિધાન કરવા માંડે છે કે: ' અમુક એક પંથ અથવા સંપ્રદાયની દીક્ષા લેવાથી જ મોક્ષની પ્રાપ્તિ થઇ શકે છે અને તેથી ભિન્ન અન્ય ' સંપ્રદાયની દીક્ષા લેવાથી અથવા અન્ય સંપ્રદાયમાં શ્રદ્ધા રાખવાથી નરકની પ્રાપ્તિ થાય છે; ' તો તેના એ વિધાનને આપણે ઉન્મત્તનો પ્રલાપ માનીએ એ સર્વથા સ્વાભાવિક જ છે. 'સનાતન વૈદિક ધર્મ' રૂપ આગાર ઉચ્ચતમ તત્ત્વના પાયાપર રચાયલો હોવાથી અને એ ધર્મ તત્ત્વનિષ્ઠ હોવાથી વ્યક્તિનિષ્ઠ કિંવા વ્યક્તિપ્રધાન

પંથ અથવા સંપ્રદાય પ્રમાણે 'સનાતન વૈદિક ધર્મ'માં અભિનિવેશ કિંવા દુરાગ્રહ રહેલો જ નથી. 'સનાતન વૈદિક ધર્મ' કોઇ પણ દેવતાની ઉપાસના કરવાની અથવા તો કોઈ પણ પ્રકારના ઉચિત કર્મને આચરવાની મનુષ્યને તેના અધિકાર અનુસાર અનુમતિ આપનારો રહે છે. 'સનાતન વૈદિક ધર્મ'નો જો કાંઇ પણ આગ્રહ હોય તો તે એ જ છે કે કર્મમાં નિષ્કામતા હોવી જોઇએ, કર્મ કેવળ કર્તવ્યબુદ્ધિથી કરવું જોઇએ અને ઉપાસ્ય દેવતામાં ઉપાસકની સંપૂર્ણ શ્રદ્ધા હોવી જોઇએ.

यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितु मिच्छिति।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ""

श्रीमद्‌भगवद्‌गीता अ ७, શ્લો. ૨૧.

અર્થાત્—" જે જે મનુષ્ય જે જે દેવતાની શ્રદ્ધાથી પૂજા કરવાની ઇચ્છા કરે છે તેનામાં અચલ શ્રદ્ધાને હું જ ઉત્પન્ન કરું છું' એવા ઉદ્ગારને શ્રી કૃષ્ણ ભગવાનના મુખદ્વારા પ્રદર્શિત કરાવનાર જો કોઇ પણ ધર્મ આ વિશ્વમાં હોય, તો તે કેવળ 'સનાતન વૈદિક ધર્મ' જ છે. સારાંશ કે, સર્વલોકોએ એક જ પ્રકારના નિર્દિષ્ટ આચારો પાળવા જોઇએ, એક જ દેવતાની ઉપાસના કરવી જોઇએ અને એક જ તત્ત્વને માનવું જોઇએ એવો ' સનાતન વૈદિક ધર્મ ' નો લેશમાત્ર પણ આગ્રહ ન હોવાથી જો વિચારસ્વાતંત્ર્યને પૂર્ણ અવસર આપનારો કોઈપણ ધર્મ હોય તો તે કેવળ આપણો ' સનાતન વૈદિકધર્મ' જ છે એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા છે જ નહિ. ક્રિશ્ચન તથા મહંમદ પયગંબરના સંપ્રદાયો પ્રમાણે ' સનાતન વૈદિકધર્મ ' એક વિશિષ્ટ સંપ્રદાય નથી અને તેથી જ અન્યધર્મીઓને પોતાના સંપ્રદાયની દીક્ષા આપવી અને

પોતાના સંપ્રદાયની વૃદ્ધિ કરવી ઇત્યાદિ વિષયો આપણા વૈદિક વાઙ્મયમાં ક્યાંય પણ ચર્ચાયલા આપણા જોવામાં આવી શકતા નથી.

'સનાતન વૈદિક ધર્મ' ના સ્વરૂપનો સ્વભાવ આવા પ્રકારનો છે અને ધર્મ તથા સંપ્રદાયમાં જે પ્રચંડ ભેદ રહેલો છે તે પણ અમો ઉપર દર્શાવી ચૂક્યા છીએ એટલે હવે હિન્દુસમાજના એટલે કે આર્ય સંસ્કૃતિના આર્યેતર સમાજ કિંવા અનાર્ય સંસ્કૃતિ સાથેના વર્તન કિંવા વ્યવહારનો પ્રકાર શો છે તે આપણે જોઇશું.

## હિન્દુસમાજની ગ્રાહકતા

જયિષ્ણુ આર્યો જ્યારે ઉપનિવેશોની સ્થાપનાના કાર્યમાં નિમગ્ન થયેલા હતા તે વેળાએ અનેકવિધ ભિન્નભિન્ન માનવસમાજો તેમને મળ્યા હતા; તેમનામાંના કેટલાક ઉત્તમ અનાર્યસંઘોનો તેમ જ વ્રાત્યોનો આર્યોએ ચાતુર્વર્ણ્યમાં સમાવેશ કરી લીધો હતો અને તે અનાર્યસંઘોને પોતાના સમાજના ઘટક બનાવી લીધા હતા એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ; કારણ કે, સામવેદના 'તાંડ્ય બ્રાહ્મણ'માં જેવી રીતે વ્રાત્યોની સ્તુતિ કરાયલી છે તેવી જ રીતે અથર્વવેદના ૧૫ મા કાંડમાં પણ વ્રાત્યોની પ્રશંસા કરવામાં આવી છે. એ કાંડ ગદ્યાત્મક હોઇને તેમાં ચાતુર્વર્ણ્યમાં આવેલા ઇતર માનવસંઘોની રહસ્યાત્મક સ્તુતિ કરેલી છે. વેદભાષ્યકાર સાયનાચાર્યે એ કાંડની પ્રસ્તાવના નીચે પ્રમાણે લખી છેઃ—

"अत्रकांडे व्रात्यमहिमा प्रपंच्यते। व्रात्योऽधिकारी व्रात्यो महानुभावो व्रात्यो देवप्रियः। न पुनरेतत् सर्वं व्रात्यपरं प्रतिपादनम्। अपि तु कांचिद्विद्वत्तमं महाधिकारं पुण्यशीलं विश्वसन्मान्यं

**कर्मपरे ब्राह्मणे विद्विष्टे व्रात्यमनुलक्ष्यं यचनम् इति मंतव्यम् "॥**

ઉપનયન આદિ સંસ્કારવિહિત પુણ્યશીલ, વિશ્વસ-ન્માન્ય તથા વિદ્વાન્ એવા કોઇ એક વ્રાત્યની આ સ્તુતિ છે એમ સાયનાચાર્ય 'व्रतमर्हतीति व्रात्यः' એવો 'વ્રાત્ય' શબ્દનો અર્થ કરીને કહે છે. પરંતુ આવા અર્થને સ્વીકા-રવા કરતાં 'व्राते भावः व्रात्यः' એટલે કે 'જેમનામાં સંઘ કરીને રહેવાની કલ્પનાનો નિવાસ હતો એવા લોકો' આવા પ્રકારનો 'વ્રાત્ય' શબ્દનો અર્થ કરવામાં આવે, તો તે અધિક સમર્પક છે. અર્થાત્ આવા શૂરવીર, હૃષ્ટ-પુષ્ટ, બલાઢ્ય તથા પરાક્રમશીલ લોકોને આર્યોએ ક્ષત્રિયત્વ સમર્પીને ચાતુર્વર્ણ્યમાં સ્થાન આપવાની ઉદારતા દર્શાવી હતી એમ કોઇ પણ પ્રકારના સંકોચ વિના કહી શકાય તેમ છે. ભાષ્યકારના કથન અનુસાર એને એક વ્રાત્યની સ્તુતિ માની લેવા કરતાં વ્રાત્યસંઘની સ્તુતિ માનવી એ અધિક ઇષ્ટ છે. એ વ્રાત્યપ્રકરણના આધારે એટલો નિશ્ચય તો અવશ્ય કરી શકાય છે કે વૈદિક આર્યો કોઇ પણ બાહ્ય સંઘનું પોતાના સંઘમાં કેવળ રાજનૈતિક કિંવા શુદ્ધ ધાર્મિક સમાવેશન ન કરતાં સામાજિક સમાવેશન કરતા હતા અને તે સમાવિષ્ટ સંઘને ધાર્મિક, રાજનૈતિક તથા સામાજિક આદિ સર્વ અધિકારો આપતા હતા. હિન્દુસમાજમાં હિન્દુ વિના અન્ય મનુષ્યોનો કદાપિ સમાવેશ થઇ શકતો નથી 'અને હિન્દુસમાજરૂપ આગારનાં દ્વારો અન્ય માનવસમાજના પ્રવેશમાટે નિરંતર બંધનાં બંધ જ રહ્યાં કરે છે, એમ જે વારંવાર કહેવામાં આવે છે તે કથન સર્વથા પ્રમાદમૂલક તથા ભ્રાન્તિદર્શક છે; કારણ કે, જો મહારાષ્ટ્રીય ઇતિહાસ-સંશોધક રા. રાજવાડેના શબ્દોમાં કહેવામાં આવે, તો

'હિન્દુસમાજ મુસલ્માનસમાજ પ્રમાણે વ્યક્તિદ્વારા ભેળસેળિયું અથવા યૂરોપીયન્ સમાજ પ્રમાણે નિર્વાચિત-ચૂંટી કાઢેલું-સમાવેશન ન કરતાં જાતિદ્વારા બાહ્ય મનુષ્યોનું અસામાન્ય પદ્ધતિથી પોતાના સમાજમાં સમાવેશન કરી લે છે અને તેથી હિન્દુસમાજને પોતાને તેમ જ હિન્દુસમાજમાં સમાવિષ્ટ થતા બાહ્ય માનવસમાજને નિમ્ન લિખિત લાભ થાય છે:—

(૧) મુસલ્માનો પ્રમાણે આપણા ધર્મને આપણાથી ઇતર અન્ય સંપ્રદાયાવલંબીઓના મસ્તકપર બળાત્કારે લાદવાની અને પોતાના સમાજને દુર્બળ કરી દેવાની આવશ્યકતા જ રહેતી નથી; (૨) યૂરોપિયનો પ્રમાણે પોતાથી ભિન્ન હોય તેવા બાહ્ય જનસમાજનો સમૂળ ઉચ્છેદ કરી નાખવાની અથવા તો ઇતર જનોને ગુલામીની સાંકળમાં જકડી લેવાની આપત્તિનો આર્વિભાવ નથી થતો; (૩) આપણા હિન્દુસમાજમાં પ્રવેશેલા અન્ય જનોને પોતાના ઉપાસ્ય દેવ તથા ધર્મ આદિનો ત્યાગ કરવો પડતો નથી; (૪) બાહ્ય જનોથી પોતાના આચારવિચારોનું પોતાની ઇચ્છાનુસાર પાલન કરી શકાય છે; (૫) બાહ્ય જનોને પોતાની ભાષાને ત્યાગી દેવાની આવશ્યકતા નથી રહેતી; (૬) બાહ્ય જનોથી પોતાના ગણગોત્રની રક્ષા કરી શકાય છે અને ગણગોત્રથી વંચિત થવું પડતું નથી; (૭) બાહ્ય મનુષ્યોની બીજક્ષેત્રશુદ્ધિ જ્યાંસુધી તે જાતિનું અસ્તિત્વ હોય ત્યાંસુધી જેમની તેમ જ અવિચળ રહે છે; (૮) બાહ્ય જનો નિકટમાં રહે છે અને તેથી આર્યોથી પોતાની વિદ્યા, પોતાના ક્ષાત્રધર્મ, પોતાનાં શાસ્ત્રો, પોતાની કળાઓ તથા પોતાની સંસ્કૃતિમાં અપ્રતિબદ્ધ પ્રગતિ કરી શકાય છે; (૯) સર્વ જાતિબદ્ધ સમાજોમાં સૌખ્ય, સ્થિરતા તથા સમાધાનનો

અધિકાર અવિચ્છ્ન રહ્યા કરે છે, આર્યોના સમાગમથી આર્યેતર અથવા બાહ્ય માનવસમાજની ધીમે ધીમે, કોઈ પણ પ્રકારના અધિક આયાસ વિના જ, યોગ્ય ઉન્નતિ થતી રહે છે અને કાલાંતરે તે બાહ્ય મનુષ્યોની પણ આર્યોમાં ગણના થવા માંડે છે, તેઓ હિન્દુ નામથી ઓળખાતા થઈ જાય છે. હિન્દુસમાજનો પરકીયોને પોતાના સમાજમાં સ્વીકારી લેવાનો સ્વભાવ ઉપર્યુક્ત પ્રકારનો છે. સારાંશ કે 'સનાતન વૈદિક ધર્મ' કોઈ એક વિશિષ્ટ વ્યક્તિનિષ્ઠ સંપ્રદાય કિંવા પંથ નથી, કિન્તુ તેની ભૂમિકા અત્યન્ત ઉચ્ચ પ્રકારની છે એ તત્ત્વને લક્ષમાં રાખીને જ ધર્મભ્રષ્ટોના શુદ્ધિકરણ વિષયક પ્રશ્નનો નિર્ણય આપણે કરવાનો છે.

બૌદ્ધોનું શુદ્ધિકરણ

ધર્મભ્રષ્ટોના શુદ્ધિકરણનો વિચાર કરતી વેળાએ જે બે મુખ્ય વાર્તાઓને લક્ષમાં રાખવાની આવશ્યક્તા છે એનો વિચાર અત્યારસુધી આપણે કર્યો એટલે હવે બૌદ્ધ ધર્મની કાર્યકીર્તિના સમયમાં ધર્મભ્રષ્ટોના શુદ્ધિકરણની શી સ્થિતિ હતી એનું આપણે અવલોકન કરીશું; કારણ કે, ધર્મભ્રષ્ટોના શુદ્ધિકરણનું વાસ્તવિક મંગલાચરણ બૌદ્ધ ધર્મની કાર્યકીર્તિના સમયમાંજ થયેલું છે અને તેથી ધર્મભ્રષ્ટોના શુદ્ધિકરણના ઇતિહાસનો આરંભ એ સમયથી જ થાય છે એમ કોઇ પણ પ્રકારના સંકોચ વિના કહી શકાય તેમ છે.

ઋગ્વેદના કાળથી આરંભીને પાણિનિના કાળ પર્યન્ત એટલે કે ઈ. સ. થી ૧૦૦૦ વર્ષ પૂર્વ પર્યન્ત આપણી આર્યસંસ્કૃતિપર અન્ય કોઈ પણ સંસ્કૃતિનો આઘાત થયો ન હોતો. સર્વથી પ્રથમ બૌદ્ધ સંસ્કૃતિએ આર્યસંસ્કૃતિના મસ્તકપર આઘાત કર્યો હતો એ વાર્તા ઇતિહાસના

પરિશીલનથી તત્કાળ આપણા જાણવામાં આવી શકે છે. બૌદ્ધ ધર્મનો ઉદય થવા પૂર્વે શ્રુતિ, સ્મૃતિ, સૂત્રો તથા બીજરૂપ પુરાણો એતન્મૂલક 'સનાતન વૈદિક ધર્મ' દિવસાનુદિવસ અધકાધિક વૃદ્ધિંગત થયા કરતો હતો; ભારતીય યુદ્ધ પછી આરણ્યક વિચારોને વિશેષ બળની પ્રાપ્તિ થઈ અને તે જ સમયમાં મૌલિક પ્રવૃત્તિધર્મ વિરુદ્ધ કપિલ જેવા મુનિરાજની વિચારસરણીનો આરંભ થયો; અર્થાત્ જીવ, ઇશ્વર અને જગત્ ઇત્યાદિના સંબંધમાં સ્વતંત્ર વિચારો થવા લાગ્યા હતા અને એ સ્વતંત્ર વિચારોમાંથી ત્યારપછી ષડ્દર્શનનાં મૂલભૂત તત્ત્વોનો ઉદ્ભવ થયો હતો. તાત્પર્ય કે, બૌદ્ધ ધર્મના ઉદયકાલ પર્યન્ત ધર્માન્તરનો પ્રશ્ન વૈદિક સંસ્કૃતિના ઈતિહાસમાં કદાપિ ઉત્પન્ન થયો જ ન હોતો.

ગૌતમ બુદ્ધના સંપ્રદાયને એક વિશિષ્ટ ધર્મ તરીકે 'બૌદ્ધ ધર્મ' નામથી ઓળખવાનો સમ્રાટ્ અશોકની કાર્યકીર્તિમાં જ આરંભ થયો હતો. સર્વસામાન્ય લોકોને ગૌતમ બુદ્ધ જો કે એક મહાન્ ધર્મસંસ્થાપક તરીકે ભાસતો હતો; તથાપિ વૈદિક આર્યો તો તેને એક પાખંડમતપ્રવર્તક તરીકે જ ઓળખતા હતા. ગૌતમ બુદ્ધના વિચારોના પરિણામે જ ૭ આસ્તિક દર્શનો સાથે વિરોધ કરનારાં નાસ્તિક દર્શનો ઉત્પન્ન થયાં. બૌદ્ધપૂર્વકાલની સામાજિક પરિસ્થિતિનું જો આપણે અવલોકન કરીએ, તો એવો જ પ્રકાર આપણા જોવામાં આવી શકે છે કે તે સમયમાં પિતૃસાવર્ણ્યનો લોપ થઈને માતૃસાવર્ણ્યનો પ્રચાર થવા માંડ્યો હતો અને ત્રૈવર્ણિકવ્રાત્ય, વ્રાત્ય તથા વર્ણસંકર સમાજની અતિશય વૃદ્ધિ થયેલી હતી. સાવિત્રીપતિત વ્રાત્યોમાં જેવી રીતે ઝલ્લ, મલ્લ, નટ, કરણ ખસ, કાંબોજ

તથા યવન આદિ ક્ષત્રિયો હતા તેવી જ રીતે કરુય તથા સાંતન ઇત્યાદિ વૈસ્ય પણ હતા. જૈન તથા બુદ્ધ એ ઉભય વ્યક્તિઓએ સર્વથા સ્વતંત્રતાથી વેદબાહ્ય તથા ચાતુર્વર્ણ્યવિરોધી મતોની સ્થાપના કરીને શુદ્ધ ત્રૈવર્ણિક અથવા શુદ્ધ ચાતુર્વર્ણિકને નિર્મૂલ કરી નાંખવાનો વ્યવસાયને બળપૂર્વક આરંભી દીધો હતો. ગૌતમ બુદ્ધના અનુયાયીઓમાં કપિલવસ્તુની આસપાસનાં એંસી હજાર કુટુંબો તથા કીકટદેશના કૈકાડીઓનો સમાવેશ થયેલો હતો. ત્રૈવર્ણિકો–બ્રાહ્મણ ક્ષત્રિય તથા વૈશ્યો–માંના બહુ જ અલ્પસંખ્ય મનુષ્યોએ બૌદ્ધ ધર્મની દીક્ષા લીધી હતી. ચાતુર્વર્ણ્યથી બાહ્ય કોળી, કૈકાડી, વ્રાત્ય, અનાર્ય તથા સંકર–વર્ણસંકર–જાતિયોનો જ બુદ્ધના અનુયાયીઓમાં વધારે ભરાવ થયેલો હતો. તેમણે ત્રૈવર્ણિકોના બહુવિધિયુક્ત યજ્ઞયાગ, શૌચધર્મ તથા ઉપનિષદ્વિચાર તેમ જ અન્ય સદાચારો ઉપર ભયાનક આક્રમણ કરવા માંડયું હતું. સમાજમાંના સર્વથા હીનકોટિ–નીચ વર્ગ–ના લોકો બુદ્ધનાં સમતાનું પ્રતિપાદન કરનારા તત્ત્વોને જ માત્ર સમજી શકતા હતા; કારણ કે, અન્ય કઠિન તત્ત્વોને સમજી લેવાની તેમને આવશ્યકતા પણ ન હોતી એટલે મહાજનોએ જો કે બૌદ્ધ ધર્મને સ્વીકાર્યો ન હોતો; તથાપિ નિમ્નવર્ગના એ સામાન્ય જનોએ એ નવીન સંપ્રદાયને સ્વીકારી લીધો હતો. શ્રી કુમારિલ ભટ્ટે 'શ્લોકવાર્તિક' નામક ગ્રંથમાં બૌદ્ધ મતનું ખંડન કરેલું છે. 'ચોદના લક્ષણાર્થો ધર્મઃ' એ સૂત્રનું ૧૩૩ મું શ્લોકવાર્તિક આ પ્રમાણે છેઃ–

"न चापि स्मृत्यविच्छेदात्मर्यज्ञः परिकल्प्यते ।
विज्ञानाच्छिन्नमूलत्वात्कल्पेदेव परिग्रहात् ॥"
॥ १३३ ॥

આ શ્લોક વાર્તિકમાંના ' कैश्चिदेव परिग्रहात् એ પદનો ' સાંખ્યતત્ત્વકૌમુદી 'ની ચતુર્થ કારિકામાં ' पुरुषापसदैः म्लेच्छैश्च स्वीकारात् ' આવો અર્થ કરવામાં આવ્યો છે, અને તેથી જેમને શુદ્ધ બોલતાં પણ આવડતું ન હોતું તેવાં અધમ મનુષ્યોએ બૌદ્ધ ધર્મનો સ્વીકાર કર્યો હતો એમ સ્પષ્ટ જણાઇ આવે છે. એથી પણ અધિકતર સ્પષ્ટીકરણ શ્રીમાન્ ઉદયનાચાર્યે કરેલું છે. ' ન્યાયકુસુમનાંજલિ ' માં શ્રી ઉદયનાચાર્ય કહે છે કે " संभवन्ति चैते हेतवो बौद्धाद्यागमपरिग्रहे । तथा हि। भूयस्तत्र कर्मलाघव मित्यलसा। इतः पतितानामप्यनुप्रवेश इत्यनन्यगतिकाः । भक्षाधनियम इति रागिण। स्वेच्छया परिग्रह इति कुतर्काऽभ्यासिनः। पित्रादिक्रमाभावात् प्रवृत्तिरिति पापंडसंसर्गिणः॥ * * * आदित्यस्तंभनं पाषाणपाटनं शाखाभंगो भूतावेशः प्रतिमाजल्पनं धातुवाद इत्यादि धंधनात् कुहकवंचिताः। ततस्तान् परिगृण्हंतीति संभाव्यते अतो न ते महाजनपरिगृहीताः " ॥

અર્થાત્ એ ધર્મમાં કાંઇ કરવું જ પડતું ન હોતું એટલે કે એ ધર્મમાં કાંઇ પણ કાર્ય કરવાની આવશ્યક્તા જ ન હોતી તેથી આળસુ લોકોએ, જગતના અન્ય કોઇ પણ સ્થાનમાં જેમનો પ્રવેશ થઇ શકવાનો સંભવ ન હોતો તેવા અનન્યગતિક લોકોએ, એ ધર્મમાં ગમે તે વસ્તુનું ભક્ષણ કરી શકાય તેમ હોવાથી વિષયી જનોએ, એ ધર્મમાં પોતાની ઇચ્છા પ્રમાણે ગમે તેમ વર્તવાની છૂટ હોવાથી કુતર્કી મનુષ્યોએ અને એ ધર્મમાં શ્રાદ્ધ આદિ કરવાની લેશમાત્ર પણ અગત્ય ન હોવાથી પાખંડી પુરુષોએ એ બૌદ્ધ ધર્મમાં પ્રવેશ કર્યો હતો. એટલે કે, આવા પ્રકારના નીચ લોકો

પોતાના વિશિષ્ટ ઉદ્દેશોની સિદ્ધિમાટે ગૌતમ બુદ્ધની આસપાસ આવીને એકઠા થઇ ગયા હતા. એ ઉપરાંત બૌદ્ધ ભિક્ષુઓ કીમિયો કરવો, જડમૂર્તિના મુખથી વાર્તાલાપ કરાવવો, શરીરમાં ભૂતોને લાવવાં, વૃક્ષોને તોડી નાખવાં, પાષાણોને ભાંગી નાખવા અને સૂર્યનું સ્તંભન કરી દેવું ઇત્યાદિ ચમત્કારોનું લોકોને દર્શન કરાવતા હતા અને તેથી સામાન્યબુદ્ધિ મનુષ્યોને બુદ્ધના અનુયાયી થવામાં એક પ્રકારના કૌતુકનો સાક્ષાત્કાર થતો હતો. પરંતુ એ જડીબૂટી તથા જાદૂટોણાના જાળમાં ન સપડાનારા અને સ્વૈરાચારનો નિષેધ કરનારા ચાતુર્વર્ણ્યમાંના મહાજનો બૌદ્ધ સંપ્રદાયથી સર્વથા અલિપ્ત રહ્યા હતા એવો ઉપર લીધેલા ઉતારાનો નિષ્કર્ષ છે. સારાંશ કે, ત્રૈવર્ણિકબાહ્ય સમાજ અત્યારે જેવી રીતે ધર્માન્તર કરે છે તેવો જ પ્રકાર તે વેળાયે પણ જોવામાં આવતો હતો.

જે સ્થાનમાંથી નદીનો ઉદ્ભવ થાય છે તે સ્થાનમાં નદીનો પ્રવાહ જેવી રીતે અતિશય લઘુ દેખાય છે તેવી રીતે ગૌતમ બુદ્ધના જીવનકાળમાં તેના અનુયાયીઓ કેવળ કપિલ વસ્તુની આસપાસના લઘુ પ્રદેશમાં જ વિસ્તરેલા હતા; પરંતુ ત્યારપછી જ્યારે અશોક તથા કનિષ્ક જેવા સમ્રાટોએ બૌદ્ધ ધર્મની દીક્ષા લઇને બૌદ્ધ મતને વિશ્વમાં પ્રસારવાના કાર્યનો આરંભ કરી દીધો એટલે ચાતુર્વર્ણ્યબાહ્ય બહુસંખ્ય માનવસમાજ તો બુદ્ધાનુયાયી થઇ ગયો. તે સમયમાં ભારતવર્ષની લોકસંખ્યા અત્યારની લોકસંખ્યા કરતાં બમણી કે ત્રણગણી તો હોવી જ જોઇએ અને એ સમસ્ત-પ્રચંડ-જનસમુદાય એક જ રાજ્યાટિકામાં વિહરતો હતો. અશોક જેવા સમદૃષ્ટિ રાજાએ ધર્મસમિતિ ભરીને મહાયાન પંથનો પુરસ્કાર કરવાથી

બૌદ્ધ ધર્મના પૂર્વસ્વરૂપનો લોપ થઇ ગયો અને તેના સ્વરૂપને વૈદિક ધર્મ સાથે બહુ અંશે મળતું કરી નાખવામાં આવ્યું. આવી રીતે થયેલા બૌદ્ધ ધર્મના ઉત્કર્ષથી જે વેળાએ ભયંકર તથા સર્વવ્યાપક સામાજિક ક્રાંતિ થઈ તે વેળાએ ચાતુર્વર્ણિકો ગંભીર ચિન્તામાં પડી ગયા હતા. બૌદ્ધ ધર્માનુયાયીઓના આટલા વિશાળ સમુદાયને વૈદિક ધર્મના ઉદરમાં કેવી રીતે પચાવી લેવો એ વિચાર તે વેળાએ પણ અવશ્ય ઉપસ્થિત થયેલો હોવો જ જોઇએ; કારણ કે, બૌદ્ધ ધર્મના અનુયાયીઓ મુસલ્માનો પ્રમાણે હિન્દુઓથી સર્વ વિષયોમાં ભિન્ન જ રહેતા ન હોતા કિન્તુ તેઓ તે સમયના હિન્દુસમાજના મધ્યમાં હિન્દુઓની સાથેના સાથે રહીને એક જ રાજાના અધિકારતળે પોતાના કેટલાક વિશિષ્ટ આચારોને પાળતા હતા. અર્થાત્ હિન્દુઓથી જો તેમની કાંઇ પણ ભિન્નતા હોય તો તે આટલી જ હતી. તે સમયમાં બૌદ્ધ ધર્મના અનુયાયીઓમાટે કોઇ પણ પ્રકારનું સ્વતંત્ર શાસનશાસ્ત્ર અસ્તિત્વ ધરાવતું ન હોતું. ગૌતમ બુદ્ધે પોતાના જીવનકાળમાં અનેક બ્રાહ્મણો સાથે શાસ્ત્રાર્થ અથવા વાદવિવાદ કર્યો હતો અને કેટલાક બ્રાહ્મણોને બૌદ્ધ ધર્મની દીક્ષા પણ આપી હતી એમ કહેવામાં આવે છે અને એમ થાય એ શક્ય પણ છે; પરંતુ મહાજનોમાંના કોઇ એક મહાજને પાખંડ મતને સ્વીકારી લીધાથી તે સમયમાં તેનો ધર્માન્તર થઇ ગયેલો માનવામાં આવતો ન હોતો; કારણ કે મતસ્વાતંત્ર્ય કિંવા વિચારસ્વાતંત્ર્યના યોગે કોઇ પણ મનુષ્યના મતનું પરિવર્તન થઇ જાય, તો તે સર્વદા તથા સર્વથા સંભવનીય જ હોય છે, અર્થાત્ તે સમયના ચાતુર્વર્ણિક આર્યો તથા બૌદ્ધધર્માનુયાયીઓમાં જો કાંઇ પણ ભેદ હોય તો તે ભેદ એટલો જ હતો કે

ચાતુર્વર્ણિક આર્યો આસ્તિક દર્શનોના પુરસ્કર્તા હતા અને બૌદ્ધો નાસ્તિક દર્શનોના અનુયાયી હતા. ચાતુર્વર્ણ્યનિબદ્ધ સમાજ ઉપર પણ ગૌતમ બુદ્ધનાં નીતિતત્ત્વોનો પ્રભાવ પડ્યો હતો અને તે એટલાથી જ જણાઇ આવે છે કે અહિંસા તથા સંન્યાસ આદિ બુદ્ધનાં નીતિતત્ત્વોનો તેમ જ બુદ્ધના અનુયાયીઓની પ્રાકૃત ભાષાનો પણ બ્રાહ્મણોએ સ્વીકાર કરી લીધો હતો; માત્ર એટલું જ નહિ, પણ બ્રાહ્મણોએ શ્રીકૃષ્ણ આદિની સમાન કક્ષામાં બુદ્ધની ઇશ્વરના મુખ્ય દશ અવતારોમાં ગણના કરીને પોતાના શિરપર આવેલી બૌદ્ધધર્મરૂપ વિપત્તિનું પરિમાર્જન કરી નાખ્યું હતું. તે સમયમાં ચાતુર્વર્ણ્ય વિરુદ્ધ અને તેમાં પણ વિશેષતઃ બ્રાહ્મણો વિરુદ્ધ સમસ્ત જગત્ કટિબદ્ધ થઇને ઉભું રહ્યું હતું; માત્ર એટલું જ નહિ, પણ બ્રાહ્મણોમાંના કેટલાક મનુષ્યો બૌદ્ધ ભિક્ષુ થઇ ગયા હતા એટલે આવી દુર્વ્યવસ્થામાં કેટલાંક તત્ત્વોનો સ્વીકાર તથા કેટલાંક તત્ત્વોનો ત્યાગ કરીને ચાતુર્વર્ણિકોએ બૌદ્ધ સમાજને પોતાના સમાજરૂપ ઉદરમાં પચાવી લીધો હતો; અર્થાત્ બ્રાહ્મણોએ વર્ણસંકર જાતિઓને ભિન્ન વૃત્તિઓ આપી દીધી અને ગૌતમ બુદ્ધનાં મૂળતત્ત્વોમાં પરિવર્તન કરીને મહાયાન પંથને વૈદિક ધર્મનાં તત્ત્વો સાથે મેળ રાખનારા પંથનું સ્વરૂપ આપી દીધું.

જ્યારે કોઇ પણ નવીન પંથ અથવા સંપ્રદાય ઉત્પન્ન થાય છે ત્યારે સામાન્ય લોકો તે પંથ અથવા સંપ્રદાયના અનુયાયી થવા માંડે છે એ એક સાધારણ નિયમ હોવાથી ગૌતમ બુદ્ધના સમયમાં પણ એ જ પ્રકાર જો ચાલ્યો હોય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ હતું જ નહિ. પરિસ્થિતિ આવા પ્રકારની હોવાથી મહાજનોને એ નવીન બૌદ્ધ

સંપ્રદાયમાં જતા અટકાવવામાટે આર્ય ચાણક્યના સમયથી બૌદ્ધ મતના ખંડનનો આરંભ કરી દેવાયો હતો. દિઙ્નાગ તથા ધર્મકીર્તિ નામક બૌદ્ધ ગ્રંથકારો તથા ઉદ્યોતકરાચાર્ય, કુમારિલ ભટ્ટ, ઉદયનાચાર્ય અને ઇશ્વર-કૃષ્ણ એ વૈદિક ધર્મના પૃષ્ઠપોષકોના વિગ્રહો જ્યારે જુઓ ત્યારે ચાલતા અને ચાલતા જ જોવામાં આવતા હતા. બૌદ્ધો તથા જૈનોનો એક પક્ષ અને વૈદિક પંડિતોનો દ્વિતીય પક્ષ એવી સ્થિતિ થઇ પડી હતી. વૈદિક પંડિતોએ બૌદ્ધ મતનાં તત્ત્વોપર એક પછી એક અસંખ્ય આક્રમણો કરીને અંતે બૌદ્ધ મતપર પોતાનો પ્રભાવ પાડી દીધો અને કુમારિલ ભટ્ટે વૈદિકધર્મના 'આચાર' નામક અંગનું એટલે કે કર્મકાંડ કિંવા પૂર્વમીમાંસાનું પુનઃ સંસ્થાપન કરી દીધું. ત્યારપછી શ્રી આદિ શંકરાચાર્ય સ્વામીએ વૈદિક તત્ત્વજ્ઞાનનો ભવ્ય પ્રાસાદ ચણીને ઉભો કરી દીધો અને બૌદ્ધ મતના પ્રભાવનું સર્વથા નિર્મૂલન કરી નાખ્યું. વૈદિક પંડિતોના પ્રયત્નોને પ્રથમ શુંગવંશી તથા ત્યાર પછી ગુપ્તવંશી રાજાઓનો મહાન્ આશ્રય મળી જવાથી ભારતવર્ષના સર્વ પ્રદેશોમાં પુનઃ જોતજોતાંમાં સનાતન વૈદિક ધર્મની ધ્વજા ફરકવા લાગી અને વેદમંત્રોના ગભીર ઘોષથી ભારતવર્ષનું ગગનમંડળ પુનઃ નિનાદિત થવા લાગ્યું. ભગવાન્ શ્રી શંકરાચાર્યે અનેક પાંખડીઓને શાસ્ત્રાર્થમાં પરાજિત કરીને તેમને તેમના પોતાના પાખંડ મતથી પરાવૃત્ત કરી સનાતન વૈદિક ધર્મની દીક્ષા આપી હતી એવાં વર્ણનો 'શાંકરદિગ્વિજય' માં અપાયલાં છે. આ સર્વ પ્રમાણોથી આપણે જે નિર્ણયપર આવી શકીએ છીએ તે એ જ છે કે બૌદ્ધ ધર્મના ઉત્કર્ષના સમયમાં ધર્માન્તરના પ્રશ્ન કરતાં મતાન્તરનો પ્રશ્ન જ મહત્ત્વનો મનાતો હતો અને વૈદિક

પંડિતો એવાં પાખંડ મતોનું તાત્ત્વિક ખંડન કરતા હતા એમાં તો કોઇ પણ પ્રકારની શંકા છે જ નહિ. ગૌતમ બુદ્ધની સર્વવ્યાપક સામાજિક ક્રાંતિમાંથી આપણો હિન્દુ-સમાજ આટલી સીમાપર્યન્ત સુરક્ષિત રહી શકયો; માત્ર એટલું જ નહિ, પણ પોતે સજીવન રહીને તેણે બૌદ્ધ ધર્મના અનુયાયીઓને પાછા હિન્દુ બનાવી દીધા એનાં જે કારણો હતાં તે કારણો હવે તો પાઠકો તથા પાઠિકાઓના લક્ષમાં આવી ગયાં હશે જ. અર્થાત્ ૧ બૌદ્ધ ધર્મ જો વાસ્તવિકતાથી કહેવામાં આવે તો ધર્મ નહિ, કિન્તુ એક પાખંડ મત હોવાથી તેનાપર વૈદિક પંડિતોએ આક્રમણો કર્યા અને મહાજનોને તેના યથાર્થ સ્વરૂપનો પરિચય કરાવી દીધો; ૨ સામાન્ય મનુષ્યોના મનમાં નીતિતત્ત્વોનો સારો પ્રભાવ પડતો હોવાથી ગૌતમ બુદ્ધનાં નીતિતત્ત્વોનો વૈદિક પંડિતોએ સ્વીકાર કરી લીધો; ૩ શુંગ તથા ગુપ્ત જેવા રાજવંશોએ એ પાખંડ મતને ભારતવર્ષમાંથી નિર્મૂલ કરી નાખવાના કાર્યમાં વૈદિક પંડિતોને પૂર્ણ સહાયતા આપી અને વૈદિકધર્માનુયાયી તથા બૌદ્ધધર્માનુયાયીઓને એક જ શાસનશાસ્ત્રવડે સમભાવથી વર્તાવીને તેમનામાં એકરૂપતા તથા એકવાક્યતાને સ્થાપવાનો પ્રયત્ન કર્યો; ૪ મહાયાન પંથનાં તત્ત્વો તથા આચારો વૈદિક આચારો સાથે બહુધા મળતાં હોવાથી એ ઉભય ધર્મોના આચારોમાં સ્વાભાવિક જ ઐક્યનો આવિર્ભાવ થઇ ગયો અને ૫ ચાતુર્વર્ણ્યબાહ્ય વ્રાત્ય, અનાર્ય તથા સંકર સમાજનો તે સમાજોને ભિન્ન ભિન્ન વૃત્તિઓ તથા કાર્યો આપીને એટલે કે સર્વ સામાજિક અધિકારો સમર્પીને વૈદિક ધર્માનુયાયીઓએ પોતાના સમાજમાં સમાવેશ કરી લીધો. આવી રીતે ભારતવર્ષમાં જ ઉત્પન્ન થયેલા અને ભારતવર્ષમાં જ પોષા-

ચલા એક પાખંડ ધર્મના કિંવા પાખંડ સાંપ્રદાયિકોના સમાજને આર્યસંસ્કૃતિએ આત્મસાત્ કરી નાખ્યો.

હિન્દુસમાજે બૌદ્ધમતાનુયાયી ભારતીય જનસમાજનો પોતાના ઉદરમાં કેવી રીતે સમાવેશ કરી લીધો હતો અને સમસ્ત બૌદ્ધસમાજ કેવી રીતે હિન્દુસમાજના સ્વરૂપમાં પરિણત થઈ ગયો હતો એ વિષયનું આપણે અત્યારસુધી દિગ્દર્શન કર્યું એટલે હવે હિન્દુસ્તાનપર ત્યારપછી મુસલ્માનોએ એક પછી એક ચઢાઇઓ તથા હલ્લા કરીને જે ત્રાસ વર્તાવી મૂક્યો હતો અને અસંખ્ય હિન્દુઓને નાના પ્રકારના અત્યાચાર તથા તલ્વારની ધારથી મુસલ્માન બનાવી દીધા હતા એ વિષયના અવલોકનના કાર્યમાં આપણે પ્રવૃત્ત થઇશું.

## મુસલ્માનોનું શુદ્ધિકરણ

ઇસ્લામ સંપ્રદાય અથવા મુસલ્માની પંથના સંસ્થાપક મહમંદ પયગંબરનો ઈ. સ. ૫૭૦ માં જન્મ થયો હતો અને ઈ. સ. ૬૩૨માં દેહાંત થયો હતો. ઇ. સ. ૬૬૪માં, એટલે કે, મહમંદ પયગંબરના સ્વર્ગવાસની ઘટનાથી ૩૨ વર્ષ પછી મુસલ્માનોએ હિન્દુસ્તાનપર પહેલી ચઢાઈ કરી હતી અને તે ચઢાઇના પ્રસંગે કેટલોક નાશ તથા લૂટફાટ કરીને એ અરબ લોકો અરબસ્તાનમાં પાછા ચાલ્યા ગયા હતા. ત્યારપછી ઇ. સ. ૭૧૧ માં દમાસ્કસના ખલીફનો સેનાપતિ મહંમદ કાસિમ પોતાના અરબ સૈન્યને સાથે લઇને હિન્દુસ્તાનપર ચઢી આવ્યો હતો. તે સમયમાં સિંધ દેશમાં દાહર નામનો રાજા રાજ્ય કરતો હતો. એ દાહર સિંધના બ્રાહ્મણ રાજા ચચ્ચ તથા રાજપૂત રાણી સુંદધીનો પુત્ર હતો. મહમંદ કાસિમે સિંધ અથવા હિંદુસ્તાનપર કરેલી એ ચઢાઇ ધાર્મિક તથા રાજનૈતિક દૃષ્ટિથી અતિશય મહ-

ત્ત્વની છે. ઈરાનના એક સૌદાગરનાં વ્રેન તથાબીજી વસ્તુઓનાં ભરેલાં વહાણો સીલોનથી ઈરાન તરફ જતાં હતાં તેવામાં માર્ગમાંજ સિંધ પ્રાંતના નિવાસી ચાંચિયાઓએ તે વહાણોને લૂટી લીધાં અને તે વહાણોમાનાં સ્ત્રી તથા પુરુષ પ્રવાસીઓને કયદ કરી લીધાં એટલે એમાંટેની ઈરાનના હજ્જાજ નામક સુબેદારે દાહર રાજાના દરબારમાં ફરિયાદ કરી; પરંતુ દાહરે એ લૂટની બરાબર તપાસ ન કરવાથી અને બેદરકારી બતાવ્યાથી મહમંદ કાસિમ સૈન્ય લઈને સિંધપર ચઢી આવ્યો. તે સમયમાં સિંધુ દેશમાં દેવલ નામક વ્યાપારનું એક મોટું બંદર હતું એટલે મહમંદ કાસિમે આવતાંની સાથે જ તે દેવલ બંદર ઉપર જ તોપના ગોળા વર્ષાવવાનો આરંભ કરી દીધો. દેવલ નગરમાંના એક દેવમંદિરના કળશપર જે ધ્વજા અષ્ટૌપ્રહર ફરકયા કરતી હતી તે ધ્વજાના સંબંધમાં ત્યાંના લોકોની એવી માન્યતા હતી કે 'જ્યાંસુધી આ ધ્વજાનો ભંગ ન થાય ત્યાંસુધી નગરના નાશની લેશમાત્ર પણ ભીતિ નથી.' આવા પ્રકારની પ્રમાદમૂલક માન્યતાના યોગે દેવલનગરના લોકો મંત્ર તંત્ર તથા જાદુટોણાથી અરાજ શત્રુઓનો પ્રતિકાર કરવાના કાર્યમાં રોકાયલા હતા એટલામાં મહમંદ કાસિમે તે ધ્વજાનો ભંગ કરી નાખ્યો અને ત્યારપછી સમસ્ત દેવલનગરને હસ્તગત કરી લીધું. નગરને હસ્તગત કરી લીધા પછી તે નગરનાં નિવાસી સર્વ પુરુષોનો મહંમદ કાસિમે નિર્દયતાથી વધ કરાવી નાખ્યો અને શતાવધિ સ્ત્રીઓને પકડીને ગુલામ કરી લીધી. આવા સમયમાં સંપત્તિની લૂટ કરવામાં આવે એ તો સ્વાભાવિક જ હતું, પરંતુ તે ઉપરાંત અનેક મનુષ્યોને તેમની અનિચ્છાથી તથા બળાત્કારથી ઈસ્લામ સંપ્રદાયની દીક્ષા આપીને વટલાવવામાં પણ આવ્યાં. મહમદ કાસિમની સિંધપરની એ સ્વારીનું દીર્ઘવર્ણન વર્ણન

કરવાનું આ સ્થાન નથી અને તેથી જે કહેવાનું છે તે એટલું જ કે મહંમદ કાસિમે નેરૂન, શિવસ્થાન (સેવ્હણ), બ્રાહ્મણાબાદ તથા રાજધાની અલોર ઇત્યાદિ નગરોને હસ્તગત કરીને સર્વત્ર હાહાકાર તથા ત્રાસ વર્તાવી દીધો; લૂટમાં અગાધ સંપત્તિ મેળવી લીધી અને અનેક મનુષ્યોને મુસલ્માન બનાવી દીધાં. આવી રીતે સિંધુ દેશનો સંહાર કરીને મહંમદ કાસિમ પોતાના દેશમાં પાછો ચાલ્યો ગયો. મહંમદ કાસિમની સિંધપરની એ ચઢાઇનો સમસ્ત વૃત્તાંત જાણવો હોય તો સિંધનો ઇતિહાસ વાંચવાની અમો પાઠક તથા પાઠિકાઓને ભલામણ કરીએ છીએ.

આ ઘટનાથી મુસલ્માનોના આઘાતોનો આરંભ થયો. ત્યારપછી ગજનીના સુલ્તાન મહમદશાહે ધનના લોભથી હિન્દુસ્તાનપર સત્તર સ્વારીઓ કરી; મહમદ ઘોરીના મનમાં તો હિન્દુસ્તાનમા પોતાના રાજ્યને સ્થાપીને સદાને માટે રહેવાની ઇચ્છાનો ઉદ્દભવ થયો અને તેની એ ઇચ્છાને તેના સરદાર કુતુબુદ્દીન ઐબકે પૂર્ણ કરી બતાવી. ગુલામવંશથી લોદીવંશ પર્યન્તના જૂદા જૂદા વંશના મુસલ્માન સુલ્તાનોએ હિન્દુસ્તાનમાં રાજ્ય કરી લીધા પછી બાબર નામક મુગલ બાદશાહ હિન્દુસ્તાનમાં કાયમમુકામ થયો અને ત્યાપછી મુગલ બાદશાહો હિન્દુસ્તાનની હુકૂમત કરવા લાગ્યા. દક્ષિણમા મુસલ્માનોનું બ્રાહ્મણી રાજ્ય, ત્યારપછી થયેલી પાંચ શાહીઓ ને તે ઉપરાંત બંગાળા, કાશ્મીર, માળવા, ખાનદેશ, જોધપુર, મુલ્તાન, સિંધ તથા ગુજરાત આદિ સ્થાનોમાં પણ મુસલ્માનોનાંજે કે લઘુ પરંતુ સ્વતંત્ર રાજ્યો આસ્તિત્વ ધરાવતાં હતાં એટલે સામાન્યત: એથી એમ જ કહી શકાય કે લગભગ સમસ્ત હિન્દુસ્તાન દેશ મુસલ્માની રાજસત્તાવડે અંકિત થઇ ગયો

હતો. જેવી રીતે બૌદ્ધ પંથને "ધર્મ" નામની પ્રાપ્તિ થતાં અશોક તથા કનિષ્ક એ બે બૌદ્ધમતાવલંબી સમ્રાટોના કારણથી બાદ્ધ ધર્મનો અતિશય પ્રચાર થઇ ગયો હતો તેવો જ પ્રચાર મુસલ્માની પંથનો પણ થવા લાગ્યો. મુસલ્માનોમાં ધર્મોન્માદને તો ઠૂંસી ઠૂંસીને ભરવામાં આવ્યો હતો અને તે ઉપરાંત 'કાફિરોને જીતી લઇને લડવા અને તેમને મુસલ્માન બનાવી દેવા' એવો મુસલ્માનોને તેમના પયગંબર સાહેબનો જયિષ્ણુવૃત્તિમય ઉપદેશ મળેલો હતો; માત્ર એટલું જ નહિ, પણ હવે તો હિન્દુસ્તાનની સમસ્ત રાજસત્તા તેમના હસ્તમાં આવી ગઇ હતી એટલે પછી તેમના અત્યાચારોમાં ન્યૂનતા શી રહે વારુ? અર્થાત્ હિન્દુસ્તાનની સર્વ રાજસત્તા મુસલ્માનોના હસ્તમાં આવ્યા પછી તેમણે કેવાં અને કેટલાં અનન્વિત કૃત્યો કર્યા હશે, કેટલા હિન્દુઓને વટલાવીને મુસલ્માન બનાવ્યા હશે, કેટલાં મનુષ્યોને નિર્દયતાથી રેંસી નાખ્યાં હશે, અને હિન્દુઓની કેટલી સંપત્તિ લૂટી લીધી હશે એની જો કે તત્કાળ કલ્પના કરી શકાય તેમ છે; છતાં જો કલ્પનાને સત્ય માનવામાં ન આવે, તો મુસલ્માનોના હિન્દુસ્તાનમાંના એ અમાનુષી અત્યાચારોનાં પ્રમાણો હિન્દુસ્તાનના ઇતિહાસમાં અદ્યાપિ વિદ્યમાન છે.

અર્થાત્ મુસલ્માનોના અત્યાચાર તથા બળાત્કારથી જે હિન્દુઓએ મુસલ્માની ધર્મનો સ્વીકાર કર્યો હતો તે બળાત્કારથી થયેલા મુસલ્માનોના શુદ્ધિકરણનો પ્રશ્ન તે વેળાએ ઉત્પન્ન થયો હતો અથવા થયેલો હોવો જોઇએ એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ. અર્થાત્ મુસલ્માનોની રાજસત્તાના સમયમાં શુદ્ધિકરણના યોગ્ય પ્રયત્નો આવશ્યકતા અનુસાર અવશ્ય થયેલા હોવા જોઇએ એ સર્વથા નિર્વિવાદ

છે. એમાંનો શુદ્ધિકરણનો સર્વથી પ્રચંડ તથા પ્રથમ પ્રયત્ન સિંધુ દેશમાં જ થયો હતો અને તે પણ વળી મહંમદ કાસિમની સિંધપરની સ્વારી પછી કેવળ દશ કે વીસ વર્ષ જેટલા અલ્પ કાલાવધિમાં જ થયો હતો એ હિન્દુઓ-માટે અવશ્ય એક અભિમાનજનક વિષય છે એનો તો કોઈથી પણ અસ્વીકાર કરી શકાય તેમ નથી. સિંધુ દેશમાં પૂર્વપરંપરા, શાસ્ત્ર તથા પરિસ્થિતિ આદિના વિચારપૂર્વક દેવલ નામક એક ઋષિએ પોતાની એક નવીન સ્મૃતિની રચના કરીને ધર્મભ્રષ્ટોના શુદ્ધિકરણનો એ પ્રયત્ન કર્યો હતો એ વાર્તાને અહીં વિશિષ્ટતાથી લક્ષમાં રાખી લેવાની છે. એ 'દેવલસ્મૃતિ'ની રચનાને જોતાં હિન્દુસ્તાન જરક છે, તેનામાં જીવનકલા રહી જ નથી અને તેનામાં પરિસ્થિતિ અનુસાર વિચાર તથા વ્યવસ્થા કરવાની પાત્રતા છે જ નહિ એવો સુધારકો તરફથી જે આક્ષેપ કરવામાં આવે છે તે આક્ષેપ સર્વથા અસત્ય, અવાસ્તવિક તથા નિર્મૂલ જ સિદ્ધ થાય છે. અત્યારે એમ કહેવામાં આવે છે કે ધર્મ તથા સમાજની વ્યવસ્થાના નવીન નિયમો રચવા-માટે નવીન સ્મૃતિકારો ઉત્પન્ન થવા જોઇએ; પરંતુ એ વાર્તાને ભૂલી જવામાં આવે છે કે દેવલ ઋષિએ નવીન સ્મૃતિની રચના કરીને ઇસ્વી આઠમી સદીમાં પરિસ્થિતિ અનુસાર ધાર્મિક તથા સામાજિક પ્રશ્નોના નિરાકરણનો આરંભ કરી દીધો છે અને તેથી એ તો સ્પષ્ટ જણાઇ આવે છે કે અત્યારના સમયમાં ધર્મશાસ્ત્રપ્રયોજકો ઉત્પન્ન થયા જ નથી, એમ નથી; કિન્તુ તેઓ શિથિલ થઈ ગયા છે એટલે તેમને જાગ્રત કરીને નૂતન શાસનશાસ્ત્રોને નિર્માણ કરવાના વચ્ચે બંધ પડી ગયેલા પરિપાકનો પુનઃ આરંભ કરાવી દેવાની જ આવશ્યકતા છે. હવે દેવલ ઋષિ ક્યાંના

નિવાસી હતા અને તેમણે 'દેવલસ્મૃતિ'ની શા કારણથી રચના કરી હતી એ વિષયનો આપણે કાંઇક વિચાર કરીશું

### દેવલ ઋષિ અને દેવલસ્મૃતિ

દેવલ ઋષિ સૌવીર અથવા સિંધુ દેશના જ નિવાસી હતા અને તેમણે મહંમદ કાસિમની ચઢાઇ પછી જ 'દેવલસ્મૃતિ'ની રચના કરી હતી એમ સિદ્ધ કરી બતાવનારાં અનેક પ્રમાણો આપણને મળી શકે છે. સિંધુ દેશમાંના તે સમયના તે સમુદ્રતીરવર્તી નગર અથવા બંદરનું નામ દેવલ અથવા દેવાલ હતું અને 'દેવલસ્મૃતિ' માં જે વિષયનો ઊહાપોહ કરવામાં આવ્યો છે તેના નિરીક્ષણથી દેવલબંદરમાં વસતા બ્રાહ્મણો વિના એ ધર્મભ્રષ્ટોના શુદ્ધિકરણનો પ્રશ્ન અન્ય સ્થાનના નિવાસીઓના સંબંધમાં ઉદ્ભવ્યો હોય એ સર્વથા અશક્ય જણાય છે; કારણ કે, તે વેળાયે તાત્કાળિક પ્રવાસનાં સાધનો આજના જેવાં ન હોવાથી કાશીક્ષેત્રમાંના એક અથવા એકથી અધિક પંડિતોએ તત્કાળ એ સ્મૃતિની રચના કરી નાખી હોય એ સંભવતું નથી; માત્ર એટલું જ નહિ, પણ એ સ્મૃતિના પ્રારંભને જોતાંની સાથે જ આપણી એ સર્વ શંકાઓનો નિમેષમાત્રમાં જ લોપ થઈ જાય છે. તે પ્રારંભ આ પ્રમાણે છેઃ—

"सिंधुतीरे सुखासीनं देवलं मुनिसत्तमम् ।
समेत्य मुनयः सर्वे इदं वचनमब्रुवन् ॥ १ ॥
भगवन् म्लेच्छनीता हि कथं शुद्धिमवाप्नुयुः ।
ब्राह्मणाः क्षत्रिया वैश्याः शूद्राश्चैवानुपूर्वशः ॥ २ ॥
कथं स्नानं कथं शौचं प्रायश्चित्तं कथं भवेत् ।
किमाचारा भवेयुर्स्ते तदाचक्ष्व सविस्तरम्" ॥ ३ ॥

આમાંના પ્રથમ શ્લોકમાંના પ્રથમ '**સિંધુતીરે**' પદના "સિંધુ નદી-નદ-ના તીરપ્રાંતમાં" અથવા 'સમુદ્રના તીરપ્રાંતમાં,' એવી રીતે બે અર્થો થાય છે અને એ ઉભય અર્થો આપણા માટે ઇષ્ટ જ છે: હવે અહીં કદાચિત્ કોઇ એવી શંકા ઉપસ્થિત કરે કે: 'પુરાણોમાં કોંકણ વિભાગને 'સિંધુ' નામથી ઓળખાવવામાં આવ્યો છે તો એ સિંધુ દેશ કયો? તો એનું ઉત્તર એજ છે કે આપણે જે સમયની ચર્ચા ચલાવી રહ્યા છીએ તે સંમયમાં કોંકણમાં મહંમદ કાસિમ પ્રમાણે કોઇ પણ વિધર્મી પુરુષે ધાર્મિક અત્યાચાર કર્યો ન હોતો, કોંકણ કિનારા સાથે આરબોનો કેવળ વ્યાપારીઓ તરીકેનો સાધારણ સંબંધ હતો અને જંજિરાના શીદીઓએ કોંકણમાં જે અત્યાચાર કર્યો હતો તે તો બહુ કાળ પછીની ઘટના છે. એટલે એ સિંધુદેશ અથવા સિંધુતીર તે કોંકણ પ્રાંત નહિ: પણ દાહર રાજાનો સિંધુ દેશ અથવા અત્યારે પણ જેને 'સિંધુ' નામથી જ ઓળખવામાં આવે છે તે જ સિંધુ દેશ છે એમાં કોઇ પણ પ્રકારનો સંશય નથી. અસ્તુ: 'દેવલસ્મૃતિ'માં **म्लेच्छैश्चनीताः**" '**म्लेच्छान्नं**' તથા '**म्लेच्छीकृत**' આદિ પ્રયોગો પુષ્કળ સંખ્યામાં મળી આવતા હોવાથી કદાચિત્ કોઇ એમ કહેવાને પણ કટિબદ્ધ થઇ જાય કે: 'એ મ્લેચ્છો એટલે મુસલ્માન નહિ, કિન્તુ મધ્યએશિયામાંની શક, યવન, હૂણ, પહ્લવ તથા કુશાન આદિ ભટકતી જાતિઓના લોકો જ હોવા જોઇએ કારણ કે, એ જાતિના લોકોએ ઈ. સ. થી પૂર્વે બીજી તથા ત્રીજી સદીમાં હિન્દુસ્તાનપર આક્રમણો કર્યાં હતાં; માત્ર એટલુંજ નહિ, પણ શુંગવી કિંવા પરકીય કુશાનવંશે હિન્દુસ્તાનમાં સામ્રાજ્યની સ્થાપના પણ કરી હતી.' પરંતુ એ પરકીય લોકોનાં આક્રમણો મહમદ

પયગંબરના જન્મથી અને ઈસ્લામ ધર્મના આરંભથી પાંચ સો કિંવા સાત સો વર્ષ પૂર્વે થયાં હતાં અને તેમનામાંના એસીરિયા-અસુરિયા-દેશના લોકોને વર્જ્ય કરવામાં આવે,–તો બાકીના શક, પલ્લવ, બાલ્હિક, મેદ, હૂણ, તથા યવન આદિ આયુધજીવી માનવસંઘોના આચાર આર્યો જેવા તથા આર્યસદૃશ જ હતા; એટલે કે, મહંમદ કાસિમે જેટલા અભિનિવેશથી સિંધુ દેશમાં ધાર્મિક અત્યાચાર કર્યો હતો તેટલો અભિનિવેશ એ લોકોમાં ન હોતો. એ પરકીય લોકોમાંના ક્ષત્રિયોએ હિન્દુસ્તાનમાં જો કે રાજ્ય કર્યું હતું, પરંતુ તેમણે બળાત્કારથી પોતાના ધર્મને હિન્દુઓનાં મસ્તકો પર લાદી દીધો હોય એવું ઇતિહાસમાં એક પણ ઉદાહરણ વિદ્યમાન નથી; માત્ર એટલું જ નહિ, પણ મિનંડર જેવા પરકીય ક્ષત્રિયે બૌદ્ધધર્મની દીક્ષા લીધી હતી એ ઉદાહરણ ઇતિહાસમાં વિદ્યમાન છે. આ સમસ્ત કથનનું તાત્પર્ય એ જ છે કે જો કોઇ પણ આદ્ય હિન્દુ મિશનરી અથવા તો ધર્મભ્રષ્ટોને શુદ્ધ કરી લેનારો મહાત્મા હિન્દુસ્તાનમાં પ્રકટ થયો હોય તો તે દેવલ ઋષિ જ છે એ સર્વથા નિર્વિવાદ છે. એ દેવલ ઋષિએ ધર્મભ્રષ્ટોમાટે જે પ્રાયશ્ચિત્તો દર્શાવેલાં છે તેમનો યથાસ્થાન તથા યથાપ્રસંગ પ્રસ્તુત લેખમાં આગળ જતાં ઉલ્લેખ થવાનો હોવાથી તેમનો અહીં ઊહાપોહ કરવામાં નથી આવ્યો. પરંતુ '**दशादिविंशतिं यावत्तस्य शुद्धिर्विधीयते**' એ પર મા શ્લોકથી 'દેવલસ્મૃતિ' ઇ. સ. ૭૨૧ થી ૭૩૧ ના કાલાવધિમાં નિર્માણ થયેલી હોવી જોઇએ, એવું અનુમાન કરી શકાય છે. દેવલ ઋષિ પછી ક્યા ક્યા સ્મૃતિકારો કિંવા કઇ કઇ સંસ્થાઓ શુદ્ધિકરણનું કાર્ય કરતી હતી એ આપણા જાણવામાં આવી શક્યું નથી અને એ વાર્તાને જાણવા-

માટેનાં કશાં સાધનો પણ જો કે અત્યારે આપણી પાસે નથી; તથાપિ એ સાધનોની અનુપલબ્ધિથી તે સમયમાં શુદ્ધિકરણના કાર્યનો અત્યંત અભાવ જ હતો એમ માની લેવાનું કાંઇ પણ કારણ નથી: કારણ કે, પૈઠણ–પ્રતિષ્ઠાનપુર–તથા કાશી આદિ ક્ષેત્રોમાં તે સમયમાં શુદ્ધિકરણનું કાર્ય ચાલતું હોવું જોઇએ એમ 'ભક્તિવિજય' નામક મરાઠી ગ્રંથના ૪૪ મા અધ્યાયના વાંચનથી નિશ્ચયાત્મક કહી શકાય છે. એ જ પ્રમાણે મુંબઇ પાસે આવેલા વસઇના નિકટવર્તી નિર્મળ નામક ક્ષેત્રની આસપાસના બ્રાહ્મણોએ પોર્ટુગીજ લોકોએ જે હિન્દુઓને બળાત્કારે વટલાવીને ખ્રીસ્તી બનાવી દીધા હતા તે ધર્મભ્રષ્ટ હિન્દુઓને શુદ્ધ કરવાના વ્યાપારને બળપૂર્વક આરંભી દીધો હતો એમ ઇતિહાસકાર રા. સરદેસાઈએ પોતાના 'બ્રિટિશ રિયાસત' નામક ઇતિહાસ ગ્રંથમાં સ્પષ્ટ દર્શાવેલું છે. અત્યારના બ્રાહ્મણોને એ લેખવિભાગ ઉપયુક્ત તથા બોધપ્રદ થવાનો સંભવ હોવાથી અમો તેનો અનુવાદ આપવાનું અહીં ઉચિત ધારીએ છીએ; કારણ કે, રા. રા. ગોવિન્દ સખારામ સરદેસાઇનો એ શ્રેષ્ઠ ગ્રંથ મરાઠી ભાષામાં લખાયલો છે:—

"વટલીને ખ્રીસ્તી થઇ ગયેલા હિન્દુ લોકોને સ્વધર્મમાં પાછા સ્વીકારી લેવાના તે સમયના બ્રાહ્મણોએ અનેક પ્રયત્નો કરેલા છે. એવા વટલી ગયેલા લોકોને પોતાના મૂળ ધર્મ–વંશપરંપરાગત ધર્મ–માં પાછા આવી જવાનો તેઓ ઉપદેશ આપતા હતા; માત્ર એટલું જ નહિ, પણ કૃષ્ણજન્માષ્ટમી–ગોકુલઅષ્ટમી–જેવા મોટા પર્વના દિવસે વટલી ગયેલા લોકોને સમુદ્રમાં અથવા તો ગંગામાં સ્નાન કરાવીને પાછા શુદ્ધ કરી લેતા હતા. આવા પવિત્ર દિવસે ગંગાસ્નાન કરવાથી જેવી રીતે મનુષ્યનાં સર્વ પાતકોનો ક્ષય થઇ જાય છે

તેવી રીતે ખ્રીસ્તી ધર્મને સ્વીકારવાથી મનુષ્યનાં સર્વ પાતકોનો ક્ષય થઇ શકતો નથી એ શાસ્ત્રાધારને તેઓ સર્વ જનોના મનમાં બરાબર ઠસાવી દેતા હતા. બ્રાહ્મણોની આ યુક્તિ જોઇને પાદરી સાહેબોનો પિત્તો ઉકળી જતો હતો અને તેથી તેમણે બ્રાહ્મણોના એ ઉદ્યોગને બંધ કરી દેવા-માટે થાણા, વસઇ તથા મુંબઈ આદિ સ્થાનોમાં ખાડીઓ તથા સમુદ્રના તીરપ્રાંતમાં જ્યાં જુઓ ત્યાં ક્રૉસ ઊભા કરી દીધા હતા; કારણ કે, જ્યાં ક્રૉસ ઊભા કરવામાં આવ્યા હોય ત્યાં બ્રાહ્મણો વટલી ગયેલા હિન્દુઓનું શુદ્ધિકરણ કરતા ન હોતા; અર્થાત્ જ્યાં એવા ક્રૉસ ઊભા કરવામાં આવ્યા હોય તે સ્થાનને ત્યાગીને અન્ય સ્થાનમાં બ્રાહ્મણો પોતાનો મેળો ભરતા હતા. અને ખ્રીસ્તીઓના અત્યાચારોથી ત્રાસીને બ્રાહ્મણોએ વસઇ પાસેના એક જંગલમાં એક તળાવ શોધી કાઢયું અને ત્યાં તેઓ પોતાના શુદ્ધિકરણના વ્યવસાયને કેટલાક દિવસ પર્યન્ત ગુપ્ત રીતે ચલાવતા રહ્યા. ત્યારપછી બ્રાહ્મણોના એ ઉદ્યોગની વાર્તાનો પ્રકાશ થતાં પોર્ટુગીઝ સિપાહીઓએ બ્રાહ્મણોપર હલ્લો કરીને બ્રાહ્મણોને ત્યાંથી નસાડી દીધા. એ વેળાએ એકવાર ખ્રીસ્તી થઇને પાછો હિન્દુધર્મમાં આવી ગયેલો એક વૈરાગી પાદરીઓની ફોજ સામે એકલો જ ઊભો રહીને વીરતા તથા નિર્ભયતાથી લઢયો હતો. એ વૈરાગીની આવી વીરતાને જોઇને ક્રિશ્ચિયનોનું લોહી વધારે ઉકળી ગયું એટલે તેમણે તે સ્થાનનો વિધ્વંસ કરી નાખ્યો અને ગાયોને મારીને તેમનાં માંસ તથા રક્તનું તળાવમાં તથા તળાવની આજુબાજુ સિંચન કરી તે સ્થાનને અપવિત્ર કરી નાખ્યું." (ઑગસ્ટ ૧૫૬૪. 'બ્રિટિશ રિયાસત,' પૃ૦ ૧૮૩, ૧૮૪). અર્થાત્ દેવલ ઋષિ, પેશ્વના બ્રાહ્મણો તેમ જ નિર્મળ ક્ષેત્ર-

માંના બ્રાહ્મણોએ રાજ્યાશ્રયપર અવલંબી ન રહેતાં સર્વ વર્ણોના ગુરુ તરીકે સ્વતંત્રતા પૂર્વક ધર્મભ્રષ્ટોના શુદ્ધિકરણનું કાર્ય કરેલું છે અને ધર્મભ્રષ્ટોને શુદ્ધ કરી લેવાનું કર્તવ્ય સર્વથી પ્રથમ બ્રાહ્મણોનું, ત્યારપછી શ્રીમાન્ શંકરાચાર્યનું અને અંતે રાજાનું છે એમ જ એથી સિદ્ધ થાય છે. આ પ્રકરણના સંબંધમાં શંકરાચાર્યનું એક આજ્ઞાપત્ર તા. ૧૧–૩–૨૨ ના 'કેસરી' પત્રમાં પ્રકટ થયેલું હોઇને ઉપરિનિર્દિષ્ટ 'ભક્તિવિજય' માંનો ભાગ પણ તા. ૨૫–૯–૨૩ ના 'કેસરી' માં પ્રકાશિત થઇ ચૂક્યો છે. એ ઉભય લેખો આ ગ્રંથના અંતમાં પરિશિષ્ટ તરીકે પ્રકાશિત કરવામાં આવ્યા છે.

**સ્વરાજ્યમાં શુદ્ધિકરણ**

મુસલ્માનોના ચંદ્રના પ્રકાશનો સર્વત્ર પ્રસાર થયા પછી પણ સમસ્ત હિન્દુસ્તાનને મુસલ્માન બનાવી દેવાની મુસલ્માનોની મહત્ત્વાકાંક્ષા સફળ થઇ શકી નહિ; પરંતુ હિન્દુઓનો પુષ્કળ સંહાર થયો અને હિન્દુસ્તાનમાં પાંચથી સાત કરોડ મુસલ્માનોની વસતી કાયમ થઇ ગઇ. મુસલ્માન સુલ્તાનો તથા મુગલ બાદશાહોમાંના કેવળ મહાન્ મનાતા મુગલ સમ્રાટ્ અકબરના મનમાં જ હિન્દુ તથા મુસલ્માનોના સમાજને ધાર્મિક આચાર તથા શરીરસંબંધવડે એક કરી નાખવાની કલ્પના ઉદ્ભવી હતી અને અકબર બાદશાહે સર્વ ધર્મોનાં ઉત્તમ તત્ત્વોને એકત્ર કરીને 'દીને ઇલાહી' નામનો એક પંથ અથવા ધર્મ નિર્માણ કર્યો હતો. એ ધર્મમાં મુસલ્માન ધર્મમાંથી સુન્નત તથા બહુપત્નીત્વ, ખ્રીસ્તી ધર્મમાંથી બાપ્ટિજમ્ તથા ઈસુની ઉપાસના, હિન્દુધર્મમાંથી પુનર્જન્મ તથા આત્માનું શ્રેષ્ઠત્વ અને પારસી ધર્મમાંથી અગ્નિપૂજા આદિ વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો હતો. અકબરના અંતઃપુરમાં રાજ-

પૂત તથા મુસલ્માન એ ઉભય જાતિયોની બેગમો હોવાથી અને અકબરના દરબારમાં વજનદાર હિન્દુ તથા મુસલ્માન મુસદ્દીઓ તેમ જ સેનાપતિઓ હોવાથી એ ઉભય-જાતિના પુરુષોને પ્રસન્ન કરવામાટેનો જ અકબરે આ પ્રયત્ન કર્યો હતો. અકબરના પ્રયત્નના યોગે રાજપૂતોની સામાન્ય પદવીની કન્યાઓ સાથે જો કે બાદશાહનો લગ્નસંબંધ થયો, તથાપિ રાજપૂતોએ મુસલ્માન જાતિની કન્યાઓનું પાણિ-ગ્રહણ તો ન જ કર્યું. એ ઉપરાંત જહાંગીર બાદશાહની કાર્યકીર્તિમાં નૂરજહાનનું તથા શાહજહાન બાદશાહની કાર્યકીર્તિમાં બેગમ મુમ્તાજમહાલનું વર્ચસ્વ થવાથી અકબરનું જૂનું ધોરણ બદલાઇ ગયું અને પુનઃ ઈરાની ધોરણના વર્ચસ્વનો આરંભ થઇ ગયો. જો અકબર બાદશાહનું ધોરણ દીર્ઘ કાલ પર્યન્ત ચાલતું રહ્યું હોત, તો આજે હિન્દુ તથા મુસલ્માન એ બે સમાજોમાં અત્યારે છે તેના કરતાં કોઇ એક સર્વથા ભિન્ન પ્રકાર જ આપણા જોવામાં આવી શક્યો હોત. સારાંશ કે, જો તે ધોરણ ચાલતું રહ્યું હોત, તો વચ્ચે મુસલ્માન થયેલા આર્યજનો પાછા આર્યમંડળમાં આવી ગયા હોત અને કેવળ અસીરિયામાંના થોડા ઘણા અસુર મુસલ્માનો જ હિન્દુસ્તાનમાં અવિશષ્ટ રહ્યા હોત એ સર્વથા નિર્વિવાદ છે.

મુસલ્માની રાજસત્તા સાથે ટક્કર દેનારા અને મુસ-લ્માનોને તેમના આઘાતનું ઉત્તર પ્રત્યાઘાતથી આપનારા રાજપૂતાનામાંના રાજપૂતો તથા મહારાષ્ટ્રમાંના મરાઠાઓ હતા અને તેમાં પણ વિશેષતઃ મેવાડના રાજપૂત વીરો તો અંતપર્યન્ત મુસલ્માનો સાથે ઝગડીને જાત્યભિમાન તથા આત્માભિમાનની રક્ષા કરતા રહ્યા હતા એ વાર્તા ઇતિહાસ-પ્રસિદ્ધ હોવાથી એના અધિક વિવેચનની આવશ્યક્તા નથી.

અર્થાત્ વીરપ્રસવિની મેવાડભૂમિના વીર ક્ષત્રિયપુત્રોએ મુસલ્માની રાજસત્તા સમક્ષ કદાપિ પોતાના મસ્તકને અવનત કર્યું ન હોતું. મહારાષ્ટ્રમાં રામદાસ તથા શિવાજી મહારાજ એ બ્રહ્મતેજ તથા ક્ષાત્રતેજે ઇસ્લામનો પ્રતિકાર કરીને ભારતમાં સ્વરાજ્યની સ્થાપના કરી હતી. સ્વરાજ્ય એક અદ્ભુત વસ્તુ છે અને સ્વતંત્રતા એક અદ્વિતીય ઈશ્વરદત્ત પદાર્થ છે; એમનો જેને અનુભવ હોય છે તે જ એ વસ્તુઓના મૂલ્યને જાણી શકે છે. સ્વરાજ્ય હસ્તમાં આવી જતાં એટલે કે સર્વ વ્યવહાર, આચાર તથા પ્રાયશ્ચિત્ત આદિની સત્તા હસ્તમાં આવી જતાં આપણે જે કાંઈ પણ કરવા ધારીએ તે કાર્ય આપણાથી તત્કાળ કોઇ પણ પ્રકારના વિઘ્ન તથા અવરોધ વિના કરી શકાય છે. ધર્મ એટલે શાસનશાસ્ત્ર અને તેને વ્યવહારમાં યોજવાની કિંવા અમલમાં લાવવાની સત્તા એટલે સ્વરાજ્ય એ જ 'સ્વરાજ્ય' શબ્દની સ્થૂલ વ્યાખ્યા છે. શિવાજી મહારાજના શાસનકાળમાં ધર્મભ્રષ્ટોના શુદ્ધિકરણનો કોઇ એક ખાસ કાયદો પસાર કરવામાં આવ્યો હોય એમ આપણા જોવામાં આવી શકતું નથી અને તેનું કારણ મહારાષ્ટ્રમાંનો તે સમયનો મુસલ્માનસમાજ સામાન્યતઃ ક્ષુદ્ર તથા ઉપેક્ષણીય હતો ( અને અત્યારે પણ છે ) એ જ હોવું જોઈએ. તે સમયમાં મહારાષ્ટ્રમાં સર્વત્ર વસતા મુસલ્માનોની સંખ્યા માત્ર એક લાખની જ હતી અને તેઓ સર્વ દક્ષિણી હોઇને મરાઠાઓ જેવા જ થઇ ગયા હતા: તેમનામાં ઉત્તરભારતમાં વસતા ઈરાની તથા અફગાનો જેવી અને જેટલી કઠોરતા તથા તીનતા અવશિષ્ટ રહી ન હોતી. અર્થાત્ શિવાજી મહારાજ જેવી દૂરદૃષ્ટિ વિભૂતિને એવા ક્ષુદ્ર સમાજને પચાવી અથવા અપનાવી લેવાનું કાર્ય અશક્ય નહિ ભાસ્યું હોય અને તેથી જ તેમને ધર્મભ્રષ્ટોના શુદ્ધિકરણમાટેના

કોઇ એક વિશિષ્ટ નિયમને અસ્તિત્વમાં લાવવાની આવશ્યકતા નહિ દેખાઇ હોય એવું સ્પષ્ટ અનુમાન કરી શકાય છે.

એવા કોઇ પણ કાયદાના બળથી સર્વ મુસલ્માનોને હિન્દુ બનાવી દેવાનું કાર્ય તે સમયમાં સુલભ કોટિમાંનું હતું; છતાં એવો કાયદો બુદ્ધિપૂર્વક જ કરવામાં આવ્યો ન હોતો. આવી રીતે શિવાજી મહારાજના શાસનકાળમાં ધર્મભ્રષ્ટોના શુદ્ધિકરણનો કાયદો જો કે જોવામાં નથી આવતો, તથાપિ કેટલાક બ્રાહ્મણ તથા મરાઠા સરદારોને શુદ્ધ કરીને સ્વધર્મમાં લઇ લેવાનાં અમુક ઉદાહરણો તો અવશ્ય જોવામાં આવી શકે છે. જો આપણે ચાતુર્વર્ણ્યની દૃષ્ટિથી જોઇએ તો તે સમયમાં મહારાષ્ટ્ર દેશમાં બ્રહ્મક્ષત્ર એટલે કે બ્રાહ્મણો તથા મરાઠાઓ જ પ્રમુખ જોવામાં આવ્યા કરે છે. વૈશ્ય વર્ણ તે સમયમાં મહારાષ્ટ્ર દેશમાં વિશેષ પરિમાણમાં અસ્તિત્વ ધરાવતો ન હોતો, એ વાર્તા મહારાષ્ટ્રમાં મારવાડીઓ તથા ગુજરાતીઓને જ વ્યાપારક્ષેત્રના અગ્રગણ્ય અગ્રેસરો તરીકે જોવાથી પોતાની મેળે જ સિદ્ધ થઇ જાય છે. જો ત્રૈવર્ણિકને વર્જ્ય કરવામાં આવે, તો કોળી, કૈકાડી તથા ભિલ્લ આદિ શૂદ્રોનો, શૂદ્રસદૃશોનો તથા અસ્પૃશ્યોનો સમાજ અવશિષ્ટ રહે છે. એ સર્વ સમાજો તે સમયમાં મંદ, મુમૂર્ષુ તથા સ્તબ્ધ હતા અને મુસલ્માનોને વટલાવવામાટે એટલે કે નિકાહ કરીને ઘર માંડનારી બાયડીઓને મળવવામાટે એ નીચતમ મુમૂર્ષુ સમાજ પ્રતિ જ દૃષ્ટિપાત કરવો પડતો હતો; કારણ કે કેટલીક લાલચોમાં લપટાઇને મુસલ્માન થનારી વ્યક્તિઓ મુસલ્માનોને એ મુમૂર્ષુ સમાજમાંથી જ મળી શકતી હતી. આ વિવેચનના સારાંશ એટલો જ છે કે મહારાષ્ટ્રમાંનો મુસલ્માન સમાજ આવો નિકૃષ્ટ, આર્યાનાર્ય અંત્યજોનો તેમ જ શુદ્ધ અનાર્યોનો બનેલો છે. એ અંત્યજ તથા અનાર્ય જનસ-

માજમાંના કેટલાંક મનુષ્યો કદાચિત્ વટલીને મુસલ્માન થઇ જાય અથવા તો એ અત્યંજ તથા અનાર્ય જનસમાજમાંનાં વટલી ગયેલાં-મુસલ્માન થયેલાં-મનુષ્યોને શુદ્ધ કરીને પાછાં હિન્દુધર્મમાં લેવામાં આવે, તો તેથી કાંઈ પણ વિશેષ હાનિ કિંવા લાભનો સંભવ હોતો જ નથી એવાં મુસલ્માન થઇ ગયેલાં મનુષ્યોને શુદ્ધ કરીને પાછાં હિન્દુધર્મમાં લેવાથી કેવળ સંખ્યાની વૃદ્ધિ વિના અન્ય કોઇ પણ પ્રકારનો લાભ છે જ નહિ એમ તે સમયના વિચારશીલ પુરુષોને નિશ્ચયપૂર્વક ભાસેલું હોવું જોઇએ. ભ્રષ્ટ થયેલા હિન્દુસમાજને પુનઃ હિન્દુ કરી લેવાથી જો સામર્થ્યની વૃદ્ધિનો સંભવ હોત, તો તો એ વ્યવસ્થા તે સમયના વિચારશીલ પુરુષોએ અવશ્ય કરી હોત એ વાર્તા નિમ્બાળકરના શુદ્ધિકરણની ઘટનાથી સૂર્યપ્રકાશ સમાન સ્પષ્ટ થઈ જાય છે. અત્યંત કુલીન તથા પ્રતિષ્ઠિત મરાઠાઓને વતનો મેળવવામાટે અને તે વતનો-જાગીરો-ને પોતાના અધિકારમાં અવિચળ રાખવામાટે કેટલીક વાર ઇસ્લામ ધર્મનો પોતાની ઇચ્છા વિરુદ્ધ સ્વીકાર કરવો પડ્યો હતો; પરંતુ એવા વટલીને મુસલ્માન થયેલા યોગ્ય પુરુષોની સંખ્યા અલ્પસ્વલ્પ હતી. અને એ અલ્પસંખ્ય કિંવા સ્વલ્પસંખ્ય હિન્દુઓમાંના ઘણાક બ્રાહ્મણો તથા મરાઠાઓને શુદ્ધ કરીને પાછા સ્વધર્મમાં સ્વીકારી લેવામાં આવ્યા હતા એમાં તો કાંઈ પણ પ્રકારની શંકા છે જ નહિ. એવા જે ઘણાક પુરુષોને શુદ્ધ કરી લેવામાં આવ્યા હતા તેમાંનો જ એક નિમ્બાળકર હતો.

### નિમ્બાળકરની શુદ્ધિ

ફેલટણના બજાજી નાઇક નિમ્બાળકરને આદિલશાહે પોતા સમક્ષ પકડી મંગાવ્યો હતો અને એવી ધમકી

આપી હતી કે: "જો તમો વટલીને મુસલ્માન થઇ જશો તો તમોને અમો મોટી જાગીર આપીશું અને નહિ તો અત્યારે તમારૂં જે વતન છે તે પણ અમો જપ્ત કરી લઇશું." ચાર સો વર્ષથી ભોગવેલા વતનને હાથમાંથી નીકળી જતા દઇને પોતાનાં સ્ત્રીપુત્રપુત્રી આદિને માર્ગમાંનાં ભટક્તાં ભીખારડાં કેરી નાખવાનું સાહસ બજાજી નિમ્બાળકરથી કરી શકાયું નહિ અને તેથી તેણે આદિલશાહને કહ્યું કે: 'જો આપની શાહજાદીનો મારી સાથે લગ્નસંબંધ કરી આપવામાં આવે તો હું મુસલ્માન થવાને તૈયાર છું." તેની આ માગણી પ્રમાણે શાહજાદીનો તેની સાથે લગ્નસંબંધ કરી આપવામાં આવ્યો અને બજાજી નિમ્બાળકર પોતાના વચન પ્રમાણે મુસલ્માન થયો પણ ખરો. નિમ્બાળકરનો ભોંસલે કુટુંબ સાથે ગાઢ ઋણાનુબંધ હોવાથી તેણે એ અપ્રશસ્ત કૃત્યમાટે પોતાના હૃદયમાં થતા પશ્ચાત્તાપની વાર્તા માતુશ્રી જિજાબાઇને જણાવી અને એ વાર્તા સાંભળીને માતુશ્રી જિજાબાઇના મનમાં અતિશય શોક તથા ખેદ થવા લાગ્યો; કારણ કે, જેની સાથે દીર્ઘ કાળથી પોતાનો સંબંધ સંધાયલો હતો તેવા એ નિમ્બાળકરના ઘરાણાના પ્રતાપે જ શહાજી તથા શિવાજી આટલી યોગ્યતાને પ્રાપ્ત કરી શક્યા હતા. આ કારણથી જિજાબાઇ માતુશ્રીએ સમસ્ત 'મરાઠામંડળને' પોતા પાસે બોલાવીને "આપત્તિના પ્રસંગે નિમ્બાળકરે ઇસ્લામ ધર્મને સ્વીકારેલો હોવાથી એમાં તેમનો પોતાનો કાંઇ પણ દોષ નથી એટલે તેમને પાછા હિન્દુ બનાવવાજ જોઇએ" આ પ્રમાણે કહ્યું અને શાસ્ત્રકથિત વિધિથી નિમ્બાળકરને શુદ્ધ કરીને પાછો હિન્દુ સમાજમાં લઇ લીધો; માત્ર એટલું જ નહિ, પણ નિમ્બાળકર તથા તેના પરિવારના સંબંધમાં કોઇયો કાંઇ

પણ તિરસ્કાર ન દર્શાવી શકાય અને નિમ્બાળકરને પણ પોતાના શુદ્ધિકરણનો સંપૂર્ણ નિશ્ચય થઇ જાય એટલા-માટે માતુશ્રી જિજાબાઇએ શિવાજીની પુત્રી સખૂબાઇનો નિમ્બાળકરના જ્યેષ્ઠ પુત્ર સાથે લગ્નસંબંધ કરી આપ્યો. આ શુદ્ધિપ્રકરણ મરાઠા ઇતિહાસમાં વર્ણવાયલું હોવાથી જો કે એના વિસ્તૃત વિવેચનની આવશ્યક્તા તો નથી જ; તથાપિ શાસ્ત્રી, વૈદિક, પૌરાણિક તથા પુરાણા કર્મઠ જનોને સામાન્યતઃ ઇતિહાસનું જ્ઞાન નથી હોતું અને તેથી આટલું વિસ્તૃત વિવેચન કરવું પડ્યું છે કે જેથી તેઓ એ શુદ્ધિકાર્યથી જે બોધને સ્વીકારવાનો હોય તે બોધને પોતાની તારતમ્યબુદ્ધિ અનુસાર સ્વીકારી શકે. આજથી અઢીસેં (૨૫૦) વર્ષ પૂર્વે જિજાબાઇ જેવી એક અબળાએ જે આપત્કાળમાં કોઇ મનુષ્યને પરધર્મ સ્વીકારવો પડ્યો હોય તો તેને શુદ્ધ કરીને પાછો સ્વધર્મમાં સ્વીકારી લેવો એ કાર્ય સશાસ્ત્ર છે એવા પ્રકારના ધર્મમાર્ગનો અગ્રભાગે રહીને સર્વને સાક્ષાત્કાર કરાવી દીધો હતો એ વાર્તા અવશ્ય સ્મરણમાં રાખી લેવા યોગ્ય છે. જિજાબાઇ પ્રમાણે પેશવાના કુટુંબની સ્ત્રીઓએ પણ એવી રીતે ધર્મભ્રષ્ટોને શુદ્ધ કરીને સ્વધર્મમાં સ્વીકારાવી લેવાનાં કેટલાંક ઉદાહરણો ઇતિહાસમાં વિદ્યમાન છે. નિમ્બાળકરની શુદ્ધિ જેવાં જે કેટલાંક અન્ય પ્રકરણો છે તેમનો અભિનિવિષ્ટ લોકોથી આસ્થાપૂર્વક વિચાર કરી શકાય એટલામાટે સરકારે પ્રસિદ્ધ કરેલી પેશવાઓની રોજનિશીમાંથી એ ત્રણ અનુવાદિત અવતરણો તેમ જ રાજવાડેકૃત મરાઠા ઇતિહાસના આઠમા ખંડમાંથી એક આજ્ઞાપત્રનો અનુવાદ અહીં પાઠકો તથા પાઠિકાઓની જાણમાટે આપવામાં આવે છે.

" વટલેલા બ્રાહ્મણો તથા મરાઠાઓને શુદ્ધ કરી લીધા."

(૩૭૩) " એમને એવી આજ્ઞા આપવામાં આવી કે તમોએ જે વિનતિપત્ર મોકલ્યું તે પ્રવિષ્ટ થયું. પુતાજી બિન મુધોજી વાઘધર ચૌગુલા કસબો જિન્તી ગામે ચાંભાર-ગોંદા, એ મનુષ્ય પેશજી દાવલજી સોમવંશીને ત્યાં નોકરીમાં હતો અને સૈન્ય સાથે સૂરત પ્રાંતમાં ગયો હતો. ત્યાં તે મુગલોના હાથમાં સપડાઈ ગયો અને મુગલોએ તેને વટલાવીને ભ્રષ્ટ કરી નાખ્યો. તે એક વર્ષ અથવા સવા વર્ષ પર્યન્ત મુગલોના લશ્કરમાં હતો. જ્યારે રાજશ્રી બાલાજી પંડિત પ્રધાન દિલ્લીથી પાછા આવ્યા તે વેળાયે મુગલોના લશ્કરમાંથી પલાયન કરીને તે બાલાજી પંડિતના સૈન્ય સાથે મળી જઈ પાછો પોતાના ગામમાં આવ્યો અને તેણે સમસ્ત જાતિમંડળ સમક્ષ પોતાનો જે વૃત્તાન્ત કહી સંભળાવ્યો તે વૃત્તાન્તને સાંભળીને તેને પાછો ન્યાતમાં લઇ લેવાનો જાતિના અગ્રેસરોનો અભિપ્રાય થયેલો હોવાથી સ્વામીએ એમાટેની આજ્ઞા આપવી એવી પ્રાર્થના છે.

" આ પ્રમાણે વર્તવાનું તમોએ લખ્યું તે જાણવામાં આવ્યું. મજકૂર પુનાજીને મુગલોએ તેનાપર બળાત્કાર કરીને ધર્મભ્રષ્ટ કર્યો હતો, તે કાંઇ પોતાની ઇચ્છાથી ભ્રષ્ટ થયો ન હોતો. એટલામાટે તેને પુનઃ આપણા સમાજમાં સ્વીકારી લેવાની આજ્ઞા કરેલી હોવાથી તમોએ જ્ઞાતિને એકત્ર કરી તે પુતાજીનું શાસ્ત્ર અનુસાર શુદ્ધિકરણ કરી તેને પાછો જ્ઞાતિમાં લઇ લેવો અને તેની સાથે પૂર્વવત્ વર્તન કરવું. આ પત્ર આ કારણથી જ વચનદ્વારા સમક્ષ સાદર કરવામાં આવે છે." (પૃષ્ઠ ૨૧૫, ૨૧૬)

(૨૯૯) " મોજે સોનકે, સંમત વાઘોળી, પ્રાંત વાઇના નિવાસી રાણોજી ઘુમાળ ન્પાટીલે, વાઇ પ્રાંતના પાડાર નામક ગામમાંથી ઉદી નામની એક બાંદીને અંબાજી

નિકમ પાસેથી ખરીદી લીધી હતી અને તે બાંદી આજે ચાર વર્ષથી તેના ઘરમાં જ છે. અંબાજી નિકમ ક્યાંક ચાલ્યો ગયો છે તેનો પત્તો જ નથી. તે બાંદી ફલટણના રાજશ્રી સુધોજી નાઇક નિંબાળકરને ઘેર ગઇ હતી અને ત્યાંથી અંબાજી નિકમે તેને કાઢી લાવીને વેચી નાખી હતી. હૈબતજી સરકે તેને પોતાની બાંદી તરીકે જણાવી અને તે તેને રાણોજી પાટીલ પાસેથી લઇ ગયો. પરંતુ તેણે કહ્યું કે: " તે બાંદીએ મુસલ્માનો સાથે અન્નવ્યવહાર કર્યો હતો " અને તેથી રાણોજી પાટીલને પ્રાયશ્ચિત્ત કરાવવા વિષેનાં પત્રો લખવામાં આવ્યાં હતાં. " (પૃષ્ઠ ૨૮૮)

(૨૮૪) "રાજશ્રી સંતાજી આટોળે ધુરંધર સમશેર બહાદુરને એવી આજ્ઞા આપવામાં આવે છે કે ઘાટઐરી પ્રગણાના હેઉળ ગામ નામક ગ્રામના નિવાસી તુલજો ભટ જોશીને મોહમુગ્ધ કરીને યવનોએ પોતાના ધર્મમાં વટલાવ્યો હતો અને તેથી તે કેટલાક દિવસ યવનોના સહવાસમાં રહ્યો હતો. ત્યારપછી તેના હૃદયમાં એ ધર્માન્તરમાટે પશ્ચાત્તાપ થતાં તે પૈઠણ ક્ષેત્રમાં આવી બ્રાહ્મણોની સભામાં ઉપસ્થિત થઇને કહેવા લાગ્યો કે: "મારા અપરાધની મને ક્ષમા આપો અને મને પાછો બ્રાહ્મણસમાજમાં સ્વીકારી લ્યો." તેના અતિશય આગ્રહને જોઇને બ્રાહ્મણોએ શાસ્ત્રના આધારે એવો નિર્ણય કર્યો કે: "જેના હૃદયમા ધર્માન્તરનો સત્ય પશ્ચાત્તાપ થયો હોય તેને પ્રાયશ્ચિત્ત કરાવીને પુનઃ બ્રાહ્મણ તરીકે બ્રાહ્મણ સમાજમાં સ્વીકારવો જ જોઇએ." આવા પ્રકારનો નિર્ણય થતાં સર્વ બ્રાહ્મણોએ એ તુળજો ભટને યથાશાસ્ત્ર પ્રાયશ્ચિત્તવડે શુદ્ધ કરીને પંક્તિપાવન કરી લીધો અને સમસ્ત બ્રાહ્મણોને સંબોધીને મજકૂર પ્રગણાનું શુદ્ધિપત્ર કરી આપવામાં આવ્યું છે તો હવે મજકૂર પ્રગણાના

દેશમુખ દેશપાંડેને તેમ જ સમસ્ત બ્રાહ્મણોને તાકીદ આપીને તમો તુળજો ભટ્ટને પંક્તિપાવન કરાવશો. પેરણુના પત્રથી વિરુદ્ધ વર્તવાનો જો કોઈનો વિચાર હોય તો તેવી રીતે વિરુદ્ધ વર્તવાનું કાંઈ પણ પ્રયોજન નથી એટલામાટે પત્ર ૧ મોકલવામાં આવ્યું છે; તિથિ ષષ્ઠી."

પેશવાઓની રોજનિશી ( નિત્યની નોંધપોથી ) માંથી આવા પ્રકારનાં અવતરણો જેવાં અન્ય પણ અનેક અવતરણો આપી શકાય તેમ છે; પરંતુ ધર્મભ્રષ્ટોના શુદ્ધિકરણની કલ્પના કરી લેવામાટે આટલાં અવતરણો જ પર્યાપ્ત છે. એ આજ્ઞાપત્રો કરતાં પણ છત્રપતિ સંભાજી મહારાજની કાર્યકીર્તિમાંનું એક આજ્ઞાપત્ર અસંત વિચારાર્હ-વિચારણીય–છે; કારણ કે, તેમાં કેટલાક બ્રાહ્મણો તથા ઇતર, અધિકારીઓ મળીને લગભગ ત્રવીસ કે ચોવીસ પ્રતિષ્ઠિત પુરુષોના હસ્તાક્ષરો આપણા જોવામાં આવી શકે છે. એ આજ્ઞાપત્રને અહીં પાઠકવર્ગની જાણુમાટે યથાસ્થિત ઉદ્ધૃત કરવામાં આવે છે:-

श्री महालक्ष्म्यैनमः
श्री त्र्यंबकेश्वर

"શ્રીસકલ ગુણાલંકરણ તથા અખંડિત લક્ષ્મી અલંકૃત રાજમાન્ય રાજશ્રી દેશમુખ દેશપાંડે, જ્યોતિષીઓ, ઉપાધ્યાયો તથા વેદમૂર્તિઓ કસબા હરસૂલ, પ્રાંત ત્ર્યંબક-ગંગાબાદના તેમ જ સમસ્ત મહારાષ્ટ્રવાસી કોંકણસ્થ તથા દેશસ્થ વિદ્વદ્વૈદિક ગૃહસ્થોને, પૌષ્પ, ઉપાધ્યાય તથા ત્ર્યંબકેશ્વર પંડિતરાવના અનુક્રમે આશીર્વાદ તથા નમસ્કાર.

આ પત્ર લખવાનું કારણ એ કે કસબા હરસૂલનો નિવાસી ગંગાધર રંગનાથ કુળકર્ણી પોતે બ્રાહ્મણ હોઇને મુગલોની સેવામાં નિયુક્ત થયેલો હતો. તે મુગલોની

નોકરી કરતો હતો તેવામાં મુગલોએ તેનાપર બળાત્કાર કરીને તેને વટલાવ્યો અને ભ્રષ્ટ કરીને ત્રણ માસ પર્યન્ત કારાગૃહમાં પૂરી રાખ્યો હતો એટલે ત્યાં યવનો સાથે તેનો અન્નસંસર્ગ થયો હતો. ત્યારપછી તેને અડી સોની મન્સબદારી આપીને ચાકર તરીકે રાખી લેવામાં આવ્યો હતો અને એ ચાકરી તેણે પાંચ વર્ષ સુધી કરી હતી. તેનાથી સ્નાન સંધ્યા આદિ કર્મો કરી શકાય તેમ ન હોવાથી તે જો કે એ કર્મ કરતો ન હોતો; પરંતુ તેણે યવનો સાથે અન્નાદિકસંસર્ગ–ખાનપાનનો વ્યવહાર–રાખ્યો ન હોતો. મુગલોની નોકરીમાં એ ગંગાધર રંગનાથને ધનની વિપુલ પરિમાણમાં પ્રાપ્તિ થતી હોવા છતાં પોતાના એ ઐહિક સુખને સર્વથા ત્યાગી દઇને અને પોતાની ધર્મભ્રષ્ટતાના પશ્ચાત્તાપને હૃદયમાં ધારણ કરીને તેનાથી પોતાની જાતિમાં તથા પોતાના ધર્મમાં પુનઃ પ્રવેશ કરી શકાય એટલામાટે તે રાયગઢમાં રાજશ્રી છત્રપતિ સ્વામી પાસે આવીને સરકારકૂનો, ન્યાયાધીશ, ઉપાધ્યાયો તથા દાનાધ્યક્ષ તેમ જ અન્ય પ્રતિષ્ઠિત બ્રાહ્મણો અને પોતાની સમસ્ત જ્ઞાતિના શરણને સ્વીકારી નિરંતર એ જ યાચના કર્યા કરતો હતો કે: 'મને પ્રાયશ્ચિત્તદ્વારા શુદ્ધ કરી લ્યો અને મારો ઉદ્ધાર કરો.' સમસ્ત રાજકાર્યધુરંધર તથા વર્ણાશ્રમ-ધર્મપ્રતિપાદક રાજશ્રી છંદોગામાત્ય સ્વામી (કવિકુલેશ) એ જ્યારે ગંગાધરનો સર્વ વૃત્તાન્ત સાંભળ્યો એટલે તેમના મનમાં ગંગાધરનાં અતિશય કષ્ટ તથા અનુતાપને જોઇને દયાનો ઉદ્‌ભવ થતાં તેમણે એ વૃત્તાંત રાજશ્રી છત્રપતિ સ્વામીને અથથી ઇતિ પર્યન્ત કહી સંભળાવ્યો અને એ વૃત્તાન્ત સાંભળી લઇને કૃપાળુ થઇ રાજશ્રી છત્રપતિ સ્વામીએ ગંગાધરને પ્રાયશ્ચિત્તવડે શુદ્ધ કરી લેવાની આજ્ઞા

આપી દીધી. છત્રપતિ સ્વામીની આજ્ઞા મળતાં અમોએ રાજશ્રી છદ્દીગામાત્યની સભામાં સમસ્ત વિદ્વૈદિક બ્રાહ્મણોની સંમતિથી મિનાક્ષરાદિ નિબંધનું અવલોકન કરીને પ્રાયશ્ચિત્તનો નિશ્ચય કરી લીધો અને તે પ્રાયશ્ચિત્તનો વિધિ દર્શાવીને ગંગાધર રંગનાથને શ્રીયાત્રામાટે મોકલી દીધો. ત્યાં ગંગાધરે શ્રી ગિરિપ્રદક્ષિણા પ્રણસે અને સાક તથા યાત્રા બે મળીને ચતુર્વિંશત્યબ્દ પ્રાયશ્ચિત્ત, પૂર્વોત્તરાંગસહિત કર્યું; અર્થાત્ તેણે યથાશાસ્ત્ર તથા વિધિયુક્ત પ્રાયશ્ચિત્ત કરી નાખ્યું અને તેથી શ્રીક્ષેત્રમાંના સમસ્ત ધર્માધિકારી આદિ બ્રાહ્મણોની સંમતિથી તીર્થવિધિ તથા બ્રાહ્મણભોજન કરાવીને તેને અન્નપ્રસાદપંક્તિમાં સ્વીકારી લેવામાં આવ્યો હતો. તેણે શુદ્ધિભોજનો તથા પ્રાયશ્ચિત્ત પ્રદક્ષિણા આદિ યથાવિધિ કર્યાં હતાં એમારેનાં શ્રીક્ષેત્રના બ્રાહ્મણોનાં પ્રમાણપત્રો તેમ જ દેશાધિકારીનાં પત્રો લઈને તે અમારી પાસે આવ્યો હતો અને તે પત્રો તેણે અમોને આપ્યાં હતાં. ત્યારપછી તેણે પૂર્વોત્તરાંગસહિત યથાવિધિ પ્રાયશ્ચિત્ત કરવાની વાર્તા અમોએ રાજશ્રી છદ્દીગામાત્ય ગોસ્વામીને વિદિત કરી દીધી એટલે તેઓશ્રીએ તેના એ પ્રાયશ્ચિત્તને માન્ય રાખીને સમસ્ત કારકૂન તથા ન્યાયાધીશ આદિની અનુમતિથી અમોને આજ્ઞા આપી કે "ગંગાધર રંગનાથને તમારી સાથે પંક્તિભોજન આપીને શુદ્ધિપત્ર આપી દો." એ આજ્ઞા અનુસાર તેને અમોએ અમારી સાથે જમાડીને આ શુદ્ધિપત્ર લખી આપ્યું છે." અર્થાત્ આ બ્રાહ્મણ હવે શુદ્ધ તથા સંવ્યવહાર્ય થયેલો હોવાથી હવે પછી તમારે એની સાથે અન્નોદક વ્યવહાર યથાપૂર્વ કરતા રહેવું. જે કોઇ પણ આ બ્રાહ્મણના બ્રાહ્મણત્વના સંબંધમાં પોતાના હૃદયમાં કોઇ પણ પ્રકા-

રના સંદેહને ઉત્પન્ન થવા દેશે તે મનુષ્ય દેવબ્રાહ્મણદ્રોહી તથા મહાપાતકી થશે એ નિશ્ચયપૂર્વક જાણી લેવું. શકે ૧૬૦૮ સોળસોને આઠ, ક્ષત્ર સંવત્સર, ચૈત્ર, શુદ્ધ દ્વિતીયા, સોમવાર. આ વિજ્ઞપ્તિના સાક્ષીઓઃ—

૧ મોરેશ્વર પંડિતરાય દાનાધ્યક્ષ

૨ રાજશ્રી નારો રઘુનાથ અમાત્ય મુદ્રાસહિત ઇત્યાદિ

## અત્યારની પરિસ્થિતિમાં શુદ્ધિની અનિવાર્ય આવશ્યક્તા

અત્યારસુધી પ્રસ્તુત લેખમાં ધર્મભ્રષ્ટોના શુદ્ધિકરણનો જે વિચાર કરવામાં આવ્યો છે તેના યોગે બૌદ્ધકાળમાં, મુસલમાનોએ ભારતવર્ષમાં પ્રવેશ કરીને પ્રથમ જે વેળાએ હાહાકાર વર્તાવી દીધો હતો તે કાળમાં તેમજ મહારાષ્ટ્રીય સ્વરાજ્યના સમયમાં પણ ધર્મભ્રષ્ટોને શાસ્ત્રકથિત પ્રાયશ્ચિત્તવિધિવડે શુદ્ધ કરી લેવામાં આવ્યા હતા એ વાર્તા સપ્રમાણ સિદ્ધ થઇ ચૂકી છે. અત્યારે આપણા હસ્તમાં કોઈ પણ પ્રકારની સત્તા રહી નથી, આપણાં ધર્મબંધનો શિથિલ થઇ ગયાં છે અને સામાજિક બંધનોની તો આપણાં મસ્તિષ્કમાં કલ્પનામાત્ર પણ અવશિષ્ટ રહી નથી; અર્થાત્ આપણી આવી સ્થિતિમાં આપણે આપણા શુદ્ધિશકટને આગળ અને આગળ ચાલતું રાખવાનું છે. અસારના સમયમાં કોઇ પણ કાર્ય કરતી વેળાયે તે કાર્ય આપણી સ્વરાજ્યપ્રાપ્તિ વિષયક પ્રવૃત્તિઓને અનુકૂલ થઈ પડે તેવું છે કિંવા નહિ, એ જોવાની આપણે બહુ જ દક્ષતા રાખવાની છે; કારણ કે, આ સામાજિક પ્રવૃત્તિના યોગે સમાજીકરણ તથા ત્યારપછી તેનું રાષ્ટ્રીભવન થઇ જાય એટલે પછી તે પ્રવૃત્તિ - સ્વરાજ્યપ્રાપ્તિમાટે સર્વથા અનુકૂલ છે એમ માનવામાં કિંવા કહેવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય

નથી. સારાંશ કે શુદ્ધિકાર્ય 'રાષ્ટ્રીય ' કાર્યમાટે પોષક થઇ પડે તેવા પ્રકારે જ થવું જોઇએ; રાષ્ટ્રીય કાર્યમાટે વિઘાતક થઇ પડે તેવા પ્રકારે ન થવું જોઇએ.

આપણા ભારતવર્ષમાંના પુરાણમતવાદીઓ કિંવા જૂના વિચારના લોકો અત્યારની નવીન જાગૃતિ વિષયક કલ્પનાઓ તેમ જ અંગ્રેજી રાજ્યના સમૂલ ઉત્પાત આદિથી બહુધા અજ્ઞ હોય એમ જ જણાય છે અને એ અજ્ઞતાના યોગે અસંખ્ય ભોળા લોકોના મુખમાંથી " અંગ્રેજ સરકાર કયાં આપણા ધર્મમાં હસ્તાક્ષેપ કરે છે વારુ ? અંગ્રેજ સરકારને દોષ આપવાનું કાંઇ પણ કારણ નથી;" ઇત્યાદિ ઉદ્ગારો નીકળતા આપણા સાંભળવામાં આવ્યા કરે છે. સારાંશ કે, આપણી સમસ્ત સત્તા આપણા હસ્તમાંથી ચાલી ગઇ છે અને તે સત્તાને પાછી મેળવવામાટે અત્યારે આપણા રાષ્ટ્રના જે પ્રચંડ પ્રયત્નો ચાલી રહ્યા છે તેની એવા ભોળા તથા અજ્ઞાન લોકોને લેશમાત્ર પણ કલ્પના નથી હોતી. આપણે પોતે જ આપણા પોતાના ધર્મનો ધ્વંસ નથી કર્યો; કિન્તુ જ્યારથી આપણા દેશમાં પરદેશી તથા પરધર્મીય-વિધર્મીય-રાજસત્તાનો પ્રવેશ થવા માંડયો છે ત્યારથી આપણા શાસનશાસ્ત્રનો સંહાર થઇ ગયો છે. અત્યારની વસ્તુસ્થિતિ આવા પ્રકારની છે. વાદાર્થ ક્ષણમાત્રને માટે કદાચિત્ આપણે એમ માની લઇએ કે: 'ધર્મનો અર્થ ' કાયદો ' છે; તો પણ એ વાર્તા તો સત્ય જ છે કે કાયદાને નિર્માણ કરવાની તથા તે કાયદાને અમલમાં લાવવાની મળીને બન્ને સત્તાઓ આપણા હાથમાંથી તો નીકળી જ ગઇ છે. અર્થાત્ નિસ્પૃહ બ્રાહ્મણોએ ધર્મશાસ્ત્રોનું નિર્માણ કરવું અને ક્ષત્રિયોએ તે ધર્મશાસ્ત્રોને વ્યવહારમાં યોજવાં તથા યોજાવવાં

એવા પ્રકારનો ચાલતો આવેલો દંડક અથવા નિયમ અત્યારે તૂટી ગયો છે અને કાયદાની સર્વ પ્રકારની સત્તા તથા સર્વ પ્રકારના વ્યવહારો બીજાઓના હાથમાં જઇ પડયાં છે એટલે આવી સર્વથા પ્રતિકૂલ પરિસ્થિતિમાં સાધારણ વ્યવહાર, અસાધારણ વ્યવહાર, ઋણાદાન, ઉપનિધિ–સાક્ષી–, લેખ્ય, દિવ્ય, સીમાવિવાદ, સ્વામિપાલ, વેતનાદન, વાક્પારુષ્ય, દંડપારુષ્ય, સંભૂયસમુત્થાન તથા સ્ત્રીસંગ્રહ આદિ સર્વ ધર્મો જો મહાસાગરમાં નિમજ્જિત થઇ જાય તો તેમાં આશ્ચર્ય જેવું શું હોઇ શકે વારૂ? અર્થાત્ આપણો વ્યવહાર અન્ય જનો–વિધર્મીયો–ના–હસ્તમાં ચાલ્યો જવાથી વ્યવહારસૌકર્ય તથા સમાજસાદશ્યને અનુલક્ષીને કહેવાયલા અથવા યોજાયલા આપણા આચારો પણ શિથિલ થઇ ગયા છે એ નવીનતાથી દર્શાવવાની આવશ્યક્તા હોય એવી અમારી માન્યતા નથી. આપણા આચારધર્મમાંની જે વસ્તુઓ અત્યારે શિથિલ થયેલી આપણા જોવામાં આવ્યા કરે છે તેમાં મુખ્યતઃ વર્ણસંસ્થા આશ્રમધર્મ, બ્રહ્મચારીધર્મ–શિક્ષણના નિયમો,–વિવાહધર્મ, ગૃહસ્થધર્મ, તથા ભક્ષ્યાભક્ષ્ય આદિનો સમાવેશ થાય છે; માત્ર એટલું જ નહિ, પણ આચારધર્મને ન પાળવાથી આચારધર્મના ભંજકને જે પ્રાયશ્ચિત્ત કરવાની અનિવાર્ય આવશ્યક્તા છે તે પ્રાયશ્ચિત્ત–અંગ્રેજી ભાષામાં જેને 'પનિશ્મેંટ' ના નામથી ઓળખવામાં આવે છે તેના–પ્રતિ તો હવે કોઇ લક્ષ પણ નથી આપતું. અમારા આ સમસ્ત કથનનો નિષ્કર્ષ અથવા સારાંશ માત્ર એટલો જ છે કે આપણાં ધર્મશાસ્ત્રોમાં કહેલા આચાર, વ્યવહાર તથા પ્રાયશ્ચિત્ત આદિ ધર્મોનો સ્વકીય સત્તાના અભાવે બહુધા લોપ થઇ ગયો છે, પરકીય સત્તાએ આપણું સર્વસ્વ હરી લીધેલું

હોવાથી આપણે 'ધર્મ ધર્મ' પોકારીને ગમે તેવો તથા ગમે તેટલો કંદશોષ કરતા રહીશું, તથાપિ સ્વકીય સત્તા વિના એ કંદશોષનું કાંઇ પણ ઇષ્ટ પરિણામ થવાનું નથી અને સ્વકીય સત્તા વિના આપણે કદાપિ યથાસ્થિત ધર્માચરણ કરી શકવાના નથી એ આપણે નિરંતર સ્મરણમાં રાખી લેવાનું છે અને એટલામાટે સ્વરાજ્યસત્તાની પ્રાપ્તિમાટે અત્યારે જે ઝગડો ચાલી રહ્યો છે તેને અનુકૂલ થઇ પડે તેવી રીતે શુદ્ધિકાર્યને વ્યવસ્થાપૂર્વક સિદ્ધ કરતા રહેવું એ આપણું સર્વથી પ્રથમ તથા પ્રધાન કર્તવ્ય છે.

વિશ્વમાં અત્યારે જે સર્વ વલક્ષણ પરિવર્તનો થતાં નિત્ય આપણા જોવામાં આવ્યાં કરે છે તે વિલક્ષણ પરિવર્તનોના દર્શનથી એટલું તો નિશ્ચયાત્મક જાણી શકાય છે કે વિશ્વમાં દિવસાનુદિવસ લોકસત્તા વૃદ્ધિંગત થતી જાય છે અને તેથી અંતે વિશ્વમાં સર્વત્ર લોકસત્તા જ ચિરસ્થાયિની થઇ જશે. લોકસત્તા એટલે લોકસત્તાનુવર્તિની શાસનસંસ્થાનો ઉદ્ભવ. ભારતવર્ષમાં જે સ્વરાજ્યસ્થાપનાની આશા રાખવામાં આવે છે તે સ્વરાજ્યની વ્યાખ્યા આવા જ પ્રકારની છે. લોકસત્તાના સમયમાં ભારતવર્ષ જેવા અત્યંત વિશાળ દેશમાંના ભિન્નભિન્ન જનસમાજોમાં જેટલી વિશેષ એકરૂપતા લાવી શકાય તેમ હોય તેટલી વિશેષ એકરૂપતાને અવશ્ય લાવવી જ જોઇએ. જેમણે ધર્માન્તર અથવા અન્ય શબ્દોમાં કહીએ તો સમાજાન્તર કરેલો હોય છે તેવી વ્યક્તિઓ તથા જાતિઓ સમાજ તથા દેશમાટે અત્યંત વિઘાતક થઇ પડે છે એ એક દીર્ઘકાલિક અનુભવની વાર્તા છે; માત્ર એટલું જ નહિ, પણ અત્યારના સમયમાં પણ નિત્ય આપણને એનો અનુભવ થયા કરે છે. મુસલમાની રિયાસતમાંના મુસલમા-

નોના વિજય તથા હિન્દુઓના પરાજયનો જો એ દૃષ્ટિથી વિચાર કરવામાં આવે, તો પોતાનો ધર્મ તથા સમાજને ત્યાગીને ઇસ્લામ ધર્મ તથા મુસલ્માન સમાજમાં જઇ ભળેલા અને એ ધર્માન્તર કિંવા સમાજાન્તરના યોગે એક પ્રકારના ઉન્માદને વશ થયેલા લોકોએ જ, તેઓ હિન્દુ-સમાજનાં સર્વ રહસ્યોને સારી રીતે જાણતા હોવાથી, અંધદ્રોહ કરીને પોતાના દેશને પરતંત્રતાની ગર્તામાં પછાડી નાખ્યો હતો એમ તત્કાળ આપણા જોવા તથા જાણવામાં આવી શકે છે. અર્થાત્ વટલીને મુસલ્માન થઇ ગયેલા તથા મુસ્લિમ સમાજમાં જઇ મળેલા ભ્રષ્ટ હિન્દુઓએ જ પોતાના દેશની સ્વતંત્રતાનો સંહાર કરી નાખ્યો હતો અને અત્યારે વટલીને ક્રિશ્ચિયન થઇ ગયેલા તથા ક્રિશ્ચિયન સમાજમાં જઇ મળેલા ભ્રષ્ટ હિન્દુઓ જેવી રીતે કુહાર સાથે મળેલો કાષ્ઠદંડ પોતાના જ ગોત્રના વૃક્ષના વિનાશનું કારણ થઇ પડે છે તેવી જ રીતે હિન્દુસમાજના સંહાર-નારા થઇ પડશે એવી આપણા મનમાં જો ભીતિ થાય તો તે ભીતિ યથાર્થ છે એમાં કોઇ પણ પ્રકારનો સંશય નથી. આ સમસ્ત પરિસ્થિતિનો વિચાર કરતાં ઇસ્લામ તથા ક્રિશ્ચિયાનિટી આદિ અન્ય સમાજોમાં કોઇ પણ કાર-ણથી જઇ મળેલા અને અર્ધદગ્ધતાના યોગે પોતાના સમા-જનો દ્રોહ કરનારા ભ્રષ્ટ હિન્દુઓને પણ જ્યારે પુનઃ શુદ્ધ કરીને આપણા હિન્દુસમાજમાં સ્વીકારી લેવાની અનિવાર્ય આવશ્યકતા આપણને સૂર્યપ્રકાશવત્ સ્પષ્ટ દેખાઇ આવે છે; તો પછી જેમને બળાત્કારે મુસલ્માન બનાવવામાં આવ્યા હોય અને જેમની પુનઃ પોતાના મૂળ ધર્મ તથા મૂળ સમાજમાં આવવાની પ્રબળ ઇચ્છા હોય, તેવા ધર્મ-ભ્રષ્ટોને પ્રાયશ્ચિત્તદ્વારા શુદ્ધ કરીને આપણા હિન્દુસમાજમાં

આદરપૂર્વક મેળવી લેવાની કેટલી અને કેવી પ્રબળતમ આવશ્યકતા છે એની કલ્પના કોઈ પણ કરી શકે તેમ હોવાથી એના અધિક વિવરણની આવશ્યકતા નથી. જો કોઇ મનુષ્યે તેનો અમુક અન્ય ધર્મના તાત્ત્વિક વિચારોમાં વિશ્વાસ બંધાઇ જવાથી અન્ય ધર્મને સ્વીકારી લીધો હોય, તો તેવા મનુષ્યને પુન: હિન્દુધર્મમાં લાવવાનો પ્રયત્ન કરવો નિરર્થક છે; માત્ર એટલું જ નહિ, પણ એવી રીતે તત્ત્વશ્રદ્ધાના યોગે અન્ય ધર્મમાં ગયેલા મનુષ્યો પોતાના દેશ તથા પોતાના મૂળ સમાજને ત્રાસદાયક થતા ન હોવાથી એવા મનુષ્યોને પુનઃ આપણા હિન્દુસમાજમાં ખેંચી લાવવાની અને તેમની લાગણીઓને દુઃખવવાની કશી પણ આવશ્યકતા નથી. આ વિશ્વમાં સત્ય બોલવાનો તેમ જ અન્ય જનોને સત્ય માર્ગ દર્શાવવાનો પ્રત્યેક મનુષ્યને સંપૂર્ણ અધિકાર હોવાથી જો કોઈ મનુષ્યને પોતાના ધર્મ કરતાં અન્ય-ધર્મમાં પ્રતિપાદિત સત્ય અધિક નિરપવાદ તથા સ્વીકરણીય દેખાય અને તેથી તે મનુષ્ય તે પરધર્મની દીક્ષા લઇ લે, તો તેના એ કાર્યપ્રતિ કોઇ પણ સુજ્ઞ મનુષ્ય પોતાનો લેશ-માત્ર પણ વિરોધ દર્શાવે એમ નથી; કારણ કે, આવી પરિસ્થિતિમાં વિરોધ દર્શાવવાનો કોઇને અધિકાર જ નથી. પરંતુ અહીં જે વિચારણીય પ્રશ્ન છે તે એ જ કે, આપણા હિન્દુસ્તાનમાં આવી રીતે શ્રદ્ધાપૂર્વક મુસલ્માન થયેલા હિન્દુઓ—વટલીને મુસલ્માન થયેલા હિન્દુઓની સંખ્યા કેટલી છે? અમારો પોતાનો તો એ જ અભિપ્રાય છે કે અત્યારે આપણા હિન્દુસ્તાનમાં મુસલ્માનોનો જે સમાજ અસ્તિત્વ ધરાવે છે તે મુસલ્માન સમાજનું આ દૃષ્ટિથી અવલોકન કરતાં, બાહ્ય દેશોમાંથી આવેલા મુસલ્માનોને જો

વર્જ્ય કરવામાં આવે, તો બાકીના સર્વ મુસલ્માનોને, જો તેમની હિન્દુ થવાની ઇચ્છા હોય, તો એકજાત હિન્દુ કરી નાખવાની આવશ્યકતા અનિવાર્ય છે, એમ કોઇ પણ વિચારશીલ મનુષ્ય કહી શકે તેમ છે; કારણ કે, મુસલ્માનોએ જ્યારથી ભારતવર્ષપર આક્રમણોનો આરંભ કર્યો હતો ત્યારથી તેમના સ્વધર્મપ્રચાર અથવા હિન્દુસ્તાનના વતની હિન્દુઓને પોતાના ધર્મની દીક્ષા આપીને મુસલ્માન બનાવવાના કાર્યનો પણ આરંભ થયો હતો અને હિન્દુઓને મુસલ્માન બનાવવાની તેમની પદ્ધતિ મહાવિલક્ષણ પ્રકારની હતી; માત્ર એટલું જ નહિ, પણ તેમની એ પદ્ધતિ અત્યારના મુસલ્માનોના ઈસ્લામ પ્રચારમાં પણ ન્યૂનાધિક પરિમાણમાં દૃષ્ટિગોચર થયા કરે છે. એ મુસલ્માનોએ અત્યાર સુધીમાં સુંદર સ્ત્રીઓ, પદવીઓ, નોકરીઓ તથા વતન કિંવા જાગીર આદિના લોભમાં લપટાવીને પુષ્કળ હિન્દુઓને મુસલ્માન બનાવી લીધા છે અને જેઓ આવા પ્રકારના રાજસ લોભોમાં લપટાઇને મુસલમાન થાય તેમ ન હોતું તેવા દૃઢનિશ્ચયી મનુષ્યોપર અંતે અસહ્ય અત્યાચારોની નિર્દયતાપૂર્ણ માત્રાનો પ્રયોગ પણ કરાયલો છે કે જેનાં ઇતિહાસમાં આપણને જેટલાં જોઇએ તેટલાં પ્રમાણો મળી આવે છે. પોતાના ધર્મનાં તત્ત્વોને અન્યધર્મીયોના મનમાં સારી રીતે ઠસાવી દઈને અન્યધર્મીયોને પોતાના ધર્મની દીક્ષા આપવી એ ધર્મપ્રચારના સરળ માર્ગ સાથે મુસલ્માનોનો લેશમાત્ર પણ સંબંધ હોય એમ અદ્યાપિ જાણવામાં આવી શક્યું નથી. બાહ્ય દેશોમાંથી આજથી વેં આવેલા કેટલાક મુસલ્માનોનાં કુટુંબોને જો વર્જ્ય કરી દેવામાં આવે, તો બાકીના સર્વ હિન્દુસ્તાની મુસલ્માનો—અત્યારે ભારતવર્ષમાં વસતા મુસલ્માનો—નાં

શરીર હિન્દુરક્ત, હિન્દુમાંસ તથા હિન્દુસંસ્કૃતિનાં જ બનેલાં છે એમાં તિલપ્રાય શંકા નથી. આ કારણથી જેમની હિન્દુસંસ્કૃતિનો અદ્યાપિ સર્વથા લોપ નથી થયો તેવા મુસલ્માન થયેલા હિન્દુઓને તેમના પારલૌકિક તથા ઐહિક સ્વરાજ્યની દૃષ્ટિથી પાછા હિન્દુ બનાવીને, હિન્દુઓના સમાજમાં સ્વીકારી લેવા એ જ સર્વથા હિતાવહ છે. આપણા પોતાના સમાજના ખીસામાંથી જ છિદ્ર દ્વારા સરી ગયેલા અને વેરાયલા એ કણોને ચૂંટી લઇને અથવા એકત્ર કરીને પાછા પોતાના ખીસામાં નાખી લેવાનો જો કોઇનો પણ અધિકાર હોય તો તે અધિકાર એકલા હિન્દુસમાજનો જ છે. નિદાન જે ધર્મભ્રષ્ટ હિન્દુઓની પુનઃ પોતાના પુરાતન કિંવા મૂળ ધર્મમાં આવવાની ઇચ્છા હોય અને જેમની હિન્દુપરંપરા અદ્યાપિ સજીવન રહેલી હોય તે ધર્મભ્રષ્ટ હિન્દુઓ–વટલીને મુસલ્માન થયેલા મૂળ હિન્દુઓ–ને પ્રાયશ્ચિત્તવડે પાવન કરીને પાછા હિન્દુ બનાવી લેવામાં તો લેશમાત્ર પણ શિથિલતા હિન્દુઓએ ન દર્શાવવી એવી હિન્દુસ્તાનના સર્વ હિન્દુઓને અમારી અત્યંત આદરપૂર્વક નમ્ર અભ્યર્થના છે; કારણ કે, જો આપણે હિન્દુઓ અત્યારે આ કાર્યમાં આપણી શિથિલતા દર્શાવીશું, તો તેથી ભવિષ્યમાં જેની આપણાથી અત્યારે કલ્પના પણ કરી શકાય તેમ નથી તેવી મહાભયંકર હાનિ થવાનો સંપૂર્ણ સંભવ છે.

કેટલાક મનુષ્યો અહીં કદાચિત્ એક એવો પ્રશ્ન ઉપસ્થિત કરે, તો તે સંભવનીય છે કે: ' આ ધર્મભ્રષ્ટોની શુદ્ધિનું કાર્ય આજસુધી તમોએ શામાટે ન કર્યું અને આજે જ તમારા પેટમાં આ દુઃખ ઉપડી આવવાનું શું કારણ છે ? ' આ પ્રશ્નનું બે પ્રકારે ઉત્તર આપી શકાય તેમ છે.

એમાંનું પ્રથમ ઉત્તર એ છે કે, આજસુધીમાં ધર્મભ્રષ્ટોની શુદ્ધિનું કાર્ય થયું જ નથી એવી જે કોઈની માન્યતા હોય તો તે માન્યતા સર્વથા ભ્રમમૂલક કિંવા પ્રમાદમૂલક છે; અસત્ય છે અને અવાસ્તવિક છે; કારણ કે, અત્યારસુધી ધર્મભ્રષ્ટોની શુદ્ધિનાં જે કાર્યો સુસંપન્ન થએલાં છે તે કાર્યોનો આ લેખમાં પૂર્વે ઉલ્લેખ કરાયલો જ છે. માત્ર એટલી જ વાર્તા સત્ય છે કે અત્યારે એ શુદ્ધિના કાર્યને જેવા સામાજિક તથા રાષ્ટ્રીય વ્યાપક સ્વરૂપની પ્રાપ્તિ થયેલી છે તેવા વ્યાપક સ્વરૂપની એ કાર્યને અત્યાર સુધી કોઇ પણ વેળાએ પ્રાપ્તિ થઇ ન હોતી. ધર્મભ્રષ્ટોની શુદ્ધિના કાર્યને અત્યારના સમયમાં આવું વ્યાપક સ્વરૂપ પ્રાપ્ત થવાનું કારણ એ છે કે દેશનો કાર્યભાર બહુમતિથી ચાલવાના દિવસો હવે નિકટમાં આવી લાગ્યા છે.જે સમયમાં બહુ મતનો કાર્યભાર ન હોતો તે સમયમાં બહુ સંખ્યાના બળની અધિક આવશ્યક્તા ન હોવાથી સંખ્યાબળ ઉપેક્ષણીય હતું. ધાર્મિક દૃષ્ટિથી જોતાં અમુક અર્ધદગ્ધ મનુષ્યો કદાચિત્ આપણા હિન્દુસમાજમાંથી ચાલ્યા જાય, તો તેવા અર્ધદગ્ધ મનુષ્યોને શુદ્ધ કરીને પાછા આપણા હિન્દુસમાજમાં લાવવાની અને એવા અર્ધદગ્ધોવડે હિન્દુઓની સંખ્યાને વધારવાની શી આવશ્યક્તા છે, એમ માનનારી તે સમયની આપણી મનોરચના હતી. પરંતુ અત્યારની પરિસ્થિતિમાં જો આવતી કાલે પ્રત્યેક મનુષ્યને પોતાનો મત આપવાનો અધિકાર પ્રાપ્ત થઇ જાય, તો ભારતવર્ષના કલ્યાણની દૃષ્ટિથી કયા સમાજની જનવૃદ્ધિ અધિક શ્રેયસ્કર થવાનો સંભવ છે એ તત્ત્વને જોવા તથા વિચારવાની બુદ્ધિનો આપણામાં ઉદ્‌ભવ થયેલો છે. અર્થાત્ આપણા હિન્દુસમાજમાંના હિન્દુઓ અન્ય સમાજમાં પ્રવેશીને જો પોતાના પૂર્વ હિન્દુસમાજને

ત્રાસ આપવાનો આરંભ કરી દે અને હિન્દુસમાજમાટે અપાયકારક થઇ પડે, તો તે વિધર્મી સમાજમાં જઈ મળેલા આપણા પોતાના જ એક સમયના ઘટકાવયવોને પાછા આત્મસાત્ કરી લેવાનો, પ્રેમપૂર્વક અપનાવી લેવાનો ઉદ્યોગ કર્યા વિના ચાલી શકે તેમ છે જ નહિ અને તેથી એવા પ્રકારના ઉદ્યોગને આરંભવાનો આપણો–હિન્દુઓનો–જન્મજાત અધિકાર છે, એ કોઇએ પણ કદાપિ ભૂલી જવાનું નથી.

જે ન્યાય મુસલમાન સમાજના સંબંધમાં કહેવાયલો છે તે જ ન્યાય ક્રિશ્ચિયન સમાજના સંબંધમાં પણ લાગૂ પડી શકે છે. રાજ્યકર્ત્તાઓ પોતાના રાજ્યશકટને અવ્યાહત ગતિથી ચલાવવામાટે નિરંતર એક આત્મસદશ–પોતાના જેવી–જાતિને ઉત્પન્ન કરતા રહે છે એ નિયમ અનુસાર મુસલમાનોએ એવા વટલેલાઓની એક જાતિ ઉત્પન્ન કરેલી છે કે જે અત્યારે પણ ભારતવર્ષમાં વિદ્યમાન હોઇને હિન્દુઓના ઉન્નતિપથમાં વિઘ્નકારિણી થતી રહે છે અને અત્યારના હિન્દુસ્તાનના રાજ્યકર્તાઓ અધિક બુદ્ધિમાન તથા રાજનીતિપરાયણ હોવાથી તેમણે અત્યારના સુશિક્ષિત મનુષ્યોમાંના અનેક સુશિક્ષિત મનુષ્યોને બુદ્ધિહીન કરી નાખીને પોતાના રાજ્યશકટને ચલાવવામાટે ઉપયુક્ત થઇ પડે તેવા પ્રકારની કાળા અંગ્રેજોની એક જાતિને જેવી રીતે નિર્માણ કરી લીધી છે તેવી જ રીતે વટલેલા હિન્દુઓના એક ક્રિશ્ચિયન સમાજને પણ ઉત્પન્ન કરી લીધો છે. અર્થાત્ હિન્દુસ્તાનમાં જૂદાં જૂદાં મિશનોદ્વારા વટલીને ક્રિશ્ચિયન થઇ ગયેલા હિન્દુઓની સંખ્યા ત્રીસથી ચાળીસ લાખની હોવી જોઇએ એવું નિશ્ચયાત્મક અનુમાન કરી શકાય છે. આશાસ્વામી

પિતાના યૂથમાં અન્યધર્મીઓને આકર્ષવાના ક્રિશ્ચિયનોના પદ્ધતિપુરઃસર તથા નાનાવિધ પ્રયત્નો એક રીતે મુસલ્માનોના હિન્દુઓને વટલાવીને મુસલ્માન બનાવી લેવાના પ્રયત્નો કરતાં પણ અધિક ભયાનક તથા વિશેષ વિઘાતક છે એ આપણે નિરંતર સ્મરણમાં રાખવાનું છે. આપણી માન્યવર અંગ્રેજ સરકાર જો કે ધર્મના વિષયમાં કોઈ પણ પ્રકારનો હસ્તાક્ષેપ ન કરવાનો અને સંપૂર્ણ ઉદાસીનતાને જાળવવાનો દંભ દર્શાવતી રહે છે; તથાપિ ક્રિશ્ચિયન્ ધર્મને તેમ જ ક્રિશ્ચિયન્ મિશનરીઓ-ધર્મપ્રચારકો-ને એ જ અંગ્રેજ સરકાર ધર્મપ્રચાર-ક્રિશ્ચિયનધર્મના પ્રચાર-માટે યથેચ્છ સહાયતા આપતી રહે છે એ અનુભવસિદ્ધ વાર્તા હોવાથી એના અધિક વિવેચનની આવશ્યક્તા નથી.

હિન્દુસ્તાનમાંના નેટિવ ક્રિશ્ચિયન્સ અથવા કાળા દેશી ખ્રીસ્તી લોકોની સ્થિતિ એક રીતે જોતાં બહુ જ દયાજનક છે; કારણ કે, તેઓ વટલી ગયેલા હોવાથી હિન્દુઓના સમાજમાં તો તેમની કશી પણ પ્રતિષ્ઠા છે જ નહિ અને રાજ્યકર્ત્તાઓ પણ તેમને તુચ્છતાદર્શક દૃષ્ટિથી જોતા રહે છે એ રહસ્ય પણ હવે સંપૂર્ણતયા તેમના જાણવામાં આવી ચૂક્યું છે. એ વટલીને ક્રિશ્ચિયન્ થયેલા હિન્દુઓમાં સ્વાભિમાન કિંવા આત્માભિમાન તો જાણે છે જ નહિ; પરંતુ સ્વદેશાભિમાન પણ તેમનામાં ક્વચિત્ જ દૃષ્ટિગોચર થઇ શકે છે એ વાર્તા નેટિવ ક્રિશ્ચિયન્ સમાજના સૂક્ષ્મ નિરીક્ષણથી તત્કાળ આપણા જાણવામાં આવી શકે છે. અર્થાત્ ' સાહેબ લોગ ' બની જવાની, ' સાહેબ લોગ ' પ્રમાણે વર્તવાની અને પોતાની પત્નીઓને ' મડમ લોગ ' બનાવી દેવાની મૂર્ખતાયુક્ત લાલસામાં લપટાઇને તે બિચારાઓએ પોતાની રક્તશુદ્ધિને પણ વિકૃત કરી નાખી છે.

' અંગ્રેજી રાજ્ય બહુ જ ઉત્તમ તથા ઉદાર હોવાથી જ આપણને શિક્ષણ તથા અન્નની પ્રાપ્તિ થતી રહે છે ' એવી જ વટલેલા-વટલીને ક્રિશ્ચિયન થયેલા-લોકોની માન્યતા હોવાથી અને એ માન્યતા અનુસાર તેઓ વર્તતા હોવાથી ઈ. સ. ૧૯૦૬ થી આપણા ભારતવર્ષમાં જે સ્વાતંત્ર્ય-સંગ્રામ આરંભાયો છે તે સ્વાતંત્ર્યસંગ્રામમાં એ લોકોએ હિન્દુઓ પ્રતિ વિશેષ કોઈ પણ પ્રકારની સહાનુભૂતિ દર્શાવેલી નથી અને હિન્દુઓનો પક્ષપાત કર્યો નથી એ કોણ નથી જાણતું વારુ ? સ્વાર્થત્યાગ, કારાગૃહવાસ, સ્વદેશી વસ્તુઓનો પ્રચાર તથા રાષ્ટ્રીય શિક્ષણ આદિ ક્ષેત્રોમાં આપણા મુંબઈ ઇલાકામાં જે નેટિવ ક્રિશ્ચિયનોએ કાંઈ પણ ઉલ્લેખનીય કાર્ય કરી બતાવ્યું હોય, તે નેટિવ ક્રિશ્ચિયનોની સંખ્યા આપણને કેટલીક મળી શકે તેમ છે વારુ ? બૅરિસ્ટર બાપ્ટિસ્ટા જેવા એકાદ અપવાદ વિના અન્ય કોઈ પણ નેટિવ ક્રિશ્ચિયને એ ક્ષેત્રમાં અત્યાર સુધીમાં કાંઈ પણ કાર્ય નથી કરી બતાવ્યું એમ અત્યન્ત શોકપૂર્વક અમારે કહેવું પડે છે અને એનું કારણ ઉપર દર્શાવેલું છે તે જ છે. કેટલાક રેવરંડો સાથે ધર્મભ્રષ્ટોની શુદ્ધિના સંબંધમાં વાર્તાલાપ તથા વાદવિવાદ કરવાનો પ્રસંગ જ્યારે જ્યારે પણ અમોને પ્રાપ્ત થયેલો છે ત્યારે ત્યારે એ એ વટલીને ક્રિશ્ચિયન થયેલા લોકોના મુખમાંથી એવા જ ઉદ્‌ગારો નીકળતા અમારા સાંભળવામાં આવ્યા છે કે: " અંગ્રેજો પોતે ક્રિશ્ચિયન્સ હોવાથી અંગ્રેજોનું રાજ્ય તે અમારું પોતાનું જ રાજ્ય છે. " એક રેવરંડ મહાશયે તો એટલી સીમાપર્યન્ત બોલવાની ધૃષ્ટતા કરી હતી કે: " અમારા જેવા અન્ય ધર્મમાંથી વટલીને ખ્રીસ્તી થયેલા લોકોનો સમાજ જ્યારે બહુ જ મોટો થઈ જશે ત્યારે વેળાએ અંગ્રેજ નેટિવ ક્રિશ્ચિય-

નોના હસ્તમાં ભારતવર્ષનું રાજ્ય સોંપી દઇને પોતે પાછા વિલાયત ચાલ્યા જશે. ” નવીનતાથી કહેવાની ને લખવાની આવશ્યકતા છે જ નહિ કે **'अर्थस्य पुरुषो दासः'** 'પુરુષ પૈસાનો ગુલામ છે;' એ ઉક્તિની સાર્થકતા એ અન્નમાટે ઓશિયાળા થઇ બેઠેલા ધર્મભ્રષ્ટ મનુષ્યોમાં સંપૂર્ણ પરિમાણમાં દૃષ્ટિગોચર થયા કરે છે; કારણ કે અન્નપ્રાપ્તિના કારણથી અંગ્રેજી અથવા ક્રિશ્ચિયન રાજ્યના ગુણાનુવાદ ગાવામાં જ તેઓ પોતાના માનવજન્મની ધન્યતાને અનુભવતા રહે છે.

વટલીને મુસલ્માન થયેલા હિન્દુઓની સહાયતાથી મુસલ્માનોએ જેવી રીતે આપણા અંતઃકરણમાં છુરી ભોંકી દીધી છે તેવી જ રીતે અંગ્રેજોએ પણ એ મિશનરીઓ-વટલીને ક્રિશ્ચિયન થઇ ગયેલા હિન્દુ મિશનરીઓ—ની સહાયતાથી આપણા વક્ષઃસ્થલને વિદારી નાખવાના વ્યવસાયને આરંભી દીધો છે; કારણ કે, અંગ્રેજો અથવા યૂરોપીયયનોના કિંવા યૂરોપીયન મિશનરીઓના મનમાં હિન્દુઓને વટલાવીને ક્રિશ્ચિયન બનાવવામાટેનો જેટલો ઉત્સાહ હોય છે તેથી સોગણો વધારે ઉત્સાહ એ વટલીને ખ્રીસ્તી થયેલા મિશનરીઓના મનમાં વસેલો હોય છે અને તેથી અત્યારે આપણા વિશાળ હિન્દુસ્તાનમાં જે અનેક ક્રિશ્ચિયન્ મિશન્સ્ અસ્તિત્વ ધરાવે છે તે ક્રિશ્ચિયન્ મિશનોના કાર્યને આટલી સીમાપર્યન્ત વિજયશાલી તથા સર્વવ્યાપક કરનાર એ નેટિવ ક્રિશ્ચિયનો જ છે એમ કહેવામાં કોઇ પણ પ્રકારનો પ્રલવાય છે જ નહિ. સારાંશ કે, મિશનરીઓનાં દવાખાનાં, હૉસ્પિટલ્સ, હાઇ સ્કૂલ્સ તથા કૉલેજો આદિ સર્વ સંસ્થાઓમાં જો કોઇ પણ એકસત્રત્વ તથા એક ધોરણ હોય તો તે હિન્દુઓને વટલાવીને ક્રિશ્ચિયન—ખ્રીસ્તી—કરવા-

ાનું જ છે. શિક્ષણ તથા ઔષધ આદિના આમિષથી તેમ જ કેટલીક બીજી લાલચોથી જેટલાં સારાં માછલાંને પોતાના જાળમાં કોઇ પણ પ્રકારના પોકાર વિના સપડાવી શકાય તેટલાં માછલાંને સપડાવી લેવાના એમના ઉદ્યોગો અહર્નિશ ચાલતા રહે છે. ઇ. સ. ૧૯૦૫ માં બેલગાંવની મિશન-સ્કૂલમાં અભ્યાસ કરતી વેળાએ વાઇનિવાસી શા. મહાદેવ શાસ્ત્રી દિવેકરને આ વિષયનો પ્રત્યક્ષ અનુભવ થયો હતો. દુષ્કાળ આદિ દૈવી આપત્તિઓના સમયમાં તેમ જ રોગજન્ય પીડાના પ્રસંગમાં મિશનરીઓના ઔપચારિક સદ્વર્તનથી ભોળવાઇને તથા અજ્ઞાનવશ થઇને પુષ્કળ હિન્દુઓ પોતાના ધર્મ તથા પોતાના સમાજને ત્યાગીને ક્રિશ્ચિયન્ થઇ ગયા છે અને એનાં આપણને જેટલાં જોઇએ તેટલાં પ્રમાણો અત્યારે મળી શકે તેમ છે.

હિન્દુઓને બળાત્કાર તથા અત્યાચારથી વટલાવીને મુસલ્માન બનાવવાથી જેવી રીતે મુસલ્માનોની સંખ્યા વધી ગઇ હતી તેવી જ રીતે હિન્દુઓને નાનાવિધ લાલચોમાં લપટાવીને તથા ભોળવીને ક્રિશ્ચિયન્ બનાવી દેવાથી અત્યારે નેટિવ્ ક્રિશ્ચિયનોની સંખ્યા પણ વધી ગયેલી છે. હિન્દુ-સ્તાનના વતની હિન્દુઓની અત્યંત ધર્મિષ્ઠતા તથા ભોળાઇનો પોર્ટુગીજ લોકોએ બહુ જ સારો લાભ લઇ લીધો હતો. પોર્ટુગીજોએ હિન્દુઓને ક્રિશ્ચિયન બનાવવાની બળાત્કાર ઉપરાંત એક બીજી અલૌકિક યુક્તિ શોધી કાઢી હતી અને તે એ કે જે તળાવો તથા કૂવાઓમાંથી હિન્દુઓ પીવાનું પાણી ભરી જતા હતા તે તળાવો તથા કૂવાઓમાં પોર્ટુ-ગીજ લોકો પોતાના ખાધેલા પાઉંના કકડા તેમ જ એઠાં બિસ્કીટો નાખી દેતા હતા અને પોતે આસપાસ છુપાઇ રહેતા હતા. પોર્ટુગીજોના આ દુષ્કૃત્યની જેમને જાણ ન

હોય તેવા અજાણ્યા હિન્દુઓ આવીને એ તળાવો કે કૂવાનું પાણી ભરીને પીએ એટલે તત્કાળ મિશનરીઓનાં સમુદાયો ત્યાં આવી લાગતા હતા અને 'બસ, હવે તમો ક્રિશ્ચિયન થઈ ગયા' એમ કહીને તે હિન્દુઓના શરીરપર 'બાપ્ટિઝમ'નું પાણી છાંટી દેતા હતા. અર્થાત્ લબાડ મિશનરીઓએ આવા પ્રકારની નીચ યુક્તિપ્રયુક્તિઓવડે જે હિન્દુઓને વટલાવીને ક્રિશ્ચિયન્ કરી નાખ્યા હોય, તે વટલેલા હિન્દુઓને શુદ્ધ કરી લઈને તેમનામાં મિશનરીઓ સમક્ષ ઊભા રહી છાતી ઠોકીને "જુઓ, તમારૂં પાણી પીવાથી તથા તમારાં બિસ્કીટો ખાવાથી તો શું, પણ અરે મિશનરી બચ્ચાંઓ! તમોને પોતાને જ આખાને આખા મોઢામાં ગળી જવાથી પણ હું વટલી જાઉં તેમ નથી એટલી સીમાપર્યન્ત મારો હિન્દુધર્મ શ્રેષ્ઠ છે!!!" આવા શ્રી સમર્થ સમાન ઉદ્ગારો કાઢવાના સામર્થ્યને ઉત્પન્ન કરી દેવાની અત્યારના સમયમાં અત્યંત આવશ્યકતા છે. અત્યારે હિન્દુસ્તાનમાં વટલીને ક્રિશ્ચિયન્ થઈ ગયેલા જે મનુષ્યો આપણા જોવામાં આવે છે તેમનામાંના એંસીથી પંચાસી ટકા જેટલા મનુષ્યોને તેમની અજ્ઞતાનો લાભ લઈને, તેમની સાથે છેતરપિંડી કરીને, દુષ્કાળજન્ય સંકટમાંથી તેમનો સામયિક ઉદ્ધાર કરીને અને તેમના રોગોની ચિકિત્સા કરીને જ વટલાવવામાં તથા ક્રિશ્ચિયન્ બનાવી દેવામાં આવ્યા છે એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા નથી અને તેટલામાટે જે અનેક પ્રકારની દૃષ્ટિથી પરદેશસ્થ કિંવા શુદ્ધ મુસલ્માનોને વર્જ્ય કરીને બાકીના વટલીને મુસલ્માન થયેલા હિન્દુઓને પાછા એકજાત હિન્દુ કરી લેવાની જેટલા પરિમાણમાં આવશ્યકતા છે તે જ સર્વ દૃષ્ટિથી, સર્વ પ્રમાણોથી તથા ન્યાયથી વટલીને ક્રિશ્ચિયન્ થઈ ગયેલા

હિન્દુઓને પણ પાછા શુદ્ધિદ્વારા હિન્દુ કરી લેવાની તેટલા જ પરિમાણમાં આવશ્યકતા છે. સારાંશ કે, જેમના આચારવિચાર, જેમની પરંપરા તથા જેમની રક્તશુદ્ધિ ઉત્તમ હોય અને જેઓ હિન્દુસમાજમાં પાછા આવવાની તથા હિન્દુધર્મને પુનઃ સ્વીકારણ કરી લેવાની તીવ્ર ઇચ્છા ધરાવતા હોય તેવા ધર્મભ્રષ્ટોને જ શુદ્ધ કરી લેવા જોઇએ એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા નથી. નકામી દાઢને ભેગી કરવાથી આપણો કશો પણ શુક્રવાર નથી થવાનો એ આપણે કદાપિ ભૂલી જવાનું નથી.

દેશી ક્રિશ્ચિયનો કિંવા કાળા ક્રિશ્ચિયનોના સમાજની જે સ્થિતિ અત્યારે આપણા જોવામાં આવે છે તે સ્થિતિ હવે પછી ભવિષ્યમાં પણ દીર્ઘ કાલ પર્યન્ત એવીજ રહેશે એમ જણાતું નથી; કારણ કે, નેટિવ ક્રિશ્ચિયનોમાં દિવસાનુદિવસ સાક્ષરતાની વૃદ્ધિ થતી હોવાથી પોતાના દિવસાનુદિવસ વધતા જતા દારિદ્ર્ય તથા અનાદરને તેઓ હવે જાણવા લાગી ગયા છે; માત્ર એટલું જ નહિ, પણ મુસલમાન સમાજ કરતાં ક્રિશ્ચિયનસમાજ સુન તથા બુદ્ધિમાન હોવાથી એ નેટિવ ક્રિશ્ચિયનોના સમાજના હસ્તથી હવે પછી હિન્દુદ્રોહ તથા તથા દેશદ્રોહ જેવાં પાતકો વિશેષ પરિમાણમાં નથી જ થવાનાં એવી અમારી પોતાની દઢ માન્યતા થઇ ગઇ છે અને એ માન્યતા થવાનું કારણ એ છે કે હિન્દુસ્તાનમાંના એ ક્રિશ્ચયનોને 'આ હિન્દુસ્તાન આપણી જન્મભૂમિ કિંવા માતૃભૂમિ છે' એમ હવે ભાસવા લાગ્યું છે અને પોતાની જન્મભૂમિના ઉદ્ધારમાટે તેઓ રાજનૈતિક સંગ્રામમાં યથાનુક્રમ પોતાની ભારતસંતાન તરીકેની ભૂમિકાને ભજવવા મંડી જશે એટલે તેમની અસારની સંકુચિત દૃષ્ટિ પોતાની મેળેજ વિશાળ થતી જશે

અને તેમ થતાં હિન્દુસમાજમાં પરાપૂર્વથી જે સહિષ્ણુતાનો સ્વાભાવિક સમાવેશ થયેલો છે તે સહિષ્ણુતાનો નેટિવ્ ક્રિશ્ચિયનોના સમાજમાં પણ સત્વરજ આવિર્ભાવ થયેલો આપણા જોવામાં આવી શકશે. અર્થાત્ ' હિન્દુઓ સાથે સહકાર્ય કર્યા વિના આપણો ઉદ્ધાર નથી જ થવાનો અને દેશના તારણનો જો કોઇ પણ ઉપાય હોય તો તે પરસ્પર સહકારિતાજ છે; ' એવો નેટિવ્ ક્રિશ્ચિયન્ સમાજનો નિશ્ચય થતાંની સાથે જ નેટિવ્ ક્રિશ્ચિયનો હિન્દુઓના સમાજને ત્રાસ આપતા અવશ્ય અટકી જશે. દેશી ક્રિશ્ચિયનોનાં ભાષા,પોશાક તથા જીવનનિર્વાહપદ્ધતિ આદિ હિન્દુઓ સમાન હોવાથી હિન્દુસમાજ તથા એ ક્રિશ્ચિયનસમાજની બહુ જ સત્વર એકરૂપતા થઇ જશે એ સર્વથા નિર્વિવાદ છે. 'ભારતવર્ષમાં જે અનેક ધર્મો, અસંખ્ય પંથો તથા અપરિમિત મતો અસ્તિત્વ ધરાવે છે તેમનામાંનો આપણો એક ધર્મ અથવા સંપ્રદાય છે અને તે ધર્મ હિન્દુઓના ધર્મથી ભિન્ન હોવા છતાં પણ હિન્દુસમાજની પરધર્મસહિષ્ણુતા અદ્વિતીય હોવાથી કેવળ ધર્મભિન્નતાના કારણથી હિન્દુઓ આપણને કદાપિ ત્રાસ આપવાના નથી ' આવી માન્યતા થઇ જતાં દેશી ક્રિશ્ચિયનો હિન્દુઓ સાથે મિત્રભાવથી વર્તતા રહેશે અને દેશબંધુતાના ધર્મને પૂર્ણ કરી બતાવશે. વસ્તુતઃ ક્રિશ્ચિયનસમાજ કરતાં હિન્દુસ્તાનમાંનો મુસલ્માનસમાજ જ હિન્દુઓમાટે ભયંકર, અધિક બાધક તથા અત્યંત વિઘાતક થઇ પડવાનો સંભવ હોવાથી એ હિન્દુસ્તાનમાંના મુસલ્માનસમાજને આત્મસાત્ કરી લેવાના સાત્ત્વિક, રાજસ તથા તામસ ઉપાયો અમો હવે પછી સવિસ્તર દર્શાવવાના છીએ, એટલે અત્યારે જ તે ઉપાયોનો ઉલ્લેખ અમો નથી કરતા.

ધર્મભ્રષ્ટોનો પ્રાયશ્ચિત્તવિધિ

હિન્દુસમાજ, હિન્દી રાષ્ટ્ર તથા હિન્દુધર્મ એ સર્વ દૃષ્ટિથી ધર્મભ્રષ્ટોના શુદ્ધિકરણની અત્યન્ત તથા અનિવાર્ય આવશ્યકતા છે એ વાર્તા તો અત્યારસુધી કરાયલા વિસ્તૃત વિવેચનથી સુજ્ઞ પાઠકો તથા પાઠિકાઓના લક્ષમાં આવી ગઇ હશે જ. અર્થાત્ હિન્દુસમાજમાંથી નીકળીને જે મનુષ્યો ક્રિશ્ચિયન્ કિંવા મુસલ્માનોના સમાજમાં જઇ મળ્યાં હોય તે મનુષ્યોને હિન્દુઓના સમાજમાં પાછાં સ્વીકારી લેવામાટેજ આ કાર્ય કરવાનું છે. અહીં કેટલાક લોકો કદાચિત્ એમ કહેવાને પણ તત્પર થઇ જશે કે: "એનાથી પણ આગળ વધીને અન્યધર્મીયોને પણ હિન્દુ બનાવી દેવાના યુદ્ધને આપણે આરંભી દઇએ, તો તેમાં ખોટું શું છે વારુ?" પરંતુ આ વિષયના સંબંધમાં અમારો પોતાનો એવો અભિપ્રાય છે કે નિરાકરણીય સર્વ પ્રશ્નોના રાશિને આપણા સમક્ષ ખડકી દઇને તે સર્વ પ્રશ્નોના નિરાકરણ વિષયક ઉદ્યોગને જો આપણે આરંભી દઇશું તો એ સર્વ પ્રશ્નોમાંના એક પ્રશ્નનું પણ આપણાથી યોગ્ય તથા સંતોષજનક નિરાકરણ કરી શકાય તેમ નથી: કારણ કે, મુખમાં જો અન્નના ગ્રાસોને ઉપરાસાપરી આપણે ઠાંસતા રહીએ તો તે સર્વ ગ્રાસો ગળામાં અટકી પડતાં આપણો જીવ જેવી રીતે એકદમ ગભરાઇ જવાનો સંભવ હોય છે તેવી જ રીતે આ સર્વ પ્રશ્નોને તેમના નિરાકરણમાટે સામટા સ્વીકારી લેવાથી આપણા સમાજમાંના અશિક્ષિત જનો ગભરાઇ તથા અકળાઇ જાય એ સર્વથા સ્વાભાવિક જ છે; માત્ર એટલું જ નહિ, પણ સર્વથા પરકીય-પરદેશીય તથા પરધર્મીય-સમાજમાંના લોકોને એટલે કે યૂરોપીયન, ફ્રેન્ચ, જર્મન,

પોર્ટુગીઝ, ઈટાલિયન, ડચ તથા આરબ ઇત્યાદિને હિન્દુધર્મ તથા હિન્દુસમાજની દીક્ષા આપવા સુધીનું રાષ્ટ્રીય સ્વરૂપ અદ્યાપિ આ પ્રશ્નને પ્રાપ્ત નથી થયું અને તેથી જ વિશ્વમાંના સર્વ માનવસમાજના હિન્દુકરણના પ્રશ્નને અત્યારે મુલ્તવી રાખીને આપણા હિન્દુસમાજમાં મળીને જેઓ તત્કાળ એકરૂપ થઇ જાય તેમ છે તેવા લોકોની શુદ્ધિના કાર્યને જ દઢતાથી આગળ ચલાવવા રહેવાની આવશ્યકતા છે એ કોઇ પણ કહી શકે તેમ છે.

જ્યાંસુધી આપણા હિન્દુસમાજને શુદ્ધિકાર્યની આવશ્યકતા નહોતી ત્યાંસુધી શાસ્ત્રીઓ તથા પંડિતોને શાસ્ત્રોમાંથી પ્રાયશ્ચિત્તો પણ મળી શકતાં ન હોતાં; પરંતુ હવે સમાજની શુદ્ધિકાર્ય વિષયક આકાંક્ષાના સાક્ષાત્કારથી જો શાસ્ત્રીઓ તથા પંડિતો શુદ્ધિકાર્યના રહસ્યને જાણી જશે, તો તેઓ શાસ્ત્રોમાંથી સુલભ પ્રાયશ્ચિત્તોને શોધી કાઢીને જનતા સમક્ષ રજૂ કર્યા વિના નહિ જ રહે એવી અમારી દઢ માન્યતા છે. અત્યારે તો જો કોઇ મનુષ્યના હસ્તથી સમાજમાં રૂઢ ન હોય તેવા કોઇ વિષયનું આચરણ જાણે કે અજાણે થઇ ગયું હોય અને તે મનુષ્ય 'સમાજ મને બહિષ્કાર ન આપી દે તો સારું,' એવા ભયથી કોઇ પંડિત પાસે પ્રાયશ્ચિત્તનો વિધિ પૂછવાને જાય, તો તેને એવો અને એટલો અગડબંબ પ્રાયશ્ચિત્તવિધિ દર્શાવવામાં એ છે કે તે પ્રાયશ્ચિત્તવિધિ તે બિચારાના હસ્તથી થવાનો બહુધા સંભવ જ નથી હોતો. પરંતુ પ્રાયશ્ચિત્તના આવા અગડબંબ વિધિઓ દર્શાવવા તે પ્રાયશ્ચિત્તશાસ્ત્રના રહસ્યને ન જાણવાનું જ ભયંકર પરિણામ છે; કારણ કે, પ્રાયશ્ચિત્તશાસ્ત્ર જેણે જાણે કે અજાણે એક વાર કાંઇ પણ પ્રમાદ કર્યો હોય તેને અલ્પ શિક્ષા આપીને પુનઃ તેવો પ્રમાદ ન કરવા માટેની

સત્યના આપનારું શાસ્ત્ર છે. કોઇ પણ માનવસમાજમાં કોઇ પણ કાળમાં સર્વ મનુષ્યો સર્વથા સજ્જન જ હોય છે અથવા તો સર્વ મનુષ્યો સર્વથા દુર્જન જ હોય છે એવી સ્થિતિ ભૂતકાળમાં કદાપિ હતી નહિ, વર્તમાનકાળમાં છે નહિ અને ભવિષ્યકાળમાં થવાની સંભાવના પણ નથી. અર્થાત્ સમાજમાં સજ્જનતા તથા દુર્જનતા એ ઉભય વૃત્તિઓનું સર્વકાળમાં મિશ્રણ થયેલું હોય છે એટલે જો શાસ્ત્રકારો કઠિન પ્રાયશ્ચિત્તો કરાવવાના નિયમને જ વળગી રહે અને પરિસ્થિતિનો લેશમાત્ર પણ વિચાર ન કરે, તો તેનું એ જ પરિણામ થવાનો સંભવ છે કે જે મનુષ્ય પ્રાયશ્ચિત્તવડે શુદ્ધ થવામાટે કટિબદ્ધ થયેલો હોય તેણે કાં તો પોતાના પ્રાણોને ત્યાગી દેવા અને કાં તો પ્રાયશ્ચિત્તની વ્યર્થતાને સિદ્ધ કરી બતાવવી. સારાંશ કે, અત્યારની પરિસ્થિતિમાં શુદ્ધિકાર્યના વિષયમાં પ્રાયશ્ચિત્તશાસ્ત્રના રહસ્યને લક્ષમાં લઇને જેમાં અતિશય ખર્ચ થવાનો સંભવ હોય તેવાં પ્રાયશ્ચિત્તોને ન દર્શાવતાં અલ્પવ્યય તથા સર્વસુલભ પ્રાયશ્ચિત્તોને જ શોધી કાઢવાનો પ્રયત્ન કરવો જોઇએ, એ નવીનતાથી કહેવાની આવશ્યક્તા છે જ નહિ.

એવાં સુલભ પ્રાયશ્ચિત્તો સ્મૃતિ ગ્રંથોમાં દર્શાવેલાં છે અને તે આ પ્રમાણે:—

દેવલસ્મૃતિ

" प्रायश्चित्तविहीनं तु यदा तेषां कलेवरम् ।
कर्तव्य स्तत्र संस्कारो मेखलादंडवर्जितः ॥११॥
अथ संवत्सरा दूर्ध्वं म्लेच्छै र्नीतो यदा भवेत् ।
प्रायश्चित्ते तु संकीर्णे गंगास्नानेन शुद्ध्यति ॥१५॥
ह्रासो न विद्यते यस्य प्रायश्चित्तं दुरात्मनः ।
गुप्त-कक्षशिरो भ्रूणां कर्तव्यं केशवापनम् ॥२३॥

न कृतं मैथुनं तामि रभक्ष्यं नैव भक्षितम् ।
शुद्धिस्तदा त्रिरात्रेण म्लेच्छान्ने नैव भक्षिते ॥३९॥
रजस्वला यदा स्पृष्टा म्लेच्छेनान्येन वा पुनः ।
त्रिरात्र मुषिता स्नात्वा पंचगव्येन शुद्ध्यति ॥४०॥
स्पृष्ट्वा रजस्वलाऽन्योन्यं ब्राह्मणी शूद्रजा तथा ।
पंचरात्रं निराहारा पंचगव्येन शुद्ध्यति ॥ ४२ ॥
असवर्णेन यो गर्भः स्त्रीणां योनौ निषिच्यते ।
अशुद्धा सा भवेन्नारी यावच्छल्यं न मुंचति ॥ ५० ॥
विनिःसृते ततः शल्ये रजसो वाऽपि दर्शने ।
तदा सा शुद्ध्यते नारी विमलं कांचनं यथा ॥ ५१ ॥
कुर्यात्स्नानं सचलं तु दिन मेकम भोजनम् ॥ ५८ ॥
स्त्रीणां चेव तु शूद्राणां पतितानां तथैव च ।
पंचगव्यं न दातव्यं दातव्यं मन्त्रवर्जितम् ॥ ६१ ॥
पंचाहात्सहवासेन संभाषणसहाशनैः ।
संप्राश्य पंचगव्यं तु दानं दत्त्वा विशुद्ध्यति ॥ ७२ ॥

દેવલસ્મૃતિ એકમાત્ર શુદ્ધિકાર્યમાટે જ ઉત્પન્ન થયેલી હોવાથી દેવલસ્મૃતિમાં કહેલાં પ્રાયશ્ચિત્તોને જ અધિક પ્રમાણભૂત માનવાની અનિવાર્ય આવશ્યકતા છે એ કોઇ પણ બુદ્ધિમાન્ મનુષ્ય કહી શકે તેમ છે. દેવલસ્મૃતિમાં વર્ણવાયલાં પ્રાયશ્ચિત્તોનું વલણ એવુંજ દેખાય છે કે ત્રૈવર્ણિકોમાંના જે પુરુષો હોય તેમનું ક્ષૌર કરાવીને તેમનો દ્વિતીય વાર ઉપનયનસંસ્કાર કરવો. ઉપનયનનો સુશોભિત વિધિ અતિશય સ્વલ્પ તથા સુલભ છે. આમ હોવા છતાં પણ જો ઉપનયનનો વિધિ ત્રાસદાયક ભાસતો હોય, તો ક્ષૌર કરાવીને ગંગાસ્નાન કરી લેવાથી, તેમ જ એક દિવસ અપવાસ કરીને પંચગવ્યને પ્રાશી લેવાથી પણ ધર્મભ્રષ્ટ પુરુષની શુદ્ધિ થઇ જાય છે. સામાન્યતઃ તીર્થક્ષેત્રમાં જવા પછી સર્વથી

પ્રથમ ક્ષૌર, ત્યારપછી સચૈલ સ્નાન તથા તીર્થોપવાસ આદિ કાર્યો જે વિધિથી કરવાનાં હોય તે વિધિથી કરી લેવાય એટલે પછી શુદ્ધિમાં કોઇ પણ પ્રકારની ન્યૂનતા રહેતી જ નથી. ધર્મભ્રષ્ટ મનુષ્યો જો ત્રૈવર્ણિક એટલે કે, બ્રાહ્મણ, ક્ષત્રિય અથવા વૈશ્ય હોય, તો તેમણે પુનઃ ઉપનયનનો વિધિ કરવો જ જોઇએ એવો અમારો પોતાનો તો દઢ અભિપ્રાય છે અને ત્રૈવર્ણિકોની શુદ્ધિનો એ વિધિ અમને વિશેષ પ્રશસ્ત જણાય છે. છતાં જો કોઇની એ ઉપનયનવિધિ કરવાની ઇચ્છા ન હોય અથવા તો એથી કોઇ પણ પ્રકારની બાધા ઉપસ્થિત થવાનો સંભવ હોય, તો પછી પુરુષો તથા સ્ત્રીઓ આદિ સર્વની શુદ્ધિનો વિધિ એક ક્ષૌરને વર્જ્ય કરીને અન્ય સર્વ વિષયોમાં એક જ પ્રકારનો હોવો જોઇએ; એટલે કે પુરુષોનું ક્ષૌર થવું જોઇએ અને સ્ત્રીઓનું ક્ષૌર ન થવું જોઇએ. શુદ્ધિકાર્ય ગંગા, યમુના, ગોદાવરી, કૃષ્ણા, સરસ્વતી, સિંધુ, નર્મદા, તથા સાભ્રમતી આદિ કોઈ પણ પવિત્ર નદીના તીરપ્રાંતવર્તી તીર્થક્ષેત્રમાં થવું જોઇએ અને જો શક્યતા હોય તો એ શુદ્ધિકાર્યમાટે એકાદશી અથવા અમાવાસ્યા જેવી કોઈ પર્વણીના અવસરને નિયત કરવામાં આવે તો વધારે સારું; કારણ કે, તીર્થક્ષેત્ર, પર્વણી, નદી અથવા નદીઓના સંગમ તેમ જ કોઈ યાત્રાના પ્રસંગનો લાભ લેવાથી એ કાર્યને પવિત્રતર સ્વરૂપની પ્રાપ્તિ થાય છે એવી અનેક વિદ્વાનો તથા ધર્મશાસ્ત્રકારોની દઢ માન્યતા છે. વિશિષ્ટ સ્થાનમાં તથા વિશિષ્ટ સમયે ધર્મભ્રષ્ટોને એકત્ર કરીને પ્રથમ દેશકાળનો ઉચ્ચાર કરી ' धर्मान्तरकृतपापक्षालनार्थं प्रायश्चित्तं करिष्ये ' ( અર્થાત્ ' ધર્માન્તરજન્ય પાપના ક્ષાલનમાટે હું પ્રાયશ્ચિત્ત કરું છું. ' ) એવા પ્રકારનો સંકલ્પ કરાવીને સચૈલ સ્નાન કરાવવું. ત્યારપછી ક્ષૌર કરાવીને પુનઃ સ્નાન કરાવવું અને તત્પશ્ચાત્ એક વ્યક્તિ હોય

કિંવા કુટુંબોનાં કુટુંબો તથા અનેક વ્યક્તિઓ હોય, તો તેમને ગંધનો લેપ કરાવવો. (ગંધ તથા શિખા એ બે હિન્દુત્વનાં મુખ્ય ચિહ્નોને અવશ્ય રાખવાંજ જોઇએ). પ્રાયશ્ચિત્ત કરનારા સર્વ જનોએ પંચગવ્ય અર્પવું અને પ્રસાદ તરીકે તેમણે તુલસીપત્ર ખાવાં. તુલસી, વૃંદાવન, તથા ગીતા એ ત્રણેની આસપાસ તેમને પ્રદક્ષિણાઓ કરાવવી તેમ જ સ્ત્રીઓને તુલસીની પૂજા કરવાનું તથા પુરુષોને પ્રતિદિવસ ગીતાનો પાઠ કરવાનું કહીને ગીતાના નિમ્નલિખિત શ્લોકો-નો સર્વ સ્ત્રીપુરુષોના મુખથી ત્રણ વાર ઉચ્ચાર કરાવવો અને એ શ્લોકોનો અર્થ પણ તેમને કરી બતાવવો. તે શ્લોકો આ છેઃ—

" श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठित त् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥
मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनय
स्त्रियो वैश्यास्तथा शूद्रा स्तेऽपि यान्ति परां गतिम् ॥
अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यगव्यवसितो हि सः ॥
क्षिप्रं भवति धर्मात्मा शाश्वच्छांतिं निगच्छति ।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥
ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥
यतः प्रवृत्ति र्भूतानां येन सर्व मिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः " ॥

અર્થાત્ "સારી રીતે પાળેલા પરધર્મ કરતાં સ્વધર્મ-પોતાનો ધર્મ-ઓછા ગુણવાળો હોય, તો પણ તે ઉત્તમ છે; સ્વધર્મમાં મૃત્યુ થઇ જાય તો તે પણ સારૂં - અને પરધર્મ (જીવનદાતા હોવા છતાં પણ) ભયાવહ છે." ગીતા અ. ૩ શ્લો. ૩૫. "હે પાર્થ મારો આશ્રય ધાર-

નાર પાપિષ્ઠ હોય, સ્ત્રીઓ હોય, વૈશ્યો હોય તથા શુદ્રો હોય, તો તેઓ પણ પરમગતિને પામે છે." "ગીતા, અ. ૯, શ્લો. ૩૨ "કોઇ મહાદુરાચારી મનુષ્ય પણ જો કેવળ મને જ અનન્ય ભાવથી ભજતો હોય, તો તેને સાધુ જ માનવો: કારણ કે; તે શુભનિશ્ચયી છે." ગીતા, અ. ૯, શ્લો. ૩૦ "( મને ભજવાથી ) અલ્પ કાળમાં જ તે (દુરાચારને ત્યાગીને) ધર્માત્મા થઈ જાય છે અને શાશ્વત શાંતિને પ્રાપ્ત કરી લે છે. હે કૌન્તેય, મારો ભક્ત કદાપિ વિનાશને પામતો જ નથી, એ તારે નિશ્ચયપૂર્વક જાણી લેવું. "ગીતા, અ. ૯, શ્લો. ૩૧ "હે અર્જુન, યંત્ર ઉપર બેસાડેલા ( પૂતળાની પેઠે ) સર્વ ભૂતોને ઈશ્વર પોતાની માયાવડે ભ્રમાવતો સર્વ ભૂતોના હૃદયસ્થળમાં વસે છે." ગીતા, અ. ૧૮, શ્લો. ૬૧ "જેનાથી સર્વભૂતો ઉત્પન્ન થયેલા છે, જેનાવડે આ સર્વ ( જગત્ ) વ્યાપ્ત છે, તે ( સર્વેશ્વર ) ને પોતાનાં કર્મોવડે સારી રીતે પૂજીને મનુષ્ય સિદ્ધિને પામે છે." ગીતા, અ. ૧૮, શ્લો. ૪૬.*

---

*સ્વ. ભારતમાર્તંડ પંડિતશ્રી ગટ્ટુલાલજીએ 'ભગવદ્‌ગીતા'-નું જે ઉત્કૃષ્ટ સમશ્લોકી ભાષાંતર કરેલું છે તેમાંના આ શ્લોકોનો સમશ્લોકી અનુવાદ અહીં એટલામાટે ઉદ્ધૃત કરવામાં આવે છે કે અર્થ સમજાવવામાટે એનો પણ ઉપયોગ કરી શકાય તેમ છે. તે અનુવાદ આ પ્રમાણે છે:—

"શ્રેષ્ઠ સ્વધર્મ વિગુણ, સુસિદ્ધ પરધર્મથી;
સ્વધર્મે મરણ શ્રેષ્ઠ, ભયો છે પરધર્મથી.
મુજને આશ્રયી પાર્થ, હોય જે હીન જાતિયો;
તે યે પામે પરગતિ, વૈશ્યો શૂદ્રો અને સ્ત્રિયો.
અનન્ય ભક્ત સેવે જો, સુદુરાચારી યે મને;
તો માનવો સાધુ જ તે, ચોંટ્યા સદ્‌વ્યવસાયને.
શીઘ્ર તે થાય ધર્માત્મા, નિરંતર લહે શમ;

ધર્મભ્રષ્ટોને હિન્દુધર્મના ઉજ્જવલ સ્વરૂપને લક્ષમાં રાખવામાટે-જો કે આટલા શ્લોકો પર્યાપ્ત છે; તથાપિ જો એવા જ પ્રકારના કેટલાક અન્ય શ્લોકો કિંવા ઉપનિષદોમાંના મન્ત્રોનો પણ ઉચ્ચાર કરવામાં આવે, તો તે પણ ઇષ્ટ જ છે. પરંતુ ઉપર્યુક્ત સરલ વિધિ પર્યાપ્ત છે એવી અમારી પોતાની તો દઢ માન્યતા છે. ઉપર્યુક્ત ગીતાશ્લોકોનો ધર્મભ્રષ્ટોના મુખથી પાઠ કરાવીને તથા એ શ્લોકોનો અર્થ સમજાવીને જો શક્ય હોય તો વૈદિક બ્રાહ્મણોએ અને વૈદિક બ્રાહ્મણો ન જ મળી શકે તો પછી જેઓ નિદાન સંધ્યાના જ્ઞાતા હોય તેવા બ્રાહ્મણોએ વેદમંત્રોના ઉચ્ચારસહિત હસ્તમાં દર્ભ ધારણ કરીને ધર્મભ્રષ્ટોપર ઉદકશાંતિના પ્રસંગે જેવો અભિષેક કરવામાં આવે છે તેવો અભિષેક કરવો. એક તામ્રપાત્રમાં સ્વચ્છ જળ ભરીને તેમાં જો મળી શકે તો થોડુંક ગંગાજળ મેળવવું અને મંત્રોચ્ચારસહિત તે પવિત્ર ઉદક દર્ભવડે માર્જનવિધિ અનુસાર તેમના શરીરપર સિંચવું.

અસ્તુ; હવે આવી રીતે જે ધર્મભ્રષ્ટોને શુદ્ધ કરી લેવામાં આવ્યા હોય તેમની જાતિ કઇ ઠરાવવી એ એક મહત્ત્વનો પ્રશ્ન આપણા નેત્રો સમક્ષ આવીને ઊભો રહે છે. કેટલાક લોકો એવો આક્ષેપ પણ કરતા રહે છે કે “તમો આવા ધર્મભ્રષ્ટોને આપણા સમાજમાં સ્વીકારીને આપણા સમાજની ધૂળધાણી કરી રહ્યા છો:” એટલામાટે હવે એ પ્રશ્નના નિરાકરણનો પણ આપણે યોગ્ય વિચાર કરવો જ જોઇએ.

---

જાણ નિશ્ચય કૌન્તેય, મદ્ભક્ત ન પડે ભ્રમ.
હૃદેશે સર્વ ભૂતોના, વસે ઇશ્વર અર્જુન;
ભમાવતો સ્વમાયાથી, યંત્રારૂઢ બધા જન.
ભૂતપ્રવૃત્તિ જેથી જે, વ્યાપી આ સર્વમાં રહે;
સ્વકર્મે સર્વ પૂજી, તેને સિદ્ધિ જનો લહે ”

## ધર્મભ્રષ્ટોની જાતિનો નિર્ણય

પોતાના સમાજથી બાહ્ય જનોને પોતાના સમાજમાં પ્રવિષ્ટ કરવાનો હિન્દુસમાજનો સ્વભાવ કેવા પ્રકારનો છે એ તો અમોએ પ્રસ્તુત લેખના આરંભમાં જ દર્શાવ્યું છે એટલે જો એ દૃષ્ટિથી વિચાર કરવામાં આવે તો એક એક અથવા બબ્બે વ્યક્તિઓને શુદ્ધ કરી લેવા કરતાં આખાં ગામનાં ગામો, કુટુંબનાં કુટુંબો અથવા આખી જાતિયોને એકસમયાવચ્છેદે શુદ્ધ કરી લેવાં એ વિશેષ શ્રેયસ્કર છે. જો કોઇ વ્યક્તિએ બે ચાર મહિના અથવા એક વર્ષ જેટલા અલ્પ કાળ પૂર્વેજ ધર્મભ્રષ્ટ થઇને કોઇ પણ પરધર્મમાં પ્રવેશ કરેલો હોય તો તે વ્યક્તિને શુદ્ધ કરીને તેની પૂર્વજાતિમાં જ સમાવિષ્ટ કરી લેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી; પરંતુ જો પરધર્મ તથા પરકીય સમાજમાં કોઇ વ્યક્તિની કેટલીક પેઢીઓ થઇ ગઇ હોય અને તે વ્યક્તિ પોતે જ શુદ્ધ થઇને પુનઃ હિન્દુધર્મમાં આવવાની ઇચ્છા ધરાવતી હોય, તો તે મનુષ્ય વ્યક્તિનો કઈ જાતિમાં સમાવેશ કરવો એ પ્રશ્ન સ્વાભાવિક જ ઉત્પન્ન થય છે; કારણકે, જો તેનો કોઇ ઉચ્ચ જાતિમાં સમાવેશ કરવામાં આવે, તો તે ઉચ્ચ જાતિના લોકો તેની સાથે રોટીબેટીવ્યવહાર કરવાને તૈયાર નથી થતા અને જો તેનો કોઈ નિમ્ન જાતિમાં સમાવેશ કરવામાં આવે, તો તેથી તે વ્યક્તિના હૃદયમાં સંતોષનો આવિર્ભાવ નથી થતો, આ સર્વ કારણોથી વૈયક્તિક શુદ્ધિકરણ ન કરતાં જો સામુદાયિક શુદ્ધિકરણ કરવામાં આવે, તો તે અધિક શ્રેયસ્કર થઈ પડે એ વાર્તા સર્વથા નિર્વિવાદ છે. જે સ્થાનમાં જાતિને વિશેષ મહત્ત્વ આપવાનો પરિપાક ન હોય તેવા સ્થાનમ વૈયક્તિક શુદ્ધિકરણ કરવામાં કોઇપણ પ્રકારની હાનિ નથી. ઉદાહરણ તરીકે પંજાબ તથા સિન્ધુ દેશ આદિ સ્થાનો

ઉભયપ્રકારના શુદ્ધિકરણમાટે અનુકૂલ છે; પરંતુ ગુજરાત તથા કાઠિયાવાડ જેવા જાતિની ઉચ્ચનીચતા તથા વર્ણવ્યવસ્થા આદિને અધિક મહત્ત્વ આપનારા પ્રદેશોમાં જો કોઇ ધર્મભ્રષ્ટને શુદ્ધ કરીને બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય આદિ ત્રિવર્ણની કોઇ પણ જાતિમાં પ્રવેશાવવાનો પ્રયત્ન કરવામાં આવે, તો તેનું ઇષ્ટ પરિણામ થવાનો અત્યંત સ્વલ્પ સંભવ છે; કારણ કે, તેને કોઈ કન્યા આપે તેમ નથી, તેનો સંસાર ચાલી શકે તેમ નથી અને તેની વલ્લરી માંડવે ચઢી શકે તેમ નથી; એટલામાટે જે અનેક કુટુંબો સગપણ તથા વ્યવસાય આદિવડે પ્રથમથી જ એકત્ર થઇ ગયેલાં હોય, જેમનો હિન્દુત્વના સમયનો વ્યવસાય અન્ય ધર્મ તથા અન્ય સમાજને સ્વીકારવા છતાં અવિચલ રહેલો હોય અને જેમની જીવનનિર્વાહપદ્ધતિમાં પણ અધિક પરિવર્તન ન થયું હોય તે અનેક કુટુંબોને એક સમયાવચ્છેદે શુદ્ધ કરી લઇને તેમની પૂર્વજાતિમાં સમાવિષ્ટ કરી દેવામાં બહુધા કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય આવે તેમ નથી. ઉદાહરણાર્થ, થાણા જિલ્લાના મચ્છીમાર અથવા માછીનો ધંધો કરનારા ક્રિશ્ચિયનોને જ આપણે અહીં રજૂ કરીશું. એ લોકો જ્યારે હિન્દુ હતા ત્યારે એમની જાતિ 'કોળી' –'મચ્છીમાર' ની હોઇને જે ધંધો એઓ પોતાના હિન્દુત્વના સમયમાં કરતા હતા તે જ ધંધો અત્યારે પણ કરી રહ્યા છે એટલે એથી અત્યારે એઓ અહિન્દુ હોવાં છતાં પણ એમની જાતિસંસ્થાનો અદ્યાપિ લોપ નથી થયો. એ ક્રિશ્ચિયનોને શુદ્ધ કરી લઇને એમની જાતિનો 'હિન્દુ કોળીજાતિ' એવા પ્રકારનો નામનિર્દેશ કરી દેવો એટલે એથી એમને પોતાના પૂર્વ વ્યવસાયને તેમ જ ગણગોત્ર આદિને ત્યાગવાનો પ્રસંગ જ પ્રાપ્ત નહિ થાય અને એમનાં હૃદયોમાં કોઇ પણ પ્રકારના અસંતોષના ઉદ્ભવનો સંભવ

પણ નહિ રહે. એ જ પ્રમાણે મુસલ્માનોમાંની મેમણ, ખોજા,મોમીન,–મૂમણા–,રંગરેજ તથા વોરા આદિ નામોથી ઓળખાતી જાતિયો પણ પ્રથમ એક એક વિશિષ્ટ હિન્દુ જાતિનાંજ ઇસ્લામી રૂપાંતરો હોવાથી અને અમારા જાણવા તથા સાંભળવા પ્રમાણે એ મુસલ્માન થયેલી જાતિયોના બહુવિધ સામાજિક વ્યવહારો તથા દાયવિભાગ આદિ હિન્દુધર્મશાસ્ત્ર અનુસાર થતા હોવાથી; સારાંશ કે, એ મુસલ્માન થયેલી જાતિયોમાં હિન્દુત્વનાં અદ્યાપિ અનેક ચિહ્નો કિંવા લક્ષણો વિદ્યમાન હોવાથી એ સર્વ જાતિયોં જેવી રીતે પૂર્વે એક જ વેળાયે વટલીને મુસલ્માન થઇ ગઈ હતી તેવી જ રીતે એ જાતિયોને પુનઃ એક જ વેળાયે શુદ્ધ કરી લેવી અથવા પચાસ પચાસ કે સો સો કુટુંબોના સમુદાયને એક જ વેળાયે શુદ્ધ કરી લેવાની વ્યવસ્થા કરવી અને તેમનાં મૂળજાતિદર્શક અન્વર્થક નવીન હિન્દુ નામો આપી દેવાં એ માર્ગ અત્યંત ઉત્કૃષ્ટ છે. જાતિદ્વારા સમાવેશન કરી લેવાની પદ્ધતિને વ્યવહારમાં યોજવાથી શુદ્ધિકાર્યનો ઉપક્રમ સત્વરજ શુદ્ધિંગત થવા માંડશે અને કોનો કઇ જાતિમાં સમાવેશ કરવો એ સામાજિક વિઘ્નનું પોતાની મેળે જ નિવારણ થઇ જશે. આ વિષયના સંબંધમાં કેટલાક લોકોનો એવો અભિપ્રાય જોવામાં આવે છે કે એ સર્વ શુદ્ધ કરેલા મનુષ્યોની એક ભિન્ન જાતિ જ નિર્માણ કરાય તો સારું: પરંતુ કેટલાંક વર્ષોથી વટલીને મુસલ્માન તથા ક્રિશ્ચિયન્ થઇ ગયેલા લોકોએ અન્ય ધર્મ તથા અન્ય સમાજમાં ભળવા છતાં પણ પોતાની જાતિયોને એકત્ર રાખેલી હોવાથી તેઓ પાછા હિન્દુ થવા પછી એક જ જાતિમાં, ગણગોત્રમાં તથા વ્યવસાય આદિમાં એકરૂપ થાય. અને પોતાની પૂર્વ જાતિયોને સર્વથા ભૂલી જાય એ જો કે સર્વાંશે નહિ, તો પણ બહુ અંશે તો અસંભવનીયજ દેખાય

છે. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવાથી ધર્મભ્રષ્ટોને તેમના પૂર્વજોના ઇતિહાસનું અવલોકન કરીને તેમની પૂર્વજાતિયોમાં નાખી દેવાથી જ ઇષ્ટ પરિણામ થવાનો સંભવ છે એની કોઇથી પણ ના પાડી શકાય તેમ છે જ નહિ. ધર્મભ્રષ્ટોમાંથી જેમનાં બીજ તથા ક્ષેત્ર શુદ્ધ નથી રહ્યાં અને જેમનાં રક્તમાં અન્ય રક્તનું મિશ્રણ થયેલું છે એવી એક હાફકાસ્ટ–Half Caste–જાતિ આપણા ભારતવર્ષમાં ઉત્પન્ન થયેલી છે અને યુરેશિયન્ જાતિનો પણ એ જ વર્ણમાં સમાવેશ થાય છે, એટલે એવા લોકોનું શુદ્ધિકરણ કરીને તેમના અહિન્દુત્વનો લોપ કરી નાખવાની અનિવાર્ય આવશ્યકતા છે; કારણ કે, એ બહુસંખ્ય લોકો હિન્દુઓના નિકટમાં વસવા માંડશે એટલે કેટલાક સમય પછી તેમની પોતાની મેળે જ એક જાતિ નિર્માણ થઇ જશે. એવા લોકોએ પોતાની જાતિને પ્રથમથી જ નિશ્ચિત કરી લેવાની ભાંજઘડમાં ન પડતાં કેવળ હિન્દુત્વને સ્વીકારી લેવું એમાં જ તેમનું કલ્યાણ છે; કારણ કે, પછી સમય આવતાં પોતાની મેળે જ તેમની એક ભિન્ન જાતિ નિર્માણ થઇ જવાની એ નિશ્ચિત છે. જેમના રક્તમાં અયોગ્ય મિશ્રણ થયેલું છે એવા લોકોની જાતિને નિશ્ચિત કરવાનું કાર્ય કદાચિત્ કઠિન હોય, તો તેને મુલતવી રાખીને જે લોકો અજ્ઞાન, કપટ, છદ્મ તથા અત્યાચારના ભોગ થઇને તેમ જ અનેકવિધ આમિષોનાં બલિદાન થઇને વટલી ગયેલા છે અને તેમ છતાં જેમણે પોતાનાં બીજ તથા ક્ષેત્ર આદિને સર્વથા શુદ્ધ રાખ્યાં છે, તેમના વ્યવસાય અનુસાર તેમને હિન્દુ જાતિયોમાંની કોઈ પણ એક જાતિમાં સમાવિષ્ટ કરી લેવામાં કોઇ પણ પ્રકારની શંકાને હૃદયમાં સ્થાન આપવાનું કાંઇ પણ પ્રયોજન નથી. એ ઉપરાંત હિન્દુની પ્રત્યેક જાતિમાં અનેક પેટાજાતિયો અસ્તિત્વ ધરાવે

છે એટલે તે સર્વ પેટાજાતિયોના એકીકરણનો પણ જોઇએ તેટલો અવકાશ હોવાથી જો ધર્મભ્રષ્ટોને એકદમ મુખ્ય જાતિમાં સમાવિષ્ટ કરી લેવાનું કાર્ય અશક્ય હોય, તો પણ તે મુખ્ય જાતિની એક પેટાજાતિ તરીકે તેમને માની અથવા ગણી લેવામાં કોઇ પણ જાતની અડચણ આવે તેમ નથી. જે મુસલ્માનો તથા ક્રિશ્ચિયનો અદ્યાપિ પોતાની પૂર્વજાતિના સ્મારકરૂપ દ્વિવેદી, ત્રિવેદી, ચતુર્વેદી, પાઠક, આપટે, આડવલે તથા ગોડશે આદિ સંજ્ઞાઓને પોતાનાં નામો સાથે ધારણ કરી રહ્યા છે તેમનો આજે જ તેમને શુદ્ધ કરીને બ્રાહ્મણજાતિમાં અવશ્ય સમાવેશ કરી લેવો જોઇએ, એ જો કે સત્ય છે; તથાપિ તેમની ચારપાંચ પેઢીઓ લુપ્તક્રિયા તથા લુપ્તસંસ્કાર થયેલી હોવાથી એવાં સો અથવા બસેં કુટુંબોની 'લુપ્તક્રિયા' નામથી એક પેટાજાતિ નિર્માણ થઇ શકે તેમ છે. પચીસ અથવા પચાસ વર્ષ પછી જ્યારે તેમની સંસ્કૃતિ સુધરી જશે એટલે પછી અન્ય બ્રાહ્મણો સાથે તેમનો રોટીવ્યવહાર તથા બેટીવ્યવહાર પોતાની મેળે જ ચાલતો થઇ જશે અને તેમનો શુદ્ધ બ્રાહ્મણજાતિમાં સમાવેશ થઇ જશે. તાત્પર્ય કે, આપણા ધર્મ તથા આપણા સમાજમાં ધર્મભ્રષ્ટોનું સમાવેશન આવી પદ્ધતિથી જ કરવાની આવશ્યક્તા છે.

### મુસલ્માન સમાજને આત્મસાત્ કરવાના ઉપાયો

હિન્દુસ્તાનમાં કેવળ હિન્દુસમાજનો નિવાસ નથી, કિન્તુ મુસલ્માન, ક્રિશ્ચિયન, પારસી તથા યહૂદી આદિ અનેક જનસમાજોનો નિવાસ છે, એ તો સર્વ કોઇ જાણે જ છે; પરંતુ એમનામાંનો મુસલ્માનસમાજ અન્ય સમાજોને વારંવાર તાપદાયક તથા ત્રાસદાયક થઈ પડે છે અને તેનું કારણ એ છે કે મુસલ્માનોમાં ધર્માંધતા તથા અત્યાચારિતા

અન્ય સર્વ સમાજોથી અતિશય અધિક પરિમાણુમાં ભરેલી છે અને તેમની એ ધર્માંધતા તથા અત્યાચારિતાનો અત્યારના સમયમાં પણ મોપલાઓના મલબારમાંના અત્યાચારો, પંજાબ તથા સંયુક્ત પ્રાંતોમાં મુસલ્માનોએ કરેલા અમાનુષ અનાચારો તથા અન્ય સ્થાનોમાં પણ હિન્દુઓના શિરપર મુસલ્માનોએ વર્ષાવેલાં સંકટોના યોગે આપણુને નવીન સ્વરૂપમાં પરિચય થઇ શક્યો છે એટલે એ વિષયના વિસ્તૃત ઊહાપોહની આવશ્યક્તા હોય એવી અમારી માન્યતા નથી. અત્યારના સમયમાં જ્યારે એક બાજૂ આવા પ્રકારની પરિસ્થિતિ વર્તમાન છે ત્યારે બીજી બાજૂ લોકનેતાઓ કંઠશોષપૂર્વક એવું વિધાન કરી રહ્યા છે કે ભવિષ્યમાં જો આપણુને સ્વરાજ્ય મળવાનો સંભવ હોય તો તે કેવળ હિન્દુ, મુસલ્માન, ક્રિશ્ચિયન્ તથા પારસી આદિ સંમિશ્ર સમાજના બલવર્ધન તથા ઐક્યના યોગે જ મળવાનો સંભવ છે એટલે અત્યારના સમયમાં તેમ જ સદાને માટે હિન્દુઓનું મુસલ્માનો સાથેનું વર્તન કેવા પ્રકારનું હોવું જોઇએ એનો અનેક દૃષ્ટિથી વિચાર થવાની આવશ્યક્તા અનિવાર્ય છે એ કોઇ પણ કહી શકે તેમ છે.

૧ આર્યસંસ્કૃતિના સૌજન્ય તથા હિન્દુસમાજના સ્વભાવનો જો વિચાર કરવામાં આવે, તો આર્યસંસ્કૃતિ પોતાની પાસે આવેલા અન્ય સમાજને પોતાનો ગુલામ પણ કરતી નથી તેમ જ તેનો વિનાશ પણ કરતી નથી; કિન્તુ તેને નિવાસમાટે પોતાના નિકટમાંજ સ્થાન આપીને ધીમે ધીમે તેની ઉન્નતિ કરવાનો જ પ્રયત્ન કરતી રહે છે. આર્યસંસ્કૃતિનો આજસુધીનો એ જ પ્રઘાત છે. આ દૃષ્ટિથી મુસલ્માનસમાજને અધિકતર સાક્ષરતા સમર્પીને સુવિચારશીલ બનાવી દેવો એ જ હિન્દુઓનું મુખ્ય કર્તવ્ય છે. મુસલ્માનસમાજ વિશેષાંશે અશિક્ષિત અતએવ અવિચારી હોવાથી તેના હસ્તથી

જ્યારે ને ત્યારે ન થવાં જોઈએ તેવાં અયોગ્ય, નિંદ્ય તથા તિરસ્કરણીય કાર્યો કિંવા આચરણો થતાં રહે છે. મુસલ્માનોમાં ધર્મપ્રિયતાને બદલે ધર્મોન્માદનોજ અતિરેક થયેલો છે અને મુસલ્માનસમાજમાં જેટલા પરિમાણમાં હોવા જોઈએ તેટલા પરિમાણ કિંવા તેટલી સંખ્યામાં વિચારશીલ મનુષ્યો છેજ નહિ. જે મુસલ્માનોને અત્યારે 'વિચારશીલ' તથા 'બુદ્ધિમાન' પુરુષો તરીકે ઓળખવામાં આવે છે તેઓ પણ કોઈ એક અવિચારશીલ તથા અસભ્ય મનુષ્યો જેવા પ્રલાપો કરતા રહે છે એટલે તેમની વિચારશીલતા કેવા પ્રકારની હોવી જોઈએ એની સહજ કલ્પના કરી શકાય તેમ છે. ' કુરાન શરીફ ' નામથી ઓળખાતા મુસલ્માનોના ધર્મગ્રંથનો પાઠ તો બહુ મુસલ્માનો કરે છે, પરંતુ તે ધર્મગ્રંથનાં તત્ત્વોનો વિચાર કરનારા મુસલ્માનો તો આંગળીને ટેરવે ગણી શકાય તેટલા જ મળી શકે તેમ છે એટલે તેમની ગણનામાટે કાગળ, શિયાહી કે પેન્સિલને પરિશ્રમ આપવાની આવશ્યકતા રહેતી જ નથી; માત્ર એટલું જ નહિ, પણ જે અલ્પસંખ્ય મુસલ્માનોને ' કુરાન શરીફ ' નાં તત્ત્વોનો કાંઈક પરિચય થયેલો હોય છે તે બિચારાઓ પણ તેના શબ્દપ્રામાણ્યની સીમાનું કદાપિ ઉલ્લંઘન કરી શકતા નથી. અર્થાત્ મુસલ્માનોમાં સાક્ષરતાનું પરિમાણ બહુજ ન્યૂન છે, માત્ર એટલુંજ નહિ, પણ તેમનામાં સુસંસ્કૃતતાની પણ ન્યૂનતા જ છે અને એટલામાટે એવા સમાજને વિશેષ વિચારશીલ બનાવી દેવાનો પ્રયત્ન કરવો એ જ આપણા દેશના કલ્યાણનો એકમાત્ર પ્રધાન ઉપાય છે. કેટલાક સંશયશીલ મનુષ્યો અહીં કદાચિત્ એવો આક્ષેપ કરશે કે ' આપણા હિન્દુઓની નિરક્ષરતાને ઘટાડતાં ઘટાડતાંજ આપણા પ્રાણ સુકાઈ જાય છે ત્યાં વળી તમો મુસલ્માનોને સાક્ષર બનાવવાનો

ભાર પણ અમારા શિરપર જ લાદવાને તૈયાર થઈ જાઓ છો એનો શો અર્થ સમજવો વારુ?" તો એ આક્ષેપનું ઉત્તર એજ છે કે, એવા અવિચારી તથા જંગલપ્રકૃતિ જનસમાજને તે જેવા સ્વરૂપમાં છે તેવા જ સ્વરૂપમાં આપણા નિકટમાં રહેવા દેવાથી આપણી ઉન્નતિ કદાપિ થઈ શકવાની નથી. મુસલ્માનોનાં હૃદયોમાં હિન્દુઓ પ્રતિ પ્રેમનો ઉદ્ભવ થવો જોઈએ, તેમને હિન્દુઓ સાથેના સહકાર્યની આવશ્યકતા દેખાવી જોઈએ, તેમ જ હિન્દુસ્થાન આપણી માતૃભૂમિ છે, આપણી અન્નપ્રાપ્તિનું સ્થાન હિન્દુસ્થાન જ છે તથા હિન્દુસ્થાનની સ્વતંત્રતામાં જ આપણા ધર્મ તથા સમાજની સ્વતંત્રતાનો અંતર્ભાવ થયેલો છે એવો મુસલ્માનોનો દૃઢ નિશ્ચય થઈ જવો જોઈએ અને તેમને એવા પ્રકારનો નિશ્ચય કરાવી દેવો એ આપણા હિન્દુસમાજનું સર્વથી પ્રથમ તથા પ્રધાન કર્તવ્ય છે; કારણ કે, હિન્દુઓ મુસલ્માન કરતાં શતાવધિવાર અધિક વિચારશીલ તથા સુસંસ્કૃત છે.

હિન્દુઓની આ કર્તવ્યપૂર્તિનો અનુકૂલ સમય અત્યારે આવી લાગ્યો છે. એક દૃષ્ટિથી જોતાં કાળમહારાજ આપણી આર્યસંસ્કૃતિને પૂર્ણ સહાયતા આપી રહ્યો છે એમ જ કહેવું જોઈએ. આધિભૌતિક શાસ્ત્રોની ભરતી, સમસ્ત જગત્ સાથે સંધાયલો સંબંધ અને આ લોકશાહીના કાળમાંની પ્રાતિનિધિક સ્વરૂપની સંસ્થાઓ એ સર્વના યોગે વિશ્વમાં અત્યંત વેગથી વિચારક્રાંતિ થતી જાય છે. આધિભૌતિક શાસ્ત્રના અપૂર્વ શોધના યોગે ધાર્મિક કલ્પનાઓમાં મહત્તર થતો હોઈને તેટલા પરિમાણમાં અંધશ્રદ્ધાનો વેગપૂર્વક લોપ થતો જાય છે. ધર્મબંધન તથા ધાર્મિક કલ્પનાઓના મહત્ત્વમાં દિવસાનુદિવસ અધિકાધિક ન્યૂનતા થતી જાય છે અને દેશધર્મ તથા રાષ્ટ્રધર્મ વિષયક

કલ્પનાઓ જ બળપૂર્વક આગળ ધસારો કરતી દેખાય છે; માત્ર એટલું જ નહિ, પણ ધર્મબંધન કરતાં સમાજબંધનની વિશેષ વૃદ્ધિ થતી હોઇને પરલોક વિષયક માન્યતાઓમાં પણ પરિવર્તન થતું જાય છે. આવા પ્રકારની પરિસ્થિતિમાં આ વિશ્વમાંના કોઇ પણ માનવસમાજથી હવે પછી પોતાની જંગલી અવસ્થામાં રહી શકાય તેમ છેજ નહિ; કારણ કે, જગત્‌માં રહેવું હોય તો જગત્‌ની ગતિને સ્વીકારવી જોઇએ. એ એક ત્રિકાલાબાધ્ય નિયમ છે અને તેથી એ નિયમને આધીન ન થવું તે પોતાના નાશને પોતાના હસ્તથી જ આકર્ષી લાવવા સમાન છે. મુસલમાનોનો અધિકાંશ સમાજ ધર્માંધ તથા જાહિલ હોવા છતાં પણ તેમના તુર્ક ધર્મબંધુઓએ અલ્પ સમય પૂર્વે જ ખિલાફતના કરી નાખેલા ઉચ્ચાટન અથવા નિર્મૂલનથી મુસલમાન સમાજમાં પણ નવચૈતન્યનો કેટલા વેગથી સંચાર થઈ રહ્યો છે એની આપણાથી સ્પષ્ટ કલ્પના કરી શકાય છે. ખિલાફતનો બાહ્ય આશ્રય આવી રીતે ચાલ્યો જવાથી 'આપણું બાહ્ય બળ હવે ચાલ્યું ગયું છે' એમ મુસલમાનોને ભાસતાં તેઓ હિન્દુસ્તાનને અવશ્ય અંતર્મુખ વૃત્તિથી જોવા માંડશે. તુર્કોમાટે તુર્કસ્તાન, અફગાનોમાટે અફગાનિસ્તાન અને અરબોમાટે અરબસ્તાન એવા પ્રકારની કલ્પનાઓ જેવી રીતે અન્ય દેશોમાં વૃદ્ધિંગત થતી જાય છે તેવી જ રીતે હિન્દુસ્થાનના મુસલમાનોમાં પણ એ કલ્પના વૃદ્ધિંગત થયા વિના નથી જ રહેવાની. હિન્દુસ્થાન જ આપણી માતૃભૂમિ છે, આપણે તથા આપણાં સ્ત્રીપુત્રાદિએ હિન્દુસ્થાનમાં જ રહેવાનું છે, અન્ય દેશોના મુસલમાનો કરતાં આ દેશના હિન્દુઓ જ આપણા અધિક કલ્યાણકર્તા છે અને જો પૂર્વ ઇતિહાસનું અવલોકન કરવામાં આવે તો આપણે પોતે પણ એ હિન્દુજાતિરૂપ વૃક્ષનાંજ ફળો છીએ એવા વિચારોનો જ્યારે

મુસલ્માનોના મનમાં આવિર્ભાવ થવા માંડશે એટલે એથી તેમના હિન્દુઓ સાથેના વર્તનનો દષ્ટિબિન્દુ જ બદલાઇ જશે એ સર્વથા નિઃસંશય છે. મુસલ્માનોના હૃદયમાં અદ્યાપિ જેતૃત્વ તથા સત્તાધારિત્વનો જે ગર્વ અવશિષ્ટ રહેલો છે તે ગર્વના પરિહાર માટેનાં જો કોઇપણ સત્ય સાધનો હોય તો તે સાક્ષરતા, સુસંસ્કૃતતા, વિચારશીલતા તથા નવીન ઉત્પન્ન થયેલી જાગ્રતિ જ છે. અર્થાત્ ભાવીકાળમાં મુસલ્માનોની ઉન્માદમૂલક ધર્મકલ્પનાઓના ધ્વંસનો પ્રયત્ન એક દૃષ્ટિથી કાળમહારાજ પોતે જ કરી રહ્યો છે.

૨ વિચારશીલ હિન્દુઓએ મુસલ્માનોને આત્મસાત્ કરવા માટેનો એક અન્ય પ્રયત્ન કરવાની પણ આવશ્યક્તા છે અને તે એ કે મુસલ્માનોના ધર્મગ્રંથ કુરાન શરીફનું તુલનાત્મક દૃષ્ટિથી ઉત્તમ અધ્યયન કરીને તેનાં ભારતવર્ષની સર્વ પ્રચલિત દેશી ભાષાઓમાં ભાષાંતરો કરવાં અને પોતાની ભાષાઓમાં જ ઇસ્લામ ધર્મના સંબંધમાં પ્રવચનો આપવાં. અત્યારના બહુધા સર્વ સુશિક્ષિત મનુષ્યોની ધર્મના સંબંધમાં કેવી અને કેટલી અનાસ્થા થઇ ગયેલી છે એ વાર્તા વિખ્યાત હોવાથી એના વિશેષ વિવેચનની આવશ્યક્તા છે જ નહિ. પરંતુ એમાં પણ આપણા હિન્દુઓ મુસલ્માનોના ધર્મને તો વળી સર્વથી અધિક તુચ્છ દૃષ્ટિથી નિહાળે છે અને તેનું પ્રધાન કારણ એ છે કે આપણા આચારોથી મુસલ્માનોના આચારો બહુ અંશે સર્વથા વિપરીત છે. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં અત્યારના સમયમાં આપણને આચારો કરતાં વિચારો પ્રતિ વિશેષ લક્ષ આપવાની આવશ્યક્તા છે તેમ જ મુસલ્માનોના મતોને વિચારવડે સંસ્કૃત કરવાની અધિક અગત્ય છે એટલામાટે કુરાનમાંના કયા વિચારો અથવા કયાં તત્વો ઉત્કૃષ્ટ છે તે જોઇ લઇને અને

તે તત્ત્વો તથા વૈદિક તત્ત્વોમાં પરસ્પર સાધર્મ્ય કિંવા વૈધર્મ્ય કેટલા પરિમાણમાં રહેલું છે એ વિષયનો સૂક્ષ્મ અભ્યાસ કરીને તે તત્ત્વસાધર્મ્ય તથા તત્ત્વવૈધર્મ્યને પ્રમુખતાથી મુસલમાનો સંમક્ષ રજૂ કરવાં જોઈએ. એકેશ્વરત્વ તથા ભક્તિ એ બે કુરાનનાં જે મુખ્ય તત્ત્વો છે તે બન્ને તત્ત્વોનો સનાતન વૈદિક ધર્મમાં પણ અનાદિકાળથી સમાવેશ થયેલો છે એટલે કુરાનમાં નવીનતા જેવું કાંઈ છે જ નહિ એવા પ્રકારની વિચારક્રાંતિનો દૃઢતાથી પ્રયત્ન કરવો જોઈએ. મહારાષ્ટ્ર જેવા દેશમાં મુસલમાનોની સંખ્યા અલ્પ હોવાથી મહારાષ્ટ્રીય તરુણોને એ કાર્યમાં કદાચિત્ વિશેષ મહત્ત્વ ન દેખાય તો તે સ્વાભાવિક છે; પરંતુ જો વાસ્તવિકતાથી જોવામાં આવે, તો આ કાર્ય તે એક રાજકારણપોષક તથા દેશોન્નતિકારક મહત્ કાર્ય છે એમ આપણને તત્કાળ દેખાઈ આવે તેમ છે અને એ સર્વવ્યાપક સામાજિક કાર્યની અલૌકિક યોગ્યતા નિકટના ભવિષ્યકાળમાં સિદ્ધ થયા વિના રહે તેમ નથી જ. શોકનો વિષય માત્ર એટલો જ છે કે અદ્યાપિ આપણામાંના વિચારશીલ તથા બુદ્ધિમાન્ પુરુષોને આ દૃષ્ટિની પ્રાપ્તિ થઈ શકી નથી. વિનીત, ઉદ્દામ તથા અસહકારી કે સ્વરાજિષ્ટ એ સર્વ પક્ષોના વિવિધ રાજકારણથી બાહ્ય પ્રદેશમાં વિશેષ મહત્ત્વશીલ વિશાળ દેશકાર્ય પડેલું છે એ કલ્પનાનો અદ્યાપિ આપણા તરુણોનાં મસ્તિષ્કોમાં આવિર્ભાવ થવાનો છે. અત્યાર સુધીનો કાળ તે સામાજિક પ્રશ્નને રાજકારણથી સર્વથા અસંબદ્ધ રાખવાનો કાળ હતો પણ તે કાળ હવે વીતી ગયેલો હોવાથી સર્વ સામાજિક પ્રશ્નો એકસમયાવચ્છેદે આપણી દૃષ્ટિ સમક્ષ આવીને સમુદાયબદ્ધ ઊભા રહ્યા છે અને એ સર્વ પ્રશ્નોમાંનો મુસલમાનો વિષયક પ્રશ્ન અતિશય મહત્ત્વનો છે એટલું જ અમારે અહીં વિશિષ્ટતાથી જણાવવાનું છે.

કુરાનમાં દર્શાવાયલા વિચારો સાથે મુસલ્માની સંપ્રદાયમાં જે ચમતકારિક તથા અમંગળ—અશુદ્ધ—આચારો રહેલા છે તેમનું અધ્યયન કરીને તે આચારોને સધારવા માટેનો મુસલ્માનોને ઉપદેશ આપવો જોઇએ. હિન્દુસ્તાનમાં જે એક હિન્દી સમાજ નિરંતર કિંવા શાશ્વત નિવાસ કરવાનો છે તે હિન્દી સમાજની રહેણી તથા કરણીમાં એકરૂપતા તથા સાદસ્યને ઉત્પન્ન કરવાનો અત્યારથી જ આરંભ કરી દેવો જોઇએ. આ અથવા એવા જ પ્રકારના સૌજન્યયુક્ત તથા દીર્ઘકાલિક ઉપાયોવડે મુસલ્માનોનો સમાજ ધીમે ધીમે આપણા સમાજના ઉદરમાં સમાઈ જશે, એવી અમારી પોતાની તો દઢ માન્યતા છે. હવે એ ઉપરાંત અભિનિવિષ્ટ મુસલ્માનો સાથે વિશેષ તોલ તથા વધારે ડોળદમામથી વર્તવાનો જે એક અન્ય પ્રકાર છે તેનું આપણે અવલોકન કરીશું.

૩ મુસલ્માનોમાં પૅન–ઇસ્લામનો ઉન્માદ અદ્યાપિ અવિચલ છે અને કેટલાક વિદ્વાન તથા વિચારશીલ મુસલ્માનો પણ પોતાની અર્ધચંદ્ર પતાકાને સમસ્ત વિશ્વમાં ફરકાવવાની ઉન્માદમૂલક દુરાશાને અદ્યાપિ વળગી રહેલા દેખાય છે. મહાત્મા ગાંધીની કક્ષામાં વિરાજતા જય વિજય અલીબંધુઓ જેવા વિદ્વાન્ મુસલ્માનો પણ અદ્યાપિ મુક્ત કંઠથી એવો ઘોષ કરી રહ્યા છે કે: " First we are Mohamodans and then every one." એટલે કે: " અમો પ્રથમ મુસલ્માન છીએ અને ત્યારપછી પ્રત્યેક છીએ." એટલે તેમના આવા ઉદ્ગારોના શ્રવણથી તેમનાં મસ્તિષ્કમાં પોતાના ધર્મમતને બાજૂએ મૂકીને અથવા તો થોડી વારને માટે વિસરી જઇને રાષ્ટ્રકાર્યમાટે એક થવાની કલ્પનાનો અદ્યાપિ આવિર્ભાવ નથી થયો એમ નિરુપાયવશાત્ કહેવું પડે છે. એક પરકીય સત્તા

સાથે ઝગડવામાટે; કેટલા પરિમાણમાં સ્વાર્થને ત્યાગી દેવાની આવશ્યકતા છે એની હિન્દુસ્થાનમાં વસતા સુશિક્ષિત મુસલ્માનોને લેશમાત્ર પણ કલ્પના નથી એમ ઉપર્યુક્ત ઉદ્ગારના શ્રવણથી કોઈ પણ કહી શકે તેમ છે. સો રૂપિયા પગારની નોકરીને છોડી દઇને કોઇ એક સંસ્થામાં પચીસ રૂપીયા પગારની નોકરી કરવી એ જેવી રીતે એક પ્રકારનો સ્વાર્થત્યાગ છે તેવી જ રીતે સ્વમતનો ત્યાગ કરી દેવો કિંવા સર્વસ્વનો ત્યાગ કરી દેવો; એ તેના કરતાં પણ ઉચ્ચ પ્રકારનો સ્વાર્થત્યાગ છે એ સર્વેએ નિશ્ચયપૂર્વક જાણી લેવાનું છે. મતમતાંતરોમાં સજીવનતા રહેલી છે એ વાર્તા જેવી રીતે સત્ય છે તેવી જ રીતે એ મતમતાંતરોના અતિશય હદમાં મૃત્યુનો પણ સમાવેશ થયેલો છે એ વાર્તા પણ અસત્ય નથી. હિન્દુસ્થાનને સ્વાતંત્ર્યની પ્રાપ્તિ કરાવી આપવામાટે જે કોઈ પણ પોતાની સર્વ વસ્તુઓને બાજૂએ રાખી દેવાને અને ગમે તેમ કરીને પણ દેશના સ્વાતંત્ર્યને મેળવી લેવાને તૈયાર હોય તેના મસ્તિષ્કમાં જ સ્વરાજ્યની સત્ય કલ્પનાનો આવિર્ભાવ થયેલો છે એમ કહેવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. એથી વિરુદ્ધ હું પ્રથમ હિન્દુ છું, હું પ્રથમ મુસલ્માન છું, હું પ્રથમ ક્રિશ્ચિયન છું, હું પ્રથમ પારસી છું કિંવા હું પ્રથમ યહૂદી છું એવા ઉદ્ગારો જો સર્વ દેશનેતાઓના મુખમાંથી નીકળતા રહેશે, તો એનો અર્થ એ જ થવાનો કે, સર્વથી પ્રથમ ભારતવર્ષની સ્વતંત્રતાનું મૃત્યુ જ છે. 'હું સર્વથી પ્રથમ હિન્દી અથવા હિન્દુસ્થાની છું અને ત્યારપછી હિન્દુ, મુસલ્માન, ક્રિશ્ચિયન, પારસી કે યહૂદી છું' એવા ઉદ્ગારો જ્યારે સર્વ નેતાઓના તેમ જ અન્ય સર્વ સાધારણ જનતાના મુખમાંથી નીકળવા માંડશે ત્યારે જ ભારતવર્ષમાં સ્વરાજ્યની યથાર્થ કલ્પનાનો આવિર્ભાવ થયેલો માની

શકાશે. અસ્તુ: મૌલાના મહમ્મદઅલી જેવા નેતાના મુખમાંથી 'હું પ્રથમ મુસલમાન છું' એવા ઉદ્દગારો જ્યારે અદ્યાપિ નીકળી રહ્યા છે ત્યારે અન્ય મુસલમાનોમાં કેવા પ્રકારનો અભિનિવેશ ઉત્પન્ન થયેલો હશે એની આપણાથી તત્કાળ કોઇ પણ પ્રકારના વિશેષ આયાસ વિના જ કલ્પના કરી શકાય તેમ છે. ખિલાફતના પ્રશ્નના કારણથી જ અસહકારિતાની ચળવળનો જન્મ થયો હતો એ વાર્તા જો કે સત્ય છે; તો પણ એ ચળવળ મુસલમાની ધર્મના પુનરુજ્જીવન માટેની નથી, કિન્તુ એ હિન્દી રાષ્ટ્રના સ્વાતંત્ર્ય માટેની ચળવળ છે એ વાર્તા બહુ જ થોડા મુસલમાનોના લક્ષમાં આવેલી હોવી જોઇએ એમ મહાખેદપૂર્વક અમારે અહીં કહેવું પડે છે. ખિલાફત વિષયક વિવાદનો જ્યાં સુધી સમાધાનકારક નિર્ણય ન થાય ત્યાં સુધી જ અસહકારિતાની ચળવળ સાથેનો આપણો સંબંધ આપણે કાયમ રાખવો અને ત્યારપછી આપણે કોણ, હિન્દુઓ કોણ અને ચળવળ શી? એવો હિસાબ કરી નાખવો એવી સ્વાર્થમયી વૃત્તિનું કેટલાક ક્ષુદ્ર મુસલમાનોએ અવલંબન કર્યું હતું. પરંતુ હજી અત્યારે પણ જો મુસલમાનો પોતાના એ પ્રમાદને ત્યાગીને શુદ્ધિમાં આવી જાય, તો તેમાં તેમનું પોતાનું જ કલ્યાણ સમાયલું છે; કારણ કે, તેમના પોતાનાજ જાતિબંધુ તથા ધર્મબંધુ તુર્કોએ જ ખિલાફતનું ઉચ્ચાટન કરી નાખેલું હોવાથી ખિલાફતનો સંબંધ હવે અવશિષ્ટ રહ્યો જ નથી.

'અમોએ હિન્દુસ્થાનમાં બાદશાહી કરેલી છે, અમારો ધર્મ જયિષ્ણુ છે અને તેથી અમારી અર્ધચન્દ્રપતાકા સર્વત્ર ફરકતી રહેવી જ જોઇએ!' એવા અભિનિવેશથી જ જો મુસલમાનો હિન્દુઓ સાથે વર્તવા ઇચ્છતા હોય, તો હિન્દુઓએ પણ તેટલા જ અભિમાનથી મુસલમાનો સાથે વર્તવું જોઇએ; કારણ કે, સમસ્ત વિશ્વ-સૃષ્ટિને હિન્દુ

બનાવી ; દેવામાટે સર્વ પ્રકારે જેમને અનુકૂળ કહી શકાય તેવાં પુષ્કળ અભિમાનાસ્પદ તત્ત્વો અદ્યાપિ હિન્દુઓ પાસે છે અને તે, આ પ્રમાણેઃ-

(અ) જો ધાર્મિક દષ્ટિથી જોવામાં આવે, તો સમસ્ત વિશ્વનો પ્રાચીનતમ ધર્મ તે આપણો સનાતન વૈદિક ધર્મ જ છે. એ સનાતન વૈદિક ધર્મથી ભિન્ન બાકીના સર્વ ધર્મો કેવળ પંથ અથવા સંપ્રદાય હોવાથી પ્રત્યેક વ્યક્તિને સંપૂર્ણ સ્વાતંત્ર્ય સમર્પીને યથાધિકાર કર્તવ્ય દેખાડી મોક્ષદાતા થનારો જો કોઇ પણ ધર્મ હોય તો તે કેવળ આપણો સનાતન વૈદિક ધર્મ જ છે, એ તો અમોએ પૂર્વે જણાવેલું જ છે. આ કારણથી સમસ્ત વિશ્વને હિન્દુધર્માનુયાયી બનાવવાનો અધિકાર હિન્દુઓનો જ છે. વૈદિક ધર્મ સર્વસંગ્રાહક હોવાથી એ વૈદિક ધર્મમાં ન હોય તેવું ઉત્કૃષ્ટ તત્ત્વ કોઇ પણ અન્ય ધર્મે કદાપિ દર્શાવેલું છે ખરૂં કે ? કદાપિ નહિ. ઔપનિષદ્ તત્ત્વજ્ઞાન તથા આરણ્યકીય વિચારોનો બુદ્ધના મનમાં પ્રભાવ પડ્યો હતો, ગૌતમ બુદ્ધના સન્યાસધર્મનો ક્રમ ખ્રીસ્તે પૂર્વ-તાપનિષત્-સર્મન્ ઑન્ માઉન્ટ-માં અનુવાદ કર્યો હતો, અને ઉપનિષદોમાંના ઐકેશ્વરવાદ તથા સાત્વિક ધર્મમાંની ભક્તિનો જ હજરત મહમ્મદ પયગંબરે પોતાના ધર્મમાં ઉપદેશ કર્યો હતો. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવાથી સમસ્ત વિશ્વને હિન્દુ કિંવા વૈદિક બનાવી દેવાનો અધિકાર ક્યા સમાજનો છે એ વિષયનું જો મુસલ્માન બંધુઓ અવલોકન કરશે તો તેમને અવશ્ય પોતાના મતોને લપેટીને એક બાજૂએ રાખી દેવાનો જ પ્રસંગ પ્રાપ્ત થશે, એ વાર્તા સર્વથા નિર્વિવાદ તથા નિઃસંશય છે.

(આ) જો માનવવંશશાસ્ત્રનો વિચાર કરવામાં આવે, તો તુર્ક, ઇરાની તથા અફ્ગાની આદિ મુસલ્માન

જાતિયો મૂળ આર્યજાતિની વિભિન્ન થયેલી શાખાઓ જ છે એમ તત્કાળ આપણા જાણવામાં આવી શકે છે. હિમપ્રલય પછી સર્વ આર્યો પામીર નામક પર્વતપરના સપાટ પ્રદેશમાં આવ્યા, ત્યાં તેમને મધ્યએશિયામાંના હષ્ટપુષ્ટ, હટ્ટાકટ્ટા પરંતુ ભટકતા લોકોનાં ટોળાં મળ્યાં અને તેમનો આર્યોએ ચાતુર્વર્ણ્યમાં સમાવેશ કરી લીધો. અત્યારે જે દેશો મુસલ્માનોના દેશો તરીકે પ્રસિદ્ધ છે તે દેશોમાંના એક અસીરિયા ( અસુર રાષ્ટ્ર ) નામક દેશને જો વર્જ્ય કરવામાં આવે, તો અન્ય સર્વ દેશોમાં કેવળ આર્યસંસ્કૃતિ જ વિહરતી હતી. એ મધ્યએશિયાનાં ટોળાંમાં જ ત્યારપછી મહમ્મદ પયગંબરના ધર્મનો પ્રવેશ થયો હતો. એ ઇસ્લામ ધર્મે મનુષ્યોની સ્વાભાવિક પ્રવૃત્તિઓને યથેચ્છ સંચરવાની સદર પરવાનગી આપી દેવાથી મૂળના ક્ષત્રિય આર્યોના સ્વભાવનું પરિવર્તન થઇ ગયું. તાત્પર્ય કે, મૂળના આર્યોને આર્યોના સમુદાયમાં સમાવિષ્ટ કરી લેવાનો અને ચાતુર્વર્ણ્યમાં સ્થાન આપવાનો અધિકાર હિન્દુસ્થાનમાંના આર્યોનો જ છે. મુસલ્માનોમાંના વિચારશીલ પુરુષો જો માનવવંશશાસ્ત્રનો કાંઇક સૂક્ષ્મતાથી અભ્યાસ કરશે તો તેથી તેમને તેમની પોતાની પૂર્વસંસ્કૃતિનું યથાર્થ જ્ઞાન થવા ઉપરાંત મુસલ્માનો એટલે કોઇ આકાશમાંથી ટપકી પડેલા અદ્‌ભુત મનુષ્યો નથી, કિન્તુ હિન્દુઓના ચાતુર્વર્ણ્યમાંના જ એક ભાગરૂપ છે એવો તેમનો દૃઢ નિશ્ચય પણ થઇ જશે.

( ૬ ) જો સમાજશાસ્ત્રની દૃષ્ટિથી વિચાર કરવામાં આવે, તો હિન્દુસ્થાનમાં વસતા મુસલ્માનોનો હિન્દુ સદૃશ થયા વિના છૂટકો જ નથી, એ રહસ્ય તત્કાળ આપણા જોવા તથા જાણવામાં આવી શકે છે; કારણ કે, હિન્દુસ્થાનમાં હવે પછીના ભાવિકાળમાં હિન્દુ, મુસલ્માન, ક્રિશ્ચિયન તથા પારસી આદિના બનેલા મિશ્ર માનવસમા-

જવું જ વાસ્તવ્ય રહેવાનું છે; દિવાસાનુદિવસ કર્મબંધનને અધિકાધિક શિથિલતા પ્રાપ્ત થવા સાથે સમાજબંધનને અધિકાધિક મહત્ત્વ પ્રાપ્ત થવાનું છે અને તેથી હિન્દુસ્થાનવાસી સર્વ માનવસમાજોમાં એકરાષ્ટ્રીયત્વની ભાવના તીવ્ર સ્વરૂપમાં ઉત્પન્ન થવામાટે સમાજ જેટલા અધિક પરિમાણમાં એકરૂપ થાય અને એક બંધનથી બદ્ધ થતો રહે તેટલા અધિક પરિમાણમાં ભારતવર્ષના હિતની સંભાવના છે એ નવીનતાથી કહેવાની આવશ્યકતા છે જ નહિ. હવે જે વિચારણીય વિષય છે તે એ જ કે હિન્દુજનસમાજનો સ્વભાવ અત્યંત સહિષ્ણુ હોવાથી અને મુસલ્માન સમાજમાં એ સહિષ્ણુતાનો સર્વથા અભાવ હોવાથી હિન્દુસમાજ પોતાના ઉદરમાં શૈવ, ગાણપત્ય, સ્માર્ત તથા વૈષ્ણવ આદિ અનેકવિધ સંપ્રદાયો પ્રમાણેજ હજરત મહમ્મદ પયગંબર, મહાત્મા ક્રાઇસ્ટ તથા અસો જરથોસ્ત આદિના સંપ્રદાયોને પણ પોતાના ઉદરમાં સમાવિષ્ટ કરી લેશે; માત્ર એટલું જ નહિ, પણ કોઈ પણ સમાજને તે પોતાના મતના પ્રચાર માટેની સ્વતંત્રતા તથા અનુમતિ પણ આપતો રહેશે; કારણ કે, હિન્દુસમાજના હૃદયમાં એ પ્રમાણેની સ્વતંત્રતા તથા અનુમતિ આપવાની ઉદારતા આકંઠ ભરેલી છે.

હિન્દુસમાજની આ અલૌકિક ઉદારતાને હિન્દુસ્થાનમાંના ઇતર માનવસમાજોએ સ્વીકારીને તેમના પોતાના ધાર્મિક મતોને કોઇ પણ પ્રકારે બાધક ન થનાર હિન્દુઓનાં રીતરિવાજોને સ્વીકારી લેવાં જોઇએ; કારણ કે, રામકૃષ્ણજયંતી જેવા રાષ્ટ્રીય ઉત્સવો, વિજયાદશમી તથા દીપોત્સવી જેવાં સામાજિક પર્વો તેમ જ કેટલીક અન્ય હિન્દુ રૂઢિઓને જો હિન્દુસ્થાનમાંના અન્ય લોકો પણ પાળવા મંડી જાય, તો

આચારસાદશ્યના કારણથી ભારતીય માનવસમાજમાં એકરૂપતાનો આવિર્ભાવ થઇ જાય એ સર્વથા સ્વાભાવિક છે. આવી રીતે હિન્દુસ્થાનમાંના ભિન્ન ભિન્ન માનવસમાજોનું હિન્દુકરણ થઇ જશે એટલે 'હિન્દુસ્થાન દેશ કેવળ હિન્દી લોકોમાટે જ છે' એમ હિન્દીઓથી બળપૂર્વક બોલી શકાશે. તાત્પર્ય એ જ કે, 'માત્ર હિન્દુઓમાટે જ હિન્દુસ્થાન' (અહીં એ વાતને અવશ્ય લક્ષમાં રાખી લેવાની છે કે એ હિન્દુઓમાં મુસલમાન, ક્રિશ્ચિયન તથા પારસી ઇત્યાદિ કે જેમના ધર્મમતો ભિન્ન છે તે સર્વ માનવસમાજોનો પણ સમાવેશ થયેલો હશે) એવા પ્રકારની જાગ્રતિ થઈ ગઇ એટલે પછી રાષ્ટ્રીય દૃષ્ટિથી ભારતવર્ષની પદવી અત્યંત ઉચ્ચ થયેલી જ માની લેવી; કારણ કે, આવી પરિસ્થિતિમાં અન્ય રાષ્ટ્રોનો ઇચ્છા કિંવા અનિચ્છાપૂર્વક ભારતવર્ષની પદવીની શ્રેષ્ઠતાને સ્વીકાર્યા વિના છૂટકો નથી જ થવાનો. હવે અહીં એક એવો જ અન્ય પ્રશ્ન ઉપસ્થિત થવાની સંભાવના છે કે, હિન્દુઓના આચાર તથા રીતિરિવાજોનો સ્વીકાર અન્ય સમાજોએ જ શામાટે કરવો જોઇએ વારુ? હિન્દુસ્થાનમાંના અન્ય માનવસમાજોના આચાર તથા રીતિરિવાજોનો હિન્દુઓ જ સ્વીકાર કરી લે, તો શું ખોટું છે? તો એ પ્રશ્નનું ઉત્તર એટલું જ છે કે, હિન્દુસમાજ આજ પર્યંત પોતાની સહિષ્ણુતાના બળથી આવા પ્રકારના ત્યાગ તથા સ્વીકાર કરતો જ રહ્યો છે અને અન્ય માનવસમાજોમાં એ ત્યાગ તથા સ્વીકારની વૃત્તિનો સર્વથા અભાવ જ દેખાયા કરે છે એટલે ત્યાગ તથા સ્વીકારની એ વૃત્તિનું અન્ય માનવસમાજોમાં દર્શન થવા માંડતાં જ હિન્દુસમાજ તે વૃત્તિનો આદર કર્યા વિના રહે તેમ નથી એ સર્વેએ નિશ્ચયપૂર્વક માની લેવાનું છે. વળી એના સંબંધમાં એમ પણ

કરી શકાય તેમ છે કે હિન્દુસ્થાનમાં હિન્દુઓનું બહુમતત્વ હોવાથી અલ્પસંખ્યક સમાજોએ તદ્રૂપ થઇ જવું એ તેમના પોતાના હિતની દૃષ્ટિથી પણ અધિક ઇષ્ટ છે. સારાંશ કે, સમાજશાસ્ત્રની દૃષ્ટિથી સર્વ માનવસમાજોનું હિન્દુકરણ કરવાનો અધિકાર પરમાત્માએ કેવળ હિન્દુઓને જ આપેલો છે એ મુસલ્માન બંધુઓએ કદાપિ ભૂલી જવાનું નથી.

વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા જ્યાં ત્યારથી સ્વામી શ્રદ્ધાનન્દે મલકાના રાજપૂતોને શુદ્ધ કરી લેવાના કાર્યનો આરંભ કરેલો છે ત્યારથી મુસલ્માન બંધુઓનાં હૃદયો ખળભળી ઉઠયાં છે અને તે ખળભળાટના પરિણામે મુસલ્માનોએ એક કરોડ હિન્દુઓને વટલાવીને મુસલ્માન બનાવવાના પ્રયત્નોને હજરત મહમ્મદ પયગંબર કરતાં પણ અધિક સુવ્યવસ્થિત રીતિથી ચાલૂ કરી દીધા છે એમ નિત્ય સાંભળવામાં આવ્યા કરે છે. ખાજા હસન નિઝામીએ પોતાના ઇસ્લામ ધર્મના પ્રચારમાટે એક વિલક્ષણ પુસ્તક લખીને છપાવ્યું છે અને તે પુસ્તકના પ્રસારનું કાર્ય મુસલ્માનો વેગપૂર્વક કરી રહ્યા છે. કેટલાક ઉપરવ્યાપી લોકોએ નામદાર આગાખાનને નકલંકી અવતાર બનાવીને ઢેઢ તથા મોચીઓના સમાજમાં તેમનો ઉત્સવ પણ કરવા માંડયો છે. દક્ષિણ હૈદરાબાદની નિઝામશાહી તથા ભોપાળની બેગમશાહીમાં હિન્દુઓને ત્રાસ આપવાનો તથા વટલાવીને મુસલ્માન બનાવવાનો સપાટો જોરથી ચાલી રહ્યો છે એવી વાતો પણ સંભળાય છે, અને એ વાતો સાચી હોવી જોઇએ એમ કેટલાંક કારણોથી માની શકાય છે. હિન્દુ તથા મુસલ્માનોની એક્તાના પુરસ્કારના સમયમાં જ તે પુરસ્કાર સાથે મુસલ્માનોના આવા ધૃણાકારક ઉદ્યોગોને ચાલી રહેલા જોઇને આપણા હૃદયમાં

સંતાપ થાય છે અને તે અવશ્ય થવો જ જોઇએ. અર્થાત્ મુસલ્માનોનો હિન્દુધર્મ તથા હિન્દુસમાજમાટે અત્યંત વિઘાતક થઇ પડનારી આવી ચળવળો સાથે ટકર લેવાને અને આઘાતનો જવાબ પ્રત્યાઘાતથી વાળવાને હિન્દુઓએ હવે યથાશક્ય સંઘબળ તથા અન્ય બળપૂર્વક મેદાનમાં આગળ આવવું જ જોઈએ. મુસલ્માનો જો એક કરોડ હિન્દુઓને વટલાવીને મુસલ્માન બનાવવાની પોતાની પ્રતિજ્ઞાને પૂર્ણ કરવાને મથવાના હોય તો આપણે હિન્દુઓએ પણ અફગાનિસ્તાન, ઈરાન તથા તુર્કસ્તાન કે અરબસ્તાનમાંથી આવેલા અસલ મુસલ્માનોના વંશજોને વર્જ્ય કરીને બાકીના સર્વ મુસલ્માનોને એકજ્જત હિન્દુ બનાવી દેવાની દ્રઢતમ આકાંક્ષાને હૃદયમાં ધારણ કરી લેવી જોઇએ. મહારાષ્ટ્રમાં વસતા મુસલ્માનો ક્ષુદ્રબળ હોવાથી પ્રથમ મહારાષ્ટ્રમાં જ આ પ્રયોગને મહારાષ્ટ્રીયોએ યશસ્વી કરી લઇને ત્યારપછી હિન્દુ રાજાઓનાં સંસ્થાનો–દેશી રાજ્યો–માં તેનો ઉપક્રમ કરવો જોઇએ.

'સર્વને મુસલ્માન બનાવો અને મુસલ્માની ધર્મને સર્વત્ર ફેલાવો' એજ અત્યારે મુસલ્માન સાધુઓનું કર્તવ્યકર્મ થઇ રહ્યું છે; માત્ર એટલું જ નહિ, પણ ખ્વાજા હુસન નિઝામીના કથન અનુસાર 'પ્રત્યેક મુસલ્માને ઓછામાં ઓછા એક હિન્દુને તો વટલાવીને મુસલ્માન કરવો જ જોઇએ;' એવો ઉપદેશ મુસલ્માન સમાજમાંના જવાબદાર લોકો આપવા લાગ્યા છે. આ ઉપદેશનું એક ધર્મ તથા એક સમાજની ભાવનાથી બદ્ધ થયેલા મુસલ્માનો હૃદયમાં તેમની ઇચ્છાનુસાર પરિણામ થયા વિના રહે તેમ નથી; કારણ કે, મુસલ્માનસમાજ વિશેષતઃ અવિચારશીલ તથા ઉન્મત્ત હોવાથી તેમની એક ધર્મ તથા એક સમાજ વિષયક ભાવનાએ આવા

ઉપદેશથી તત્કાળ ઉદ્દીપિત થઈ જાય છે એ નવીનતાથી દર્શાવવાની લેશમાત્ર પણ આવશ્યકતા છે જ નહિ. આપણા હિન્દુઓની સ્થિતિ એથી સર્વથા વિપરીત કિંવા વિરુદ્ધ છે. અત્યારે હિન્દુસમાજમાં એકરાષ્ટ્રભાવના પ્રામુખ્યથી સંચરી રહી છે; એક ધર્મ તથા એક સમાજની ભાવનાનો હિન્દુ-સમાજમાં અભાવ છે એમ તો નથી જ; પરંતુ હિન્દુસમા-સમાજમાં એ ભાવનાઓ કાર્યકારિણી ન હોવાથી મુસલ્મા-નોના વાદના અતિવાદમાટે 'જે કોઈ પણ હિન્દુ હોય તેને મેળવી લ્યો અને હિન્દુ ધર્મની વૃદ્ધિ કરો' એવી ઉક્તિને કદાચિત્ કેટલીક વ્યક્તિઓ પોતાનાં વ્યાખ્યાનોમાં ઉચ્ચારે તો પણ તેથી કાંઈ પણ વિશેષ કાર્ય થવાનો સંભવ બહુ જ ઓછો છે. જો વાસ્તવિક કહેવામાં આવે, તો સામા-જિક દૃષ્ટિથી મુસલ્માનો સાથે લડતાં લડતાં જ હિન્દુઓ પોતાના બળને વધારી શકે તેમ છે અને અસ્પૃશ્યોની ઉન્નતિ તથા અસ્પૃશ્યતાનિવારણની ચર્ચા તો અત્યારે આપણા સમા-જમાં ચાલી જ રહી છે એટલે જો એ ચર્ચાનો યોગ્ય લાભ લઈ લેવાની જ આપણી ઇચ્છા હોય, તો લોકોને અસ્પૃશ્યો તથા મુસલ્માનોની તુલના તેમના સમક્ષ રજૂ કરીને પૂછવું કે: "ભાઈરે, તમોને અસ્પૃશ્યો જોઇએ છે કે મુસલ્માનો જોઇએ છે?" આ પ્રશ્ન હિન્દુઓ સમક્ષ રજૂ થતાં જે હિન્દુઓ આજે અસ્પૃશ્યોને સ્પૃશ્ય કરી લેવાના કાર્યથી સર્વથા વિરુદ્ધ છે તેઓ પણ એ જ ઉત્તર આપવાના કે: "અસ્પૃશ્યો પાલવશે, પણ મુસલ્માન નહિ જ પાલવે!" ધર્મોન્મત્ત મુસલ્માનોને અભિમાનનું ઉત્તર અભિમાનથી જ આપવાની હિન્દુઓની આકાંક્ષા હોય, તો તેમણે મુસલ્માન નોકર ચાકરો, દુકાનદારો તથા ડ્રૈવર આદિનો સર્વથા બહિષ્કાર કરીને તેમના સ્થાનમાં અસ્પૃશ્યોને સ્પૃશ્ય કરીને

નિયત કરી દેવા જોઇએ. મુસલ્માનોના અલીગઢને મહારાષ્ટ્રમાં લઇ આવવાના વિચારો તથા પ્રયત્નો ચાલી રહેલા હોવાથી મહારાષ્ટ્રીયોએ પણ મુસલ્માનોને કોઈ પણ પ્રકારની સહાયતા ન આપવાનો દૃઢ નિશ્ચય કરી લેવો જોઇએ તેમ જ અસ્પૃશ્યોને સર્વ પ્રકારની સહાયતાઓ આપીને ઉન્નત દશામાં લાવવા જોઇએ. ખાનદેશ, મધ્યપ્રાંત, વરાડ તથા ઈતર મહારાષ્ટ્રમાંનાં સુખવસ્તુ કુટુંબોમાં ઓછામા ઓછા એક બે મુસલ્માન નોકરો તો હોય છે જ એટલે તે નોકરોને રજા આપીને તેમના સ્થાનમાં અસ્પૃશ્યોની નીમણુક કરી શકાય તેમ છે. જો ધર્મશાસ્ત્રની દૃષ્ટિથી જોવામાં આવે તો અસ્પૃશ્યોની આભડછેટ કરતાં મુસલ્માનોની આભડછેટ વધારે ભયંકર છે; કારણ કે અસ્પૃશ્યો સ્વધર્મી છે અને મુસલ્માનો ગમે તેવા પણ પરધર્મી કિંવા વિધર્મી છે એટલે અસ્પૃશ્યોના સ્પર્શમાં જો કાંઇ પણ દોષ રહેલો હોય, તો પણ તે દોષ મુસલ્માનોના સ્પર્શમાં રહેલા દોષથી તો ઓછો જ છે એ સર્વથા નિર્વિવાદ છે. આટલી સીમા પર્યન્તની તીવ્ર ભાવનાથી જો હિન્દુસમાજ મુસલ્માન સમાજ સાથે વર્તશે, તો જ હિન્દુસમાજ પોતાના અસ્તિત્વને અવિચલ રાખી શકશે અને નહિ તો હિન્દુસમાજનું પોતાનું અસ્તિત્વ ભયમાં છે એમ જ આજની પરિસ્થિતિ આપણને સ્પષ્ટ સ્વરૂપમાં દર્શાવી રહી છે.

અસ્પૃશ્યોની ઉન્નતિમાટે લોકોની ભાવનાઓ વિરુદ્ધ 'એક જ કૂવા અથવા તળાવમાંથી અસ્પૃશ્યોને પાણી ભરવાની પરવાનગી આપો,' એમ જેઓ કહે છે, તેમણે તો ઉપર્યુક્ત સૂચનાને સર્વથી પ્રથમ વ્યવહારમાં યોજી બતાવવી જોઇએ એવી અમારી પોતાની દૃઢ માન્યતા છે; કારણ કે, પ્રેમની વૃદ્ધિનાં મુખ્ય સાધનો સહવાસ, સાહચર્ય તથા

સાન્નિધ્ય જ છે અને તેટલામાટે અસ્પૃશ્યોના પક્ષપાતીઓએ એકદમ સામાજિક બળવો ન જગાવતાં જ્યાં શક્યતા હોય ત્યાં પોતે જ અસ્પૃશ્યોની નીમણૂક કરી બતાવવી એટલે અસ્પૃશ્ય વર્ગના લોકો એ કાર્ય ઉત્તમ સ્વરૂપમાં કરી શકે છે એનો અનુભવ થતાં અસ્પૃશ્યોની ઉન્નતિ પોતાની મેળે જ થતી રહેશે; માત્ર એટલું જ નહિ, પણ એથી મુસલ્માન નોકરોને રાખવાનો હિન્દુઓનો મોહ જતો રહેશે અને તેમ થતાં મુસલ્માન નોકરોને રાખવાના પ્રસંગો જ નહિ આવે.

પ્રત્યેક મનુષ્ય કિંવા સમાજના હૃદયમાં પોતપોતાના ધાર્મિક મતનું અભિમાન વસેલું હોય એ ઇષ્ટ કાર્ય છે; પરંતુ હિન્દુસ્થાનમાંના મુસલ્માનો જો દુરાભિમાનને વશ થઈને કોઈ પણ પ્રકારના કારણ વિના હિન્દુઓને ત્રાસ આપવા માંડે, તો તો પછી આપણે પણ તેમની સાથે તેટલા જ દુરાભિમાનથી વર્તવું જોઇએ. આ કારણથી જ આ સત્ય ન્યાયનું અહીં આટલી સીમા પર્યન્ત વિવેચન કરવામાં આવ્યું છે. સાત્વિક તથા રાજસ માર્ગના વિચાર પછી ક્રમશઃ તામસ માર્ગનો વિચાર પણ અવશ્ય પ્રાપ્ત થાય છે એટલે હવે આપણે એ તામસ માર્ગના વિચારમાં પ્રવૃત્ત થઇશું. મુસલ્માનોના સમાજનો વિશેષ ભાગ ધર્મોન્મત્ત તથા અવિચારી છે અને એવા ધર્મોન્મત્ત તથા અવિચારી મુસલ્માનો જ હિન્દુસમાજને જ્યારે ને ત્યારે–વારંવાર–ત્રાસ આપતા રહે છે એટલામાટે જ્યાં આવી પરિસ્થિતિ ઉપસ્થિત થાય ત્યાં '**शठे शाठ्यं समाचरेत्**' અથવા '**शठं प्रति शाठ्यं कुर्यात्**' એ માર્ગનો સ્વીકાર જ અધિક લાભદાયક થઇ પડે છે. ક્યાંક વાદ્યો વગાડવામાં આવે, ક્યાંક વરઘોડો ચઢાવવામાં આવે અથવા તો એવું જ કોઇ અન્ય નામમાત્રનું કારણ મળી આવે એટલે એ ધર્મોન્મત્ત તથા તોફાની મુસ-

માનોની છાતીમાં હિન્દુઓ સાથે મારામારી કરવાનો કીડો એકદમ ચવળી આવે છે અથવા તો જુસ્સો એકદમ ઉછળી આવે છે. હિન્દુ તથા મુસલ્માનોના દંગામાં પહેલી છેડતી તથા ચઢાઇ મુસલ્માનોના હાથે જ થવાની અને સહનશીલતાનું માન હિન્દુઓને મળવાનું; એવો જાણે એક નિયમ જ બંધાઈ ગયો છે! પરંતુ આવા ક્ષુદ્ર વિષયોમાં જો અગ્રપૂજાનું માન હિન્દુઓ મેળવતા રહે, તો તે યોગ્ય જ છે; કારણ કે, હિન્દુઓને અનેક ઉપયોગી વિષયોમાં પોતાની શક્તિઓનો વ્યય કરવાનો હોય છે એટલે આવા ક્ષુદ્ર વિષયોમાં હિન્દુઓ પોતાની સર્વ શક્તિઓનો વ્યય કરી નાખે એ તો યોગ્ય ન જ કહેવાય. આમ હોવા છતાં પણ હિન્દુઓમાં પ્રતિકારસામર્થ્ય તો હોવું જ જોઇએ અને જ્યારે હિન્દુઓમાં એ પ્રતિકારસામર્થ્યનો આવિર્ભાવ થશે ત્યારે જ હિન્દુ તથા મુસલ્માનોની એકતા થઇ શકશે; કારણ કે, દુર્બળ સાથે સબળનું, નિર્ધન સાથે ધનાઢ્યનું અને મૂર્ખ સાથે વિદ્વાન્‌નું આ સંસારમાં કદાપિ ઐક્ય થયું નથી, થતું નથી અને હવે પછીના ભવિષ્યકાળમાં થવાનું પણ નથી. ઐક્યમાટે સમાનશીલતાની સર્વથી પ્રથમ આવશ્યકતા હોય છે. હિન્દુ તથા મુસલ્માન એ ઉભય સમાજોના શિરપર આવેલાં રાજનૈતિક વ્યસન કિંવા સંકટ એક જ હોવા છતાં પણ સમાનશીલતાની ઉત્પત્તિમાટે કેટલાંક ઇતર સાધનોની આવશ્યકતા અનિવાર્ય છે. મોટું માછલું નાના માછલાને ખાઇ જાય છે અને મારામારી કરનારા મૂર્ખ તથા તોફાની લોકો સાત્ત્વિક તથા બુદ્ધિમાન્ લોકોને તાપ દેતા રહે છે એ ન્યાય પરાપૂર્વથી ચાલતો આવેલો હોવાથી એ ડંડાબાજોની બુદ્ધિને ઠેકાણે લાવવામાટે હિન્દુઓએ પણ સેર સામે સવાસેર થવું જ જોઇએ. અર્થાત્ જ્યાં પણ હિન્દુ તથા મુસલ્માનોની મારામારીનો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યાં એ મારામારીમાં

હિન્દુઓનો પરાજય કદાપિ ન થવો જોઇએ. એ પરાજય મુસલ્માનોના પક્ષમાં જવો જોઇએ એમ પણ અમો નથી કહેતા અર્થાત્ નિદાન હિન્દુસમાજ આવા પ્રસંગમાં મુસલ્માનો સાથે તુલ્યબળ થઇને તેમની સામે છાતી ઠોકીને ઊભો રહેનારો હોવો જોઇએ એ જ અમારા કથનનો આશય છે.

હિન્દુસમાજ સમક્ષ મૂકાયલો આ તુલ્યબલવર્ધનનો પ્રશ્ન જો હિન્દુસમાજને કઠિન ભાસે, તો પણ પ્રત્યેક ગ્રામમાં વ્યાયામશાળાઓ—તાલીમખાના તથા અખાડા—ની સ્થાપના કરીને આવા ભયંકર પ્રસંગોમાં હિન્દુસમાજના સંરક્ષણમાટે કેટલાક રક્ષકોને તૈયાર કરી રાખવા એ હવે પછીના કાળનું આપણું એક અસંત આવશ્યક કર્તવ્ય છે એ આપણે હવે કદાપિ ભૂલી જવાનું નથી. અંગ્રેજી સામ્રાજ્યની સંસ્થાપના પછી આપણામાં હવે તાલીમબાજીના પરાક્રમ તથા પૌરુષની—પૌરુષવૃત્તિની—અનિવાર્ય આવશ્યક્તા છે એ તો કોઇ પણ કહી શકે તેમ છે. પૂર્વે પ્રત્યેક ગ્રામમાં ગુંડાઓનો એક સમુદાય વસતો હતો, પરંતુ તેમનામાં દેશાભિમાનની વૃત્તિનો અભાવ હોવાથી તેમના ગુણનો દુરુપયોગ જ થતો હતો. પણ આજના સમયમાં એ કાર્યો દેશાભિમાન તથા સમાજાભિમાનપૂર્વક કરવાનાં હોવાથી એવા દુરુપયોગના અકારણ ભયને હૃદયમાં સ્થાન આપવાની લેશમાત્ર પણ આવશ્યક્તા નથી. હિન્દુસમાજને બલાઢ્ય કરવામાટે શ્રી સમર્થ રામદાસ સ્વામીએ બલિષ્ઠતાદેવીની ઉપાસનાનો ઉપક્રમ કરીને જે કાર્ય કર્યું હતું તે જ કાર્ય આજે હિન્દુસમાજધુરંધરોએ કરવાનું છે અને તે તેમણે કરવું જ જોઇએ. જેવી રીતે નેતાઓના પૃષ્ઠભાગમાં તેમના અનુયાયીઓની આવશ્યક્તા હોય છે તેવી જ રીતે તેમના પૃષ્ઠભાગમાં કાંઇક શારીરિક શક્તિ-

સામર્થ્યની પણ આવશ્યકતા રહેલી હોય છે. ડઉઆન્જે સાથેના વ્યવહારમાં અંતે હાથચાલાકી–Hand to hand–નો પ્રસંગ જ્યારે આવી લાગે છે તે વેળાયે શરીરબળ વિના અન્ય કોઇ પણ વસ્તુ ઉપયોગી થઇ શકતી નથી. અર્થાત્ મુસલ્માનો સાથે તો આપણને નિત્ય 'અમંગ સાથે સંગ અને પ્રાણ જવાનો પ્રસંગ' એ ન્યાય અનુસાર એવા પ્રસંગો વારંવાર પ્રાપ્ત થતા રહે છે એટલામાટે ઉપર જણાવ્યા પ્રમાણે તાલીમખાના તથા અખાડાની સ્થાપના કરીને હિન્દુ સ્વયંસેવકોના સમુદાયને નિરંતર તૈયાર રાખવો જ જોઇએ. એક હજાર હિન્દુઓની વસતીવાળા ગામમાં એવા ઓછામાં ઓછા પચાસથી સો તાલીમબાજ લોકો તો હોવા જ જોઈએ.

આવી રીતે તાલીમખાના તથા અખાડાને ઉત્તેજન આપવામાં મુસલ્માનો સાથે મારામારી કરવાનો આશય સમાયલો છે એમ કોઇએ પલમાત્રને માટે પણ કદાપિ સમજવું નહિ. જો એવો જ પ્રસંગ આવીને ઊભો રહેશે, તો એ સંસ્થાઓનો મારામારીના કામમાં પણ કદાચિત્ ઉપયોગ કરવામાં આવશે; પરંતુ એ સંસ્થાઓનું મુખ્ય કાર્ય તો હિન્દુસમાજમાં પૌરુષવૃત્તિ તથા શરીરબળને વધારવાનું જ છે. અનેક કારણોથી આપણા હિન્દુ તરુણો અધિકાધિક નિર્બળ થતા જાય છે તેમને અધિકાધિક બલાઢ્ય કરવાની આવશ્યકતા આજે નહિ, તો ચાર દિવસ પછી પણ ઉત્પન્ન થયા વિના તો નથી જ રહેવાની. હિન્દુઓનાં તાલીમખાનાં તથા અખાડાને જોઇને જો મુસલ્માનોના મનમાં પણ તાલીમખાનાં તથા અખાડાને સ્થાપવાની સ્ફૂર્તિ થઈ આવે, તો તેથી આપણી કશી પણ હાનિ થવાનો સંભવ નથી: કારણ કે, મુસલ્માન સ્વયંસેવકોના પથકો પણ નિર્માણ

થવા જ જોઇએ. પરંતુ મુસલ્માનોએ હિન્દુઓ સાથે મારામારી કરવામાટે બલસંપન્ન થવાનું નથી, કિન્તુ હિન્દુ તથા મુસલ્માન એ ઉભય સમાજોએ એકરૂપ થઇને એક તૃતીય સમાજ સાથે વિગ્રહ કરવાનો છે એ વાર્તા હિન્દુઓએ તથા મુસલ્માનોએ એકસરખી રીતે લક્ષમાં રાખી લેવાની છે, અને ઉભય સમાજો એ વાર્તાને લક્ષમાં રાખી લે એટલે અમો અમારા ઉપદેશની સાર્થકતા થઇ ગયેલી જ માનીશું. મુસલ્માનોના હૃદયમાં આ વાર્તાના જ્ઞાનને ઉત્પન્ન કરવામાટે જ હિન્દુઓએ બલસંપન્ન થવું જોઇએ. જો મુસલ્માનો ક્યાંય પણ મારામારીના પ્રસંગને ઉપસ્થિત કરી દે, તો તે પ્રસગે સેંકડો હિન્દુઓએ ત્યાં આવીને એકત્ર થઇ જવું જોઇએ; કારણ કે, એવા પાંચ દશ પ્રસંગોમાં મુસલ્માનોને હિન્દુઓના સંપ તથા સંઘબળનો પરિચય થઈ જશે એટલે મુસલ્માનો પોતાની મેળે જ નરમ પડી જશે અને મુસલ્માનો પોતાની મેળે નરમ પડી જશે એટલે મારામારીના પ્રસંગો પણ પોતાની મેળે જ ઓછા થઇ જશે. અત્યારે ઉપર્યુક્ત કાર્યક્રમને વેગપૂર્વક આગળ વધારવાની આવશ્યકતા છે. પ્રત્યેક ગ્રામ, તથા પ્રત્યેક ઇલાકાના હિન્દુઓમાં સર્વથી પ્રથમ બલાઢ્યતા, વીરતા તથા નિર્ભયતાને ઉત્પન્ન કરવાની આવશ્યકતા અનિવાર્ય છે. હિન્દુસમાજ એક વાર આવી રીતે 'મર્દ' બની જાય એટલે પછી 'ઉદ્દંડ સંકટયુક્ત કાર્ગો મર્દ મારી જાય છે!' એ શ્રી સમર્થ રામદાસ સ્વામીના વચનની સત્યતાનો સત્વર જ આપણને પરિચય થવા માંડશે. ઉપર દર્શાવેલા સાત્વિક ઉપાયો કરતાં આ તૃતીય તામસ ઉપાય જ દુરાભિમાની તથા દુઃસાહસી મુસલ્માનોની શુદ્ધિને ઠેકાણે લાવવાના કાર્યમાં અધિક ઉપયોગી થઈ પડે તેમ છે

અને તેથી જ એ ઉપાય અહીં દર્શાવવામાં આવ્યો છે; કારણ કે, કાંટાને કાંટાની સહાયતાથી જ કાઢી શકાય છે.

અસ્તુ: મુસલમાન સમાજને આપણા ઉદરમાં પચાવી લેવા માટેના એ રાજસ તથા તામસ ઉપાયોને ક્રિયાની પ્રતિક્રિયા કિંવા આઘાતના પ્રત્યાઘાતના સ્વરૂપમાં જ યોજવાના છે. વસ્તુતઃ આર્ય સંસ્કૃતિની પ્રવૃત્તિ દૈવિક હોવાથી "**दैवी संपद्विमोक्षाय निबंधायासुरी मता**" અર્થાત્ "દૈવી સંપત્તિ મોક્ષદાત્રી છે અને આસુરી સંપત્તિ બંધનદાયિની છે." એ તત્ત્વ આર્યસંસ્કૃતિને અક્ષરશઃ માન્ય છે અને તેથી હિન્દુસ્તાન કેવળ હિન્દુઓ-માટે જ હોવા છતાં, હિન્દુધર્મ તત્ત્વની દૃષ્ટિથી શ્રેષ્ઠ તથા ઉત્પત્તિની દૃષ્ટિથી પ્રાચીનતમ હોવા છતાં, હિન્દુસમાજ સંખ્યાબળમાં અધિક હોવા છતાં અને માનવવંશશાસ્ત્રની દૃષ્ટિએ હિન્દુસમાજને સર્વ ભ્રષ્ટ હિન્દુ-ઓને પુનઃ હિન્દુ બનાવી લેવાનો સંપૂર્ણ અધિકાર હોવા છતાં પણ મુસલમાનોને પોતાના અસ્તિત્વમાટે શંકાશીલ થવાનું કાંઇ પણ કારણ નથી; કારણ કે, હિન્દુ સંસ્કૃતિ એવા જ પ્રસંગો આવી લાગતાં કદાચિત્ 'થાય તેવા થઇએ તો ગામ વચ્ચે રહીએ' એ ન્યાયથી વર્તશે ખરી; પરંતુ તેનું મૌલિક સ્વરૂપ શુદ્ધ, સાત્ત્વિક, પ્રેમાળ તથા ઉજ્જ્વલ હોવાથી તે વિના કારણ કોઇની હાનિ કરવાને તો તૈયાર નથી જ થવાની; કિંબહુના મુસલમાનો હિન્દુઓ સાથે જો બંધુભાવથી વર્તતા રહેશે અને ભરતભૂમિને પોતાની જન્મદાત્રી માતા માનીને પૂજતા રહેશે, તો હિન્દુઓ તેમનું પ્રેય તથા શ્રેય જ કરતા રહેશે એ સર્વથા નિઃશંક તથા નિર્વિવાદ છે. પરંતુ એથી વિરુદ્ધ જો મુસલમાનો ગર્વિષ્ઠતા તથા મદોન્મત્તતાથી હિન્દુ-ઓને સતાવતા રહેશે અને હિન્દુભૂમિની નિર્ભર્ત્સના જ

કરતા રહેશે તો પછી તેમની સુખશ્રીની ઇતિશ્રી થયા વિના નથી જ રહેવાની એ વાર્તા પણ અક્ષરશઃ સત્ય જ છે.

હિંદુઓ સાથે સહકાર્ય કરવામાટે મુસલમાનોએ ગોવધને તો બંધ જ કરી દેવો જોઈએ; કારણ કે, ગાય એક જાનવર છે એ જો કે સત્ય છે, તથાપિ તેનામાં હિન્દુઓની જે પૂજ્ય ભાવના રહેલી છે તે પૂજ્ય ભાવનાને દુઃખવવાનો મુસલ્માનોને કોઇ પણ પ્રકારનો અધિકાર નથી. હિન્દુસ્તાન એક કૃષિપ્રધાન દેશ હોવાથી મુસલ્માનો હિન્દુસ્થાનનાં ખેતરોમાં પાકતું અન્ન ખાઇને જ પોતાની ક્ષુધાનું નિવારણ કર્યા કરે છે એટલામાટે 'જો આપણે ગાયોનો સંહાર કરીશું, તો આપણને ખાવાને અન્ન મળી શકશે નહિ; માત્ર એટલું જ નહિ, પણ આપણાં બાળકોને ઘી તથા દૂધ મળવાની પણ મારમાર થઈ પડશે,' એવી મુસલ્માનોની પણ હિન્દુઓ પ્રમાણે જ દૃઢ માન્યતા થવી જોઇએ. વાદ્યો વગાડવાના વિષયમાં એટલું જ કથન પર્યાપ્ત છે કે જ્યારે મુસલ્માનોની મસ્જિદમાં પ્રાર્થનાનો વિધિ ચાલી રહ્યો હોય તે વેળાયે મસ્જિદ પાસે વાદ્યો ન વગાડવાં જોઇએ; પરંતુ તૂટીફૂટી ગયેલી અને ખંડીયેરના રૂપમાં પરિણત થયેલી મસ્જિદોથી ચારે તરફ બબ્બે ફર્લાંગના અંતરપર કદાપિ વાદ્યો વગાડવાં જ નહિ એ નિયમને તો એક પ્રકારનો અત્યાચાર જ કહી શકાય તેમ છે, અને એ અત્યાચારનો પ્રતિકાર કર્યા વિના હિન્દુઓ હવે જંપીને નથી જ બેસવાના. તાત્પર્ય એ જ કે જો મુસલ્માનો ગોવધને બંધ કરી દેશે અને હિન્દુઓને વાદ્યવાદનનું સ્વાતંત્ર્ય સમર્પી દેશે, તો હિન્દુઓ મુસલ્માનોમાં અવશ્ય આત્મભાવ રાખશે અને હિન્દુમુસલ્માનોના કલહનું એક કારણ તો બહુ અંશે નષ્ટ થઇ જશે.

મુસલ્માનોએ હિન્દુઓને વાજાં વગાડવાની સ્વતંત્રતા આપવી અને પોતાના તથા હિન્દુઓના કલ્યાણમાટે ગોવધને સર્વથા બંધ કરી દેવો એમ જો કે અમોએ ઉપર કહેલું છે, પરંતુ મુસલ્માનોએ હિન્દુઓ સાથે ઐક્ય સ્થાપવામાટે એક અન્ય કાર્ય પણ અવશ્ય કરવાનું છે અને તે એ કે તેમણે નિરક્ષર તથા અવિચારી હિન્દુઓને વટલાવીને મુસલ્માન કરવાના વ્યવસાયને પણ સર્વથા ત્યાગી દેવો. બ્રાહ્મણ ક્ષત્રિય તથા વૈશ્ય આદિને બુદ્ધિવાદ તથા યુક્તિવાદવડે કુરાનમાંનાં રહસ્યો સમજાવી દઇને જો તેમની ઈસ્લામધર્મ સ્વીકારવાની ઈચ્છા હોય તો મુસલ્માનોએ આનન્દથી તેમને ઈસ્લામ ધર્મની દીક્ષા આપી દેવી. પરંતુ 'અસ્પૃશ્ય વર્ગના લોકમાંથી અડધા તમારા અને અડધા અમારા' એમ કહીને જો મુસલ્માનો એક બાજૂ હિન્દુમુસ્લિમ ઐક્યની વાતો કરીને બીજી બાજૂ હિન્દુઓના અવયવનો ઉચ્છેદ કરવા માંડશે, તો હિન્દુમુસ્લિમ ઐક્ય આ ભવમાં તો શું, પણ સાત અવતારમાં પણ સિદ્ધ નથી થવાનું તે નથી જ થવાનુ. મુસલ્માનોએ ભોળા તથા અશિક્ષિત હિન્દુઓના સમાજમાં જઇને નકલંકી અવતારની મનઘડંત કથાઓ સંભળાવીને ગડબડાધ્યાયો ચલાવવા માંડયા છે તે ગડબડાધ્યાયોને તેમણે બિલ્કુલ બંધ કરી દેવા જોઇએ. પરંતુ મુસલ્માનોને એ ઉપદેશ આપવાને બદલે હિન્દુઓને જ અમારો એ ઉપદેશ છે કે જો તમો હિન્દુઓ યોગ્ય તથા સર્વમાન્ય સ્વરૂપમાં અસ્પૃશ્યોનો ઉદ્ધાર કરી દેશો, તો એમાટે મુસલ્માનો તથા ક્રિશ્ચિયનો સાથે ઝગડવાના કારણનો જ સદાને માટે અંત આવી જશે અને "ન રહેગા બાંસ, ન બજેગી બાંસરી!"

અત્યાર સુધી આપણે 'થાય તેવા થઇએ, તો ગામ

વચ્ચે રહીએ' એ દૃષ્ટિથી જ આપણા પ્રતિપાદ્ય વિષયનો વિચાર કર્યો છે; પરંતુ સર્વ હિંદીઓએ મળીને અંગ્રેજ સરકાર પાસેથી સ્વરાજ્ય મેળવવાના પ્રયત્નો કરવા કે પોતામાં જ લડીઝગડીને બેસી રહેવું ? અંગ્રેજો હિન્દુસ્તાનમાં આવીને આપણી કઇ ન્યૂનતાનો લાભ લઇ રહ્યા છે, એ રહસ્ય હજી પણ આપણા જાણવામાં ન આવી શક્યું હોય, તો પછી આપણે 'સ્વરાજ્ય, સ્વરાજ્ય,' એવા પ્રકારનો જે પોકાર કરી રહ્યા છીએ તે પોકારનો અર્થ જ શો છે વારુ ? ભાવિ સ્વરાજ્ય કેવળ એક જ સંસ્કૃતિમાટે ન હોઇને હિન્દુ, મુસલમાન, ક્રિશ્ચિયન્ તથા પારસી એ સર્વ સંસ્કૃતિઓના સ્તરોપર જ એ સ્વરાજ્યની સ્થાપના થવાની છે. સ્વ. લોકમાન્ય બાલગંગાધર તિલક લખનૌમાં થયેલા રાષ્ટ્રીય પરિષદ્–કૉન્ગ્રેસ–ના અધિવેશનમાં જે એમ કહ્યું હતું કે: "ફૉરેન્ બુરોક્રસી કરતાં મુસલ્માન બુરોક્રસી હશે. તો ચાલશે;" એનો અર્થ શો વારુ ? સાત્ત્વિકો સાથે સાત્ત્વિક,રાજસો સાથે રાજસ અને તામસો સાથે તામસભાવથી વર્તવાનો નિયમ હોવા છતાં જ્યારે પરકીય શત્રુ સાથે ઝગડવાનો પ્રસંગ આવી લાગે, ત્યારે ઘરના ઝગડાને એક બાજૂએ રાખી દેવાની આવશ્યકતા નથી કે શું? કારણ કે, પરકીય શત્રુને પરાજિત કર્યા પછી ઘરમાં ઝગડવા માટેનો આપણને પુષ્કળ અવકાશ મળી શકે તેમ છે એટલે આ સર્વ પ્રૌઢ વિચારોને લક્ષમાં લઇને પરસ્પર પ્રેમથી વર્તવામાં જ આપણા અંતિમ કલ્યાણની સિદ્ધિ સમાયલી છે. સર્વ જવાબદાર રાજનૈતિક નેતાઓએ સત્તાના એક ચતુર ધોરણને પોતાનાં નેત્રો સમક્ષ રાખવાની આવશ્યકતા છે અને તે ધોરણ એ છે કે મુસલ્માન, ક્રિશ્ચિયન તથા પારસીઓના સમાજમાંના કેટલાક બુદ્ધિમાન્ તથા પ્રતિષ્ઠિત પુરુષોને

પોતાની કક્ષામાં ખેંચી લેવા. આ કાર્યમાટે કેવળ લેખકો તથા વક્તાઓ એટલે કે એક દૃષ્ટિથી ઉચ્ચ કારકૂની તથા મોઢાની પટેલાઈ કરનારા અગ્રેસરો લેશમાત્ર પણ ઉપયોગી થઇ શકે તેમ નથી; કિન્તુ આ કાર્યમાટે તો કુલીન, વ્યવહારચતુર તથા બહુશ્રુત મનુષ્યોની આવશ્યકતા છે. જો હવે પછી નિકટના ભવિષ્યમાં આવા અગ્રેસરોનો વર્ગ અસ્તિત્વમાં આવશે અને તે ભિન્નભિન્ન સમાજમાંના વજનદાર પુરુષો સાથે પ્રેમપૂર્ણ સંબંધ રાખશે તો તેમની સહાયતાથી આપણા સર્વ પ્રયત્નો સફળ થતા રહેશે અને સ્વરાજ્યપ્રાપ્તિનો માર્ગ સરળતમ થઇ પડશે

## મુસલમાનોએ હિન્દુસ્તાનમાં કરેલા ધાર્મિક અત્યાચારોનો ઈતિહાસ

હાલમાં કેટલાક સમયથી મરાઠી ભાષામાં 'ઈસ્લામ ધર્મ' નામક એક ત્રૈમાસિક પત્ર પ્રકટ થવા માંડયું છે અને તેના સંપાદક શ્રીયુત સિકંદરલાલ અત્તાર છે. એ ગૃહસ્થના ઉદ્દેશોમાટે આપણે તેમની પ્રશંસા કરવી જ જોઇએ; પરંતુ એમના ઉદ્દેશો સફળ થશે કે કેમ એ માત્ર એક શંકાસ્પદ વિષય છે. એ 'ઇસ્લામ ધર્મ' નામક ત્રૈમાસિકના ઇ. સ. ૧૯૨૩ ના જાન્યુઆરી માસના અંકમાં 'કુરાન શરીફમાંની યુદ્ધનીતિ' શીર્ષક લેખમાં સંપાદક મહાશ કુરાન શરીફમાં વર્ણવાયલી યુદ્ધનીતિના સંબં વિધાનો કરેલાં છે તે આ છેઃ— નમાં તલ્વાર

૧. "એક હાથમાં કુરાન અને બી ઉત્તમ છે, એવી લઇને ધર્મનો પ્રચાર કરવો એ ફુરાયલો નથી. મુસલમાનીતિનો કુરાનમાં ક્યાંય ઉ કરવો જોઇએ એવો ઉપદેશ નોએ પોતાના ધર્મનો ાર કરવો જોઇએ એવો ઉપદેશ જો કે કુરાન નમાં કરાયલો છે, પણ ધર્મનો તે પ્રચાર

વચ્ચે રહીએ' એ દૃષ્ટિથી જ આપણા પ્રતિપાદ્ય વિષયનો વિચાર કર્યો છે; પરંતુ સર્વ હિંદીઓએ મળીને અંગ્રેજ સરકાર પાસેથી સ્વરાજ્ય મેળવવાના પ્રયત્નો કરવા કે પોતામાં જ લડીઝગડીને બેસી રહેવું ? અંગ્રેજો હિન્દુસ્તાનમાં આવીને આપણી કઇ ન્યૂનતાનો લાભ લઇ રહ્યા છે, એ રહસ્ય હજી પણ આપણા જાણવામાં ન આવી શક્યું હોય, તો પછી આપણે 'સ્વરાજ્ય, સ્વરાજ્ય,' એવા પ્રકારનો જે પોકાર કરી રહ્યા છીએ તે પોકારનો અર્થ જ શો છે વારુ ? ભાવિ સ્વરાજ્ય કેવળ એક જ સંસ્કૃતિમાટે ન હોઇને હિન્દુ, મુસલમાન, ક્રિશ્ચિયન તથા પારસી એ સર્વ સંસ્કૃતિઓના સ્તરોપર જ એ સ્વરાજ્યની સ્થાપના થવાની છે. સ્વ. લોકમાન્ય બાલગંગાધર તિલકે લખનૌમાં ભરેલા રાષ્ટ્રીય પરિષદ–કૉન્ગ્રેસ–ના અધિવેશનમાં જે એમ કહ્યું હતું કે: " ફૉરેન બ્યુરોક્રસી કરતાં મુસલ્માન બ્યુરોક્રસી હશે. તો ચાલશે;" એનો અર્થ શો વારુ ? સાત્ત્વિકો સાથે સાત્ત્વિક,રાજસો સાથે રાજસ અને તામસો સાથે તામસભાવથી વર્તવાનો નિયમ હોવા છતાં જ્યારે પરકીય શત્રુ સાથે ઝગડવાનો પ્રસંગ આવી લાગે, ત્યારે ઘરના ઝગડાને એક બાજુએ રાખી દેવાની આવશ્યકતા નથી કે શું ? કારણ કે, પરકીય શત્રુને પરાજિત કર્યા પછી ઘરમાં ઝગડવા માટેનો આપણને પુષ્કળ અવકાશ મળી શકે તેમ છે એટલે આ સર્વ પ્રૌઢ વિચારોને લક્ષમાં લઇને પરસ્પર પ્રેમથી વર્તવામાં જ આપણા અંતિમ કલ્યાણની સિદ્ધિ સમાયલી છે. સર્વ જવાબદાર રાજનૈતિક નેતાઓએ સત્તાના એક ચતુર ધોરણને પોતાનાં નેત્રો સમક્ષ રાખવાની આવશ્યકતા છે અને તે ધોરણ એ છે કે મુસલમાન, ક્રિશ્ચિયન તથા પારસીઓના સમાજમાંના કેટલાક બુદ્ધિમાન્ તથા પ્રતિષ્ઠિત પુરુષોને

પોતાની કક્ષામાં ખેંચી લેવા. આ કાર્યમાટે કેવળ લેખકો તથા વક્તાઓ એટલે કે એક દૃષ્ટિથી ઉચ્ચ કારકૂની તથા મોઢાની પટેલાઈ કરનારા અગ્રેસરો લેશમાત્ર પણ ઉપયોગી થઇ શકે તેમ નથી; કિન્તુ આ કાર્યમાટે તો કુલીન, વ્યવહારચતુર તથા બહુશ્રુત મનુષ્યોની આવશ્યક્તા છે. જો હવે પછી નિકટના ભવિષ્યમાં આવા અગ્રેસરાનો વર્ગ અસ્તિત્વમાં આવશે અને તે ભિન્નભિન્ન સમાજમાંના વજનદાર પુરુષો સાથે પ્રેમપૂર્ણ સંબંધ રાખશે તો તેમની સહાયતાથી આપણા સર્વ પ્રયત્નો સફળ થતા રહેશે અને સ્વરાજ્યપ્રાપ્તિનો માર્ગ સરળતમ થઇ પડશે

## મુસલમાનોએ હિન્દુસ્તાનમાં કરેલા ધાર્મિક અત્યાચારોનો ઈતિહાસ

હાલમાં કેટલાક સમયથી મરાઠી ભાષામાં 'ઈસ્લામ ધર્મ' નામક એક ત્રૈમાસિક પત્ર પ્રકટ થવા માંડયું છે અને તેના સંપાદક શ્રીયુત સિકંદરલાલ અત્તાર છે. એ ગૃહસ્થના ઉદ્દેશોમાટે આપણે તેમની પ્રશંસા કરવી જ જોઇએ; પરંતુ એમના ઉદ્દેશો સફળ થશે કે કેમ એ માત્ર એક શંકાસ્પદ વિષય છે. એ 'ઇસ્લામ ધર્મ' નામક ત્રૈમાસિકના ઇ. સ. ૧૯૨૩ ના જાન્યુઆરી માસના અંકમાં 'કુરાન શરીફમાંની યુદ્ધનીતિ' શીર્ષક લેખમાં સંપાદક મહાશયે કુરાન શરીફમાં વર્ણવાયલી યુદ્ધનીતિના સંબંધે વિધાનો કરેલાં છે તે આ છેઃ—

તલ્વારના જોરથી કરવાનું નથી કહેલું, કિન્તુ ઉપદેશના માર્ગથી જ કરવાનું કહેલું છે. તે આજ્ઞા આ પ્રમાણે છેઃ 'અને તમારામાંથી એક એવો સંઘ નિર્માણ થવો જોઇએ કે તે (લોકોને) મંગળમય માર્ગપ્રતિ વાળતો રહે, તેમને સત્કર્મ વિષયક આજ્ઞાઓ સંભળાવતો રહે તથા તેમને અયોગ્ય (?) કૃત્યોથી પરાવૃત્ત કરતો રહે. આવા લોકો-એ સંઘમાંના લોકો-સંસારથી સર્વથા અલિપ્ત-વિરક્ત-હોવા જોઈએ. (સુરહુલ ઇમ્રાન, ૨. ૧૧)

૨. 'પરંતુ ધર્મના કાર્યમાં બળાત્કાર કરવો એ સર્વથા અયોગ્ય છે. ધર્મના કાર્યમાં જબરદસ્તી હોઈ શકે જ નહિ. જો વાસ્તવિકતાથી જોવામાં આવે, તો ભૂલ ભરેલા માર્ગથી લોકોને સન્માર્ગમાં ચલાવવામાટે જ ધર્મનો અવતાર થયેલો છે' [સુરહુલ બકરહ. ૨. ૩૪]"

૩. "અને જો તમારા પ્રતિપાલકે એવી જ ઇચ્છા કરી હોત, તો અત્યારે આ પૃથ્વીમાં જે લોકો વસી રહ્યા છે તે સર્વ લોકો એકસમયાવચ્છેદે તત્કાળ એક જ પંથમાં સમાવિષ્ટ થઇ ગયા હોત. (પરંતુ તેમ થયેલું જોવામાં નથી આવતું તેટલામાટે) જ્યાં સુધી (ધર્મ?) લોકોના વિશ્વાસને પાત્ર ન થાય, ત્યાં સુધી તમારી જબરદસ્તીનો શો ઉપયોગ થવાનો હતો વારૂ? (સુરહુલ ન્યુનુસ, ૨. ૧૦)"

આ વિચારો વિચારો તરીકે તો ઉત્તમ છે એની કોઇથી ના પાડી શકાય તેમ નથી; તથાપિ ખુદ હજરત મહમદ પયગંબરના સમય જ તેમના અનુયાયી જનોના હસ્તથી ધર્મ-પ્રચારના કાર્યમાં એ વિચાર અનુસાર આચાર થયા છે કે કેમ એ જ એક ગહનતમ અને વિચારણીય પ્રશ્ન છે અને એ પ્રશ્નના ઉત્તરમાં તેમના આચારનો ઇતિહાસ આપણને શી સાક્ષી આપી રહ્યો છે વારૂ? એક હાથમાં કુરાન

અને બીજા હાથમાં તલ્વાર ' એ કહેવત અથવા લોકમાન્યતા કોઇ પણ પ્રકારના આધાર વિના કેવળ અસત્યવાદ તરીકે જ અસ્તિત્વમાં આવેલી છે, એમ દર્શાવવાનો તો રા. અત્તાર મહાશયનો આશય નથી ને? કુરાન શરીફમાં આવા શતાવધિ ઉત્તમ વિચારો દર્શાવાયલા હશે એની અમો ના નથી પાડતા; પરંતુ કેટલીક વાર પયગંબર સાહેબના પોતાના હસ્તથી જ એ વિચારોની સર્વથા વિરુદ્ધ વર્તન થવાનાં ઉદાહરણો ઇતિહાસમાં વિદ્યમાન છે, તો પછી તેમના અનુયાયી જનોના હસ્તથી એ વિચારોની ભયંકર અવહેલના થતી રહે એમાં તો આશ્ચર્ય જ શું હોય વારુ? વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવાથી હજરત મહમદ પયગંબર તથા તેમના અનુયાયી મુસલ્માનોની સાત્વિકતામાં ઇતર ધર્મીયોનો વિશ્વાસ ન બંધાય એ સ્વાભાવિક નથી કે શું? ઇસ્લામધર્મીયોએ તલ્વાર તથા અત્યાચારોના બળથી જ હિન્દુસ્તાનમાં મુસલ્માનસંઘને નિર્માણ કરેલો છે એ ઐતિહાસિક સત્ય હોવાથી એ સત્યની સિદ્ધિમાટે ઇતિહાસ વિના અન્ય કોઈ પ્રમાણની આવશ્યકતા છે જ નહિ, અને સાત્ત્વિક વૃત્તિ તથા અનત્યાચાર સાથે પ્રથમથી જ વ્યાવહારિક દૃષ્ટિથી ઈસ્લામધર્મનો બારમો ચન્દ્રમા ચાલ્યો આવે છે એવું વિધાન કરવા માટેનાં હિન્દુસ્તાનના ઇતિહાસમાંથી અને તે પણ વળી મુસલ્માન મોરિંખો-ઇતિહાસલેખકો-ના લખેલા 'મુસલ્માન રાજત્વકાલિક ઇતિહાસગ્રંથોમાંથી જેટલાં જોઇએ તેટલાં પ્રમાણો આપણને મળી આવે છે.

અત્યારે મુસલ્માન બાદશાહોની બાદશાહી હિન્દુસ્તાનમાં નથી અને મુસલ્માનો પણ હિન્દુઓ પ્રમાણે બ્રિટિશ સામ્રાજ્યના નાગરિકોની અવસ્થાને ભોગવી રહ્યા છે; છતાં અત્યારે આવી પરાધીન અવસ્થામાં પણ મુસલ્માનો શાંતિ-

તલ્વારના જોરથી કરવાનું નથી કહેલું, કિન્તુ ઉપદેશના માર્ગથી જ કરવાનું કહેલું છે. તે આજ્ઞા આ પ્રમાણે છે: 'અને તમારામાંથી એક એવો સંઘ નિર્માણ થવો જોઇએ કે તે (લોકોને) મંગળમય માર્ગપ્રતિ વાળતો રહે, તેમને સત્કર્મ વિષયક આજ્ઞાઓ સંભળાવતો રહે તથા તેમને અયોગ્ય (?) કૃત્યોથી પરાવૃત્ત કરતો રહે. આવા લોકો-એ સંઘમાંના લોકો-સંસારથી સર્વથા અલિપ્ત-વિરક્ત-હોવા જોઇએ. (સુરહુલ ઇમ્રાન, ૨. ૧૧)

૨. 'પરંતુ ધર્મના કાર્યમાં બળાત્કાર કરવો એ સર્વથા અયોગ્ય છે. ધર્મના કાર્યમાં જબરદસ્તી હોઈ શકે જ નહિ. જો વાસ્તવિકતાથી જોવામાં આવે, તો ભૂલ ભરેલા માર્ગથી લોકોને સન્માર્ગમાં ચલાવવામાટે જ ધર્મનો અવતાર થયેલો છે' [સુરહુલ બકરહ. ૨. ૩૪]"

૩. "અને જો તમારા પ્રતિપાલકે એવી જ ઇચ્છા કરી હોત, તો અત્યારે આ પૃથ્વીમાં જે લોકો વસી રહ્યા છે તે સર્વ લોકો એકસમયાવચ્છેદે તત્કાળ એક જ પંથમાં સમાવિષ્ટ થઇ ગયા હોત. (પરંતુ તેમ થયેલું જોવામાં નથી આવતું તેટલામાટે) જ્યાં સુધી (ધર્મ?) લોકોના વિશ્વાસને પાત્ર ન થાય, ત્યાં સુધી તમારી જબરદસ્તીનો શો ઉપયોગ થવાનો હતો વારુ? (સુરહુલ ન્યનુસ, ૨. ૧૦)"

આ વિચારો વિચારો તરીકે તો ઉત્તમ છે એની કોઇથી ના પાડી શકાય તેમ નથી; તથાપિ ખુદ હજરત મહમદ પયગંબરના તેમ જ તેમના અનુયાયી જનોના હસ્તથી ધર્મ-પ્રચારના કાર્યમાં આ વિચાર અનુસાર આચાર થયા છે કે કેમ એ જ એક ગહનતમ તથા વિચારણીય પ્રશ્ન છે અને એ પ્રશ્નના ઉત્તરમાં તેમના આચારનો ઇતિહાસ આપણને શી સાક્ષી આપી રહ્યો છે વારુ? 'એક હાથમાં કુરાન

અને બીજા હાથમાં તલ્વાર' એ કહેવત અથવા લોકમાન્યતા કોઇ પણ પ્રકારના આધાર વિના કેવળ અસત્યવાદ તરીકે જ અસ્તિત્વમાં આવેલી છે, એમ દર્શાવવાનો તો રા. અત્તાર મહાશયનો આશય નથી ને? કુરાન શરીફમાં આવા શતાવધિ ઉત્તમ વિચારો દર્શાવાયલા હશે એની અમો ના નથી પાડતા; પરંતુ કેટલીક વાર પયગંબર સાહેબના પોતાના હસ્તથી જ એ વિચારોની સર્વથા વિરુદ્ધ વર્તન થવાનાં ઉદાહરણો ઇતિહાસમાં વિદ્યમાન છે, તો પછી તેમના અનુયાયી જનોના હસ્તથી એ વિચારોની ભયંકર અવહેલના થતી રહે એમાં તો આશ્ચર્ય જ શું હોય વારુ? વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવાથી હજરત મહમદ પયગંબર તથા તેમના અનુયાયી મુસલ્માનોની સાત્વિકતામાં ઇતર ધર્મીયોનો વિશ્વાસ ન બંધાય એ સ્વાભાવિક નથી કે શું? ઇસ્લામધર્મીયોએ તલ્વાર તથા અત્યાચારોના બળથી જ હિન્દુસ્તાનમાં મુસલ્માનસંઘને નિર્માણ કરેલો છે એ ઐતિહાસિક સત્ય હોવાથી એ સત્યની સિદ્ધિમાટે ઇતિહાસ વિના અન્ય કોઈ પ્રમાણની આવશ્યકતા છે જ નહિ, અને સાત્વિક વૃત્તિ તથા અનત્યાચાર સાથે પ્રથમથી જ વ્યાવહારિક દૃષ્ટિથી ઇસ્લામધર્મનો બારમો ચન્દ્રમા ચાલ્યો આવે છે એવું વિધાન કરવા માટેનાં હિન્દુસ્તાનના ઇતિહાસમાંથી અને તે પણ વળી મુસલ્માન મોર્રિખો–ઇતિહાસલેખકો–ના લખેલા મુસલ્માન રાજત્વકાલિક ઇતિહાસગ્રંથોમાંથી જેટલાં જોઇએ તેટલાં પ્રમાણો આપણને મળી આવે છે.

અત્યારે મુસલ્માન બાદશાહોની બાદશાહી હિન્દુસ્તાનમાં નથી અને મુસલ્માનો પણ હિન્દુઓ પ્રમાણે બ્રિટિશ સામ્રાજ્યના નાગરિકોની અવસ્થાને ભોગવી રહ્યા છે; છતાં અત્યારે આવી પરાધીન અવસ્થામાં પણ મુસલ્માનો શાંતિ-

-પ્રિય હિન્દુઓપર જે અત્યાચારો વારંવાર કરતા રહે છે, તે અત્યાચારોમાંના મોપલાઓના બળવાને જ જો ઉદાહરણ તરીકે અહીં અવલોકવામાં આવે, તો વર્તમાન કાળમાં પણ ઇસ્લામ ધર્મની વૃત્તિ કેટલી રીતે પર્યન્ય અત્યાચારશીલના તથા બળાત્કારપ્રિયતાને દર્શાવી રહી છે એની આપણાથી સ્પષ્ટ કલ્પના કરી શકાય છે; છતાં ઇસ્લામ ધર્મની એ મદોન્મત્ત વૃત્તિ રા. અત્તાર જેવા હિન્દુસંઘમાંથી જ નિર્માણ થયેલા મુસલ્માન ગૃહસ્થના જોવામાં નથી આવી શકતી કે શું ? મલબારમાં મુસલ્માન મોપલાઓએ હિન્દુ-ઓપર કરેલા અમાનુષ ઇસ્લામી અત્યાચારોનાં વર્ણનો સાંભળીને કુરાન શરીફમાંનાં પવિત્ર વાક્યોમાં વિશ્વાસ રાખનાર જો કોઈ પણ મુસલ્માન લજ્જિત ન થઇ જાય અને શર્મથી પોતાના મુખને નીચું ન નમાવી લે, તો તે મુસલ્માન જ નથી! એમ જ આપણે માનવું જોઇએ. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ આશ્ચર્યની વાર્તા તો એ જ છે કે મોપલાઓના તેમ જ અન્ય સ્થાનોના અત્યાચારી મુસલ્માન બળવાખોરોના એ અમાનુષ અત્યાચારોનો નિષેધ કરવાની કોઈ પણ સાચા પયગંબરભક્ત મુસલ્માન ગૃહસ્થે અદ્યાપિ ઉદારતા નથી દર્શાવી તેમ જ ખિલાફત સંઘ તથા મુસ્લિમ લીગ જેવી જવાબદાર સંસ્થાઓએ પણ મુસલ્માનોના એ અત્યાચારો વિરુદ્ધ એક શબ્દ પણ નથી ઉચ્ચાર્યો. હિન્દુમાંથી થયેલા મુસલ્માનો અથવા હિન્દુસ્તાની મુસલ્માનોનો આ ભયાનક પક્ષપાત નહિ, તો બીજું શું વારુ? પરંતુ જ્યાં હિન્દુ અગ્રેસરો જ નિર્લજ્જ પંઢ તથા સત્વહીન થઇ ગયા હોય, ત્યાં મુસલ્માન અગ્રેસરો ક્ષમાયાચનામાં મુખબાજાનો અકારણ વ્યય કરી નાખવાની મૂર્ખતા શામાટે દર્શાવે ? એવામાં વળી 'મોપલાઓએ કેવળ ધર્માભિમાનથી પ્રેરાઇને જ હિન્દુઓપર અત્યાચારો કર્યા હતા!' એવા

આશયનું મહાત્મા ગાંધીજીનું તેમનું સર્ટીફીકેટ મળી જાય એટલે પછી મુસલ્માન અગ્રેસરોનાં મુખોમાંથી સામાન્ય શોકપ્રદર્શક શબ્દોને સાંભળવાની આશા પણ આપણાથી કેવી રીતે રાખી શકાય વારૂ? આવી સર્વથા વિલક્ષણ તથા વિપરીત પરિસ્થિતિમાં આપણે બિચારા હિન્દુઓ જો આવી આશાને આપણા હૃદયમાં ઉત્પન્ન થવા દઈએ, તો આપણા જેવા મૂર્ખ તથા બુદ્ધિહીન આપણે પોતે જ મનાઈએ અથવા તો લોકો આપણને 'વિક્ષિપ્ત' નામથી જ ઓળખવા મંડી જાય એ સર્વથા સ્વાભાવિક હોવાથી એ આશાને ત્યાગી દઈને ભવિષ્યના આવા પ્રસંગોમાં આત્મરક્ષામાટે સમર્થ થવાની અત્યારથી જ તૈયારીઓ કરવા મંડી જવું એમાં જ આપણા હિન્દુઓનું કલ્યાણ છે; એમાં જ આપણા હિન્દુઓની સુરક્ષિતતા છે.

મોપલાઓનો બળવો અસહકારવાદ તથા ખિલાફતની ચળવળમાંથી જ ઉત્પન્ન થયો હતો એ વાર્ત્તા તો હવે નિઃસંશય સિદ્ધ થઈ ગઈ છે. મોપલાઓના બળવાના સંબંધમાં જેટલા પરિમાણમાં મુસલ્માનો ઉત્તરદાતા—જવાબદાર—છે તેથી અધિક પરિમાણમાં મહાત્મા ગાંધી અને મૌલાના મહમદઅલી તથા મૌલાના શૌકતઅલી—અલીબ્રધર્સ—ઉત્તરદાતા છે એવી અમારી તથા અન્ય અસંખ્ય ભારતીય આર્યજનતાની દૃઢ માન્યતા છે. મોપલાઓએ મલબારના હિન્દુઓપર કરેલા અત્યાચારો એટલી સીમાપર્યન્ત ઘૃણાકારક તથા મનઃસંતાપજનક છે કે એ અત્યાચારોને પૈશાચિક, રાક્ષસોપમ, અમાનુષ કિંવા ચાંડાલતુલ્ય આદિ વિશેષણોમાંથી કયાં વિશેષણો લગાડવાં એ એક ગહન વિચારનો વિષય થઇ પડયો છે. અતિશય ખેદનો વિષય તો એ જ છે કે મલબારના હિન્દુઓપર મલબારી મોપલા મુસલ્માનોએ

આવા પૈશાચિક અત્યાચારો ધૂમધડાકે કરવા છતાં બહુધા પોતાને ' રાષ્ટ્રીય ' નામથી ઓળખાવતાં સર્વ વર્તમાનપત્રોએ એ અત્યાચારોના સંબંધમાં ભયંકર મૌનને જ ધારણ કરી લીધું હતું; માત્ર એટલું જ નહિ, પણ " મલબારમાં ઑલ વૅલ છે, અસહકારના દ્વેષીઓ વિના કારણ એ બળવાને ભયંકર સ્વરૂપ આપી રહ્યા છે અને મોપલાઓના અત્યાચારોના જે વૃત્તાંતો પ્રકાશિત થયા છે તે સર્વથા અસત્ય તથા કપોલકલ્પિત જ છે " આવા પ્રકારનાં સર્વથા અસત્ય વિધાનો કરીને ભારતીય હિન્દુઓને ભૂલભૂલામણીમાં ભમાવવાનું એ નિર્લજ્જ રાષ્ટ્રીય પત્રકારોએ અત્યંત નિંદ્ય પાતક પણ કરી બતાવ્યું હતું. પંજાબના માનવહત્યાકાંડના સંબંધમાં કમિશન્ બેસાડીને ત્યાંના અત્યાચારોની સૂક્ષ્મમાં સૂક્ષ્મ ઘટનાઓના વૃત્તાન્તને રિપોર્ટદ્વારા પ્રસિદ્ધ કરનારી અસહકારવાદી રાષ્ટ્રીય પુરુષોની નિસ્પૃહતા મલબારના મોપલા મુસલ્માનોના અત્યાચારોની ચોકસી કરતી વેળાયે ક્યાં મરી ગઇ તે સમજી શકાતું નથી. સાર્વજનિક હિતની ચિન્તાનું આવું પંટતાદર્શક દૃશ્ય આ વિશાળ વિશ્વમાં ભારતવર્ષ વિના અન્યત્ર ક્યાંય પણ દૃષ્ટિગોચર થઇ શકે તેમ નથી. અમારાં પાઠકો તથા પાઠિકાઓની જાણમાટે મલબારી મોપલા મુસલ્માનોના એ મહાપૈશાચિક અત્યાચારોના અલ્પસ્વલ્પ ચિત્રને અંકિત કરી બતાવનારાં કેટલાંક અવતરણો નીચે આપવામાં આવ્યાં છે એટલે એથી મલબારવાસિની આપણી હિન્દુ દેશભગિનીઓ, પવિત્ર હિન્દુ ગૃહલક્ષ્મીઓની મોપલા રાક્ષસોએ જે અવર્ણનીય દુર્દશા કરી હતી તેની કાંઇક કલ્પના અમારાં પાઠકો તથા પાઠિકાઓ કરી શકશે.

(૧) " આ મોપલાઓના બળવાની ધમાચકડીમાં મોપલાઓએ હજારો હિન્દુઓને અત્યંત નિર્દયતાથી ઠાર કરી

નાખ્યા હતા; કેટલાક હિન્દુઓની જીવતાં જ ચામડી ઊતારી લીધી હતી; હજારો હિન્દુઓને પ્રથમ તેમના જ હાથે તેમની કબરોના ખાડા ખોદાવીને ત્યારપછી કત્લ કરી નાખ્યા હતા, અને સ્ત્રીઓ–પર્દાનશીન પ્રતિષ્ઠિત હિન્દુ સ્ત્રીઓ–પર પૈશાચિક બળાત્કારો તથા અત્યાચારો કર્યા હતા. આ બળાત્કારો કેવળ તાત્કાલિક વિકારના ઉભરાથી કરવામાં આવ્યા હતા એમ ન હોતું; કિન્તુ એક સ્ત્રીની લજ્જાનું એક પછી બીજા અને બીજા પછી ત્રીજા એવી રીતે એક જ વેળાએ અનેક મોપલાઓએ પદ્ધતિપુરઃસર હરણ કરીને પોતાની પૈશાચિકતાનો વિશ્વને પરિચય કરાવ્યો હતો! આ સર્વ ઘટનાઓ ચિત્તને એટલી સીમાપર્યન્ત ક્ષોભાવી દેનારી છે કે ઇતિહાસમાં આ પૈશાચિક અત્યાચારોની જોડ કયાંય પણ આપણને મળી શકે તેમ નથી. મોપલાઓએ હજારો હિન્દુઓને જોરજુલ્મથી વટલાવીને મુસલ્માન બનાવ્યા હતા એ તો વળી વધારા ખાતે! હવે પ્રશ્ન એ જ ઉપસ્થિત થાય છે કે આ સર્વ અત્યાચારો મોપલાઓના હસ્તથી થયા તે શામાટે? એ પ્રશ્નનું ઉત્તર એ છે કે ખિલાફતના નામથી ખિલાફતની ચળવળને વધારવામાટે; અને આ સર્વ પરિણામ મહાત્મા ગાંધી તથા મૌલાના શૌકતઅલીએ ખિલાફત સભાને સ્થાપવામાટે કરેલા મલબારના પ્રવાસ તથા મલબારને આપેલી મુલાકાતનું છે. અર્થાત્ મહાત્મા ગાંધી તથા મૌલાના શૌકતઅલીના એ કાર્યમાં સરકારે કોઇ પણ પ્રકારનો વિરોધ ન કરવાથી તેમણે પોતાના પ્રયત્નોને ઉઘાડી છાતીથી –નિર્ભય થઇને–સફળ કરવા માંડ્યા અને ખિલાફતની ચળવળ કરનારાઓને એ ચળવળ કરતા અટકાવી દેવાના કાર્યમાટે હિન્દુસ્તાન સરકારે મદ્રાસ સરકારને સંમતિ ન આપી એટલે એ અત્યાચારોને પ્રત્યક્ષતા સમર્પવા જેટલી

પાપભાગિની હિન્દુસ્તાન સરકાર પણ છે." (શ્રી શંકરન્ નાયર કૃત 'ગાંધી ઍન્ડ અનાર્કી' પૃ૦ ૧૦૦)

(૨) 'ટાઈમ્સ ઑફ ઇંડિયા'ના ખબરપત્રી કલિકટથી તા. ૭ મી સપ્ટેમ્બર ૧૯૨૧ ના પત્રમાં 'પૈશાચિક અત્યાચાર'ના શીર્ષક તળે લખે છે કે "મલબારમાં ખિલાફત તથા અસહકારવાદની ચળવળ કરનારાઓએ પોતાના અવિચારજન્ય તથા ભયંકર દાવપેચો વડે નિર્માણ કરેલી ધૂમશ્રદ્ધીના પરિણામે એરનાડ તથા વલ્લુવનદ આદિ સ્થાનોમાં બળવાની આગ કેવી રીતે ભડકી હતી અને મોપલાઓએ લૂટ, ખૂનાખૂની તથા હિન્દુઓને વટલાવવા માટે કેવા અત્યાચારો કર્યા હતા તેમનાં કારણોની મીમાંસા પ્રથમ પત્રમાં કરાયલી છે એટલે આ પત્રમાં તે અત્યાચારોનાં સ્વરૂપ તથા વિસ્તૃત વિવેચનનો જ સમાવેશ કરવામાં આવ્યો છે. અત્યારે હું મારા અનુભવની જે હકીકતો રજૂ કરું છું તે હકીકતોથી સામાન્ય બુદ્ધિના પ્રત્યેક હિન્દુને એ સત્યનો તો સ્પષ્ટ સાક્ષાત્કાર થઈ જશે કે મોપલાઓએ અત્યંત મદોન્મત્તતા તથા નિર્દયતાથી જે જે અત્યાચારો કર્યા હતા તે અત્યાચારો સ્વાર્થાન્ધતા, દ્રવ્યલાલસા તથા સત્તાની આકાંક્ષાથી જ થયા હતા. પોતાના છવ બચાવીને મોપલાઓના હાથમાંથી છટકી ન્હાસી છૂટેલા મનુષ્યો મોપલાઓના ભયાનક અત્યાચારોના જે વૃત્તાન્તો સંભળાવે છે તે સાંભળતાં કાનોના પડદા ફૂટી જાય છે. અનેક તરુણી તથા સ્વરૂપસુંદરી નાયર કન્યાઓ તથા ઉચ્ચજાતીય તરુણ રમણીઓને તેમનાં માતા પિતા તથા પતિઓ પાસેથી બળાત્કારે હરી જઈને એ (પાષાણહૃદય) મોપલાઓએ તેમનાં સર્વ વસ્ત્રો કાઢી નાખ્યાં હતાં, તેમને દિગંબર સ્વરૂપમાં પોતા સમક્ષ આમતેમ ફેરવી હતી અને ત્યારપછી તેમના પર કોઈ પણ પ્રકારના ભય કિંવા સંકોચ વિના બળાત્કારો કર્યા

હતા. કેટલાંક સ્થાનોમાં તો એ મોપલા નામથી ઓળખાતા નરાધમોએ પોતાના મનુષ્યત્વને સર્વથા તિલાંજલિ સમર્પી દઇને પાશવી કામવાસનાની તૃપ્તિમાટે એક એક તરુણી સાથે બાર બાર પુરુષોએ નિર્લજ્જ સમાગમ કરવાની પૈશાચિકતાનો પરિચય કરાવ્યો હતો. કેટલીક સુંદર હિન્દુ સ્ત્રીઓને પકડીને મોપલાઓએ બળાત્કારે વટલાવી હતી, પોતાની પદ્ધતિ પ્રમાણે તે સ્ત્રીઓના કાનોમાં મોટાં છિદ્રો પાડ્યાં હતાં, તેમને મોપલા જાતિની સ્ત્રીઓનો પોષાક પહેરાવ્યો હતો અને તેમને તે સમય પૂરતી પોતાની બીબીઓ બનાવી લીધી હતી. હિન્દુ સ્ત્રીઓને ધમકાવવી, તેમને ત્રાસ આપવો અને અર્ધનગ્ન અવસ્થામાં પોતાના જીવનની રક્ષામાટે હિંસ્ર પશુઓથી ભરેલાં નિર્જન વનોમાં પલાયન કરી જવાની ફરજ પાડવી, એ તો મોપલાઓની એક સાધારણથી પણ સાધારણ અને સહજ લીલા થઇ પડી હતી. પ્રતિષ્ઠિત હિન્દુ ગૃહસ્થોને બળાત્કારથી વટલાવીને કેટલાક મુસલિયર તથા થંગલોની સહાયતાથી તેમનો સુન્નતવિધિ—ખતના—મોપલાઓએ કરાવ્યો હતો અને હિન્દુઓનાં હજારો ઘરોને લૂટીને બાળી નાખ્યાં હતાં. હિન્દુ મુસ્લિમ ઐક્યના એકતારાને ખિલાફતવાળા તથા નૉન્કોઓપરેશનવાળા વગાડી રહ્યા હતા ને? મહાવ્યભિચારી તથા નીચ મોપલાઓએ હિન્દુ સ્ત્રીઓને નગ્ન અવસ્થામાં પોતા સમક્ષ દોડાવવાનો જે અમાનુષ બળાત્કાર કર્યો હતો તે હૃદયવિદારક સ્થિતિના દૃશ્યને પોતાના સ્મૃતિપટમાંથી ભૂસી નાખવાનું સામર્થ્ય કોઇમાં હોય એ સર્વથા અશક્ય છે. એથી વિરુદ્ધ કોઇ પણ મોપલા સ્ત્રીપર કોઇ પણ હિન્દુએ કદાપિ હાથ નાખ્યો હોય એવું એક પણ ઉદાહરણ મારા જોવા કે સાંભળવામાં આવી શક્યું નથી."

( ૩ ) 'ન્યૂ ઇન્ડિયા'ના તા. ૨૯મી નવેમ્બર ૧૯૨૧ ના અંકમાં મિસિસ–અત્યારે ડૉક્ટર–ઍની બેસંટ 'મલબારની વેદના' શીર્ષક એક લેખમાં લખે છે કે: જો મહાત્મા ગાંધીજીને અત્યારે કોઇ મલબારમાં લઇ આવે, તો બહુ જ સારૂં; કારણ કે, જો તેઓ અત્યારે મલબારમાં આવશે, તો તેમના પોતાના તથા તેમના 'પ્રિયકર બંધુ' મૌલાના મહમદઅલી તથા શૌકતઅલીનાં વ્યાખ્યાનોના પરિણામે ઘટેલા પૈશાચિક અત્યાચારોને પોતાનાં જાગ્રત ચક્ષુથી જોવાનો પ્રસંગ તેમને મળી શકશે......મુંબઇની પારસી સ્ત્રીઓનાં વસ્ત્રો (ઉન્મત્ત બળવાખોરોએ) ફાડવાથી મહાત્મા ગાંધીજીના હૃદયમાં આઘાત થયો હતો તે યોગ્ય જ હતો; કારણ કે, વિલાયતી વસ્ત્રો પરિધાન કરવાં એ એક પાતક છે એવું દેવબીરુ બ્રમિષ્ટ ભૈરવોને શિક્ષણ અપાયલું હોવાથી પારસી વનિતાઓનાં વસ્ત્રહરણને તેમણે ધાર્મિક કૃત્ય માની લીધું હશે! પરંતુ અહીં મલબારમાં હજારો હિન્દુ સ્ત્રીઓ કેવળ ચીથરાંવડે પોતાની લજ્જાનું રક્ષણ કરી રહી છે; ઘરબાર વગરની થઇ ગઇ છે અને જીવનરક્ષા-માટે પલાયન કરતી વેળાયે માર્ગમાં જ જન્મેલાં તેમનાં અર્ભક સંતાનો–કોમળ બાળકો–તાત્કાલિક આશ્રય તરીકે ઉઘાડવામાં આવેલાં આશ્રયસ્થાનોમાં જેમ તેમ કરીને જીવ-નને ધારણ કરી રહ્યાં છે, તેમના માટે મહાત્મા ગાંધીજીના અંતઃકરણમાં દ્રવીભૂતતાનો અલ્પસ્વલ્પ આવિર્ભાવ પણ થાય તેમ છે ખરૂં કે? મલબારવાસિની હિન્દુ અબળાઓની કરુણકથાનું યથાર્થ કથન કોઇથી પણ કરી શકાય એ સર્વથા અસંભવનીય છે. જેમનાં નેત્રો અતિશય રડવાથી સૂજી આવેલાં છે, ભયથી જેઓ વારંવાર કંપાયમાન થયા કરે છે અને જેમનાં હૃદયાકાશો નિરાશારૂપ અંધકારવડે છવાઇ

ગયાં છે એવી અલ્પવયસ્કા, રૂપસુંદરી તથા નવોઢા તરુણીઓ–તરતની પરણેલી યુવતીઓ–પોતાના પ્રિયતમ પતિઓને પોતાનાં નેત્રો સમક્ષ મોપલાઓનાં શસ્ત્રોથી રેંસાઇ ગયેલા જોઇને વિલાપ કરી રહી છે! (મોપલાઓએ આ માનવહત્યા 'શુદ્ધ ધાર્મિક ભાવનાથી જ કરી હતી' એ મહાત્મા ગાંધીજીના વિધાનને અહીં અવશ્ય લક્ષમાં રાખવાનું છે.) અને દુઃખાતિરેકથી મૃત્યુના દ્વારમાં આવી બેઠેલી વૃદ્ધા સ્ત્રીઓ ભૂમિને પોતાનાં અશ્રુવડે આર્દ્ર કરી રહી છે. હા, કેવી આ નિર્લજ્જ અમાનુષતા!......હવે બે પુલય્યાના ધર્મપ્રેમનું પણ અવલોકન કરો. પુલય્યા એટલે મલબાર પ્રદેશમાંની શૂદ્રાતિશૂદ્ર જાતિ, જેને અસ્પૃશ્ય માનવામાં આવે છે તે અને હિન્દુધર્મે જેનો સર્વથા બહિષ્કાર કરેલો છે તે એક હતભાગિની જાતિ, હોવા છતાં સાવકી માતા પ્રમાણે નિરંતર તિરસ્કારથી તેની સાથે વર્તનારા હિન્દુધર્મમાં તેનો કેટલી સીમાપર્યંત પ્રેમ રહેલો છે તે જુઓ. મોપલાઓએ બે પુલય્યાઓને પકડીને એમ જણાવ્યું કે: 'તમારા માટે હવે બે જ માર્ગ અવશિષ્ટ છે અને તે એ કે કાં તો ઇસ્લામને સ્વીકારીને મુસલ્માન થઇ જાઓ અને કાં તો મૃત્યુને સ્વીકારીને આ સંસારમાંથી સદાને માટે ચાલ્યા જાઓ!' તે બન્ને પુલય્યાઓએ ઇસ્લામને સ્વીકારીને ધર્મભ્રષ્ટ ન થતાં મૃત્યુનો જ આનંદથી સ્વીકાર કરી લીધો. હિન્દુ તથા મુસલ્માનોનો પરમેશ્વર પોતાના દેવદૂતોને એ બે શૂરવીર જીવોના સ્વાગતમાટે મોકલે અને જે ધર્મના પાલનમાટે તેમણે પોતાના જીવનનું બલિદાન આપ્યું છે તે ધર્મમાં જ તેમને પુનર્જન્મ આપે!"

(૪) 'ન્યૂ ઈન્ડિયા'ના તા. ૬ ઠ્ઠી ડિસેમ્બર ૧૯૨૧

કરવામાં આવ્યો છે તે આ પ્રમાણેઃ "માત્ર પંદર દિવસ જેટલા સ્વલ્પ સમયમાં હિન્દુઓની નિર્દયતા તથા અમાનુષતાથી હત્યા કરી નાખવાનું પૈશાચિક કૃત્ય મોપલાઓના હસ્તના મલ સમાન સાધારણ થઇ પડ્યું હતું......પુથુર આમનાદ નામક સ્થાનમાં ઈસ્લામ ધર્મનો અનાદર કરનારા પચીસ હિન્દુઓની મોપલાઓએ આખો દિવસ કસાઇ પ્રમાણે કતલ ચલાવી હતી અને સ્તનપાન કરતાં અર્ભકો, અલ્પવયસ્ક બાળકો તથા ગર્ભવતી સ્ત્રીઓનો વજ્રકઠોર હૃદયથી વધ કરી નાખ્યો હતો એટલે એના કરતાં અમાનુષ તથા પૈશાચિક અન્ય કયા અત્યાચારો હોઈ શકે તેમ છે વારુ ?...જેના ઉદરમાં સાત માસનો ગર્ભ હતો એવી એક હિન્દુ સ્ત્રીના ઉદરને મોપલાઓએ ફાડી નાખ્યું હતું અને ગર્ભાશયમાંથી બહાર નીકળી પડેલા અર્ભક સહિત માર્ગમાં નગ્ન અવસ્થામાં પડેલા એ દુર્ભાગિની સ્ત્રીના શબને પુષ્કળ મનુષ્યોએ પ્રત્યક્ષ જોયું હતું...એક તરુણી ઉપર મોપલાઓએ કરેલા બળાત્કારનો વૃત્તાંત તો વળી એટલી સીમાપર્યન્ત સંતાપજનક તથા ઘૃણાકારક છે કે તે બળાત્કારનું શબ્દોની સહાયતાથી યથાર્થ વર્ણન કરી શકાય તેમ છે જ નહિ. આ બળાત્કાર ચેંબ્રાસરી થંગલની ખાસ દેખરેખ તળે કરવામાં આવ્યો હતો. મિલાત્તરના એક પ્રતિષ્ઠિત નાયર કુટુંબની સ્ત્રીને તેના પતિ તથા તેના ભ્રાતાઓના દેખતાં નગ્ન કરવામાં આવી હતી અને તેના પતિ તથા તેના ભ્રાતાઓના હસ્તને પીઠ પાછળ મજબૂત બાંધી દેવામાં આવ્યા હતા. અત્યાચારને ન જોઇ શકવાથી તેમણે પોતાની આંખોને મીચી દીધી એટલે અત્યાચારી મોપલાઓએ તેમને તલ્વારની ધમકી બતાવીને તે અબળાપર થતા અત્યાચારને ઉઘાડી આંખોથી જોવાની ફરજ પાડી. આ ઘટના-અત્યાચારની સીમાને દર્શાવનારી ઘટના-ને

અહીં લિપિબદ્ધ કરતાં પણ મને લજ્જા થાય છે....આવા જ પ્રકારના અન્ય પણ અનેક અત્યાચારો મોપલાઓએ કરેલા છે; પરંતુ પ્રતિષ્ઠા જવાના ભયથી લોકો તે અત્યાચારોને પ્રકટ કરતાં અચકાય છે."

જો ભવિષ્યમાં કોઇ વેળાયે કોઇ ઇતિહાસલેખક મોપલાઓના આ પૈશાચિક અત્યાચારોનો ઇતિહાસ લખવા બેસશે, તો એ ઇતિહાસને લખતી વેળાયે તેના હૃદયમાં મોપલાઓની પૈશાચિકતાથી જે વેદના ઉદ્ભવવાનો સંભવ છે તે વેદનાથી બહુધા તેના પ્રાણુ જ નીકળી જશે અને યદા કદાચિત્ તે એ ઇતિહાસલેખનની નિર્વિઘ્ન સમાપ્તિ કરી શકશે, તો એ ઇતિહાસનાં સહૃદય તથા અનુકંપાશીલ પાઠકો અને પાઠિકાઓની છાતીઓ ફાટી જશે અને તેઓ કદાચિત્ મૃત્યુના મુખમાં પણ પડી જશે. આવા અશ્રુતપૂર્વ અત્યાચારી મોપલાઓને જ્યારે મહાત્મા ગાંધીજી જેવા પુરુષ ધર્માભિમાની તરીકેનું સર્ટિફિકેટ આપવાને કટિબદ્ધ થઇ જાય અને તેમની પાશવી પ્રવૃત્તિની 'વીરકાર્ય' કહીને પ્રશંસા કરે ત્યારે 'આપ મહાત્મા જ છો!' એ શબ્દો વિના અન્ય કયા શબ્દો તેમના સંબંધમાં આપણાથી ઉચ્ચારી શકાય તેમ છે વારુ? મલબારમાં મોપલાઓએ કરેલા અત્યાચારોની પૈશાચિક ભયંકરતાની માત્ર એટલાથી જ યથાર્થ કલ્પના કરી શકાય તેમ છે કે સામાન્યતઃ આપણી મલબારવાસિની અલ્પભાષિણી અથવા મિતભાષિણી હિન્દુ-ભગિનીઓ પણ એ મહાભયંકર અત્યાચારોથી ત્રાસીને પોતાના સ્વાભાવિક મિતભાષિત્વને ત્યજી આપણા ભારતવર્ષના વર્તમાન વૉઇસરૉય લૉર્ડ રીડીંગનાં ધર્મપત્ની લેડી રીડીંગ સમક્ષ પ્રાર્થનાપત્રદ્વારા પોતાનાં દુઃખોનો પ્રકાશ કરવાને ઉદ્યક્ત થઇ ગઇ હતી. એ આપણી મલબારવાસિની

હિન્દુ ભગિનીઓના પ્રાર્થનાપત્રમાં યોજાયલી ભાષા તથા દર્શાવાયલી ભાવનાઓના વાંચનથી જેનાં નેત્રામાંથી તત્કાળ અશ્રુધારા ન વહી નીકળે તે મનુષ્યનું અંતઃકરણ ચાંડાલ મોપલાના અંતઃકરણ જેવું જ દયાહીન, અનુકંપાવિહીન તથા મહાઘાતક હોવું જોઇએ. તે પ્રાર્થનાપત્રમાંના કેટલાક વિભાગોનો અનુવાદ અહીં અમારાં પાઠકો તથા પાઠિકાઓની જાણમાટે અમો આપીએ છીએઃ—

" મહાદયાળુ શ્રીમતી, ગત એક સો વર્ષના કાલાવધિમાં અમારા મલબાર પ્રદેશમાં મોપલાઓએ અનેક વાર જો કે દંગા ફસાદ કરેલા છે; પરંતુ મોપલાઓના અત્યારના દંગા જેટલી વ્યાપકતા તેમ જ અત્યારના દંગામાં મોપલાઓએ દર્શાવેલી અવર્ણ્નીય પૈશાચિક ક્રૂરતાનો કોઇને કદાપિ અનુભવ થયો હોય એમ જાણવામાં આવ્યું નથી. એ રાક્ષસોએ કરેલા રક્તપાત તથા અમાનુષ અત્યાચારોની, શ્રીમતી, આપનાથી કદાચિત્ કલ્પનામાત્ર પણ નહિ કરી શકાય. પોતાના પ્રાચીન તથા વંશપરંપરાથી ચાલતા આવેલા હિન્દુધર્મને ત્યાગવાની અને ઇસ્લામ ધર્મને સ્વીકારવાની ના પાડવાથી મોપલાઓએ અમારા અસંત પ્રિય સંબંધીઓને અર્ધ મારી–અર્ધમૃત–કરીને કૂવાઓમાં નાખી દીધા હતા અને હિન્દુઓના મૃતદેહોવડે તળાવોને પણ આકંઠ ભરી નાખ્યાં હતાં. મોપલાઓએ અમારી અનેક ગર્ભવતી હિન્દુ ભગિનીઓનાં ઉદરોને ચીરી નાખ્યાં હતાં અને તેમનાં કોમળ શરીરોના રાઇ રાઇ જેવડા કકડા કરીને માર્ગમાં તથા જંગલોમાં ફેંકી દીધા હતા. અમારાં દૂધ પીતાં–સ્તનપાન કરતાં–સુકોમળ અર્ભકોને–એ અર્ભકોએ કોઇનો શો અપરાધ કર્યો હતો વારુ ?–તે રાક્ષસો અમારી છાતીએથી બળાત્કારે છોડાવીને લઇ ગયા હતા અને

અમારા દેખતાં તે નિર્દોષ બાળકોના કસાઇ બકરાના કકડા કરે છે, તેવી રીતે રેંસીને કકડા કરી નાખ્યા હતા! અમારા પ્રાણ કરતાં પણ પ્રિયતર પતિદેવો, અમારા પિતાઓ, અમારા બંધુઓ તથા અમારા આસગોપ્તોની તેમણે જે દુર્દશા કરી હતી તેનું તો વર્ણન જ કરી શકાય તેમ નથી; અર્થાત્ તેમનામાંના કેટલાકોની ખાલને તેમણે તેમના જીવતાં જ ખેંચી કાઢી હતી અને કેટલાકોને ઊભા રાખીને જીવતાને જીવતા જ સળગાવી દીધા હતા. મોપલાઓ અમારાં આસજનો તથા ઇજ્જતોવડે નિનાદિત રહેતાં ગૃહોમાંથી અમારી શતાવધિ હિન્દુ ભગિનીઓને બળાત્કારે ખેંચીને લઇ ગયા હતા અને તેમનાપર એ નરાધમ રાક્ષસોએ અત્યંત બીભત્સ તથા જેમનો અમારાથી ઉચ્ચાર પણ કરી શકાય તેમ નથી તેવા મનમાન્યા પાશવ અત્યાચારો કર્યા હતા. મોપલાઓએ અમારાં ગૃહોને અગ્નિના મુખમાં સમર્પીને ભસ્મીભૂત કરી નાખ્યાં હતાં, અમારાં પવિત્ર દેવાલયોને ભ્રષ્ટ કર્યાં હતાં અને અમારાં ઉદ્યાનોમાં ગૌમાતાના રક્તનું સિંચન કરીને ગૌમાતાનાં અસ્થિ તથા માંસ આદિ લાવીને નાખ્યાં હતાં. અત્યારે અમારી એટલી સીમાપર્યન્ત દુર્દશા થયેલી છે કે ખાવામાટે એક મુઠ્ઠી ચોખા પણ અમારી પાસે નથી અને તેથી જીવનની રક્ષામાટે અમારે અમારી ઇચ્છાથી વિરુદ્ધ ભિક્ષાવૃત્તિને સ્વીકારવી પડી છે. અમો અત્યારે ઘર ઘર ભીખ માગીને અમારા આયુષ્યના દિવસોને પૂરા કરીએ છીએ...અમારાં નેત્રો સમક્ષ મોપલાઓના અત્યાચારોનાં બલિદાન થયેલાં અમારાં અર્ભકોના હૃદયવિદારક ચીત્કારો, શ્રીમતી, અત્યારે પણ અમારાં કર્ણોમાં ઘૂમી રહ્યા છે! જ્યાં સુધી અમારો અંતકાળ આવીને અમારાં નેત્રોને સદાને માટે બંધ નહિ કરી નાખે ત્યાં સુધી અમારાં બકરાં પેઠે રેંસાયલાં નિર્દોષ

અર્ભકોના ચીત્કારો અમોને સંભળાતા જ રહેશે અને અમારાં અંતઃકરણોને વિદારતાજ રહેશે. અમો ઘરબાર વગરનાં થઇ ગયાં પછી જીવનરક્ષામાટે દિગંબર અવસ્થામાં કેવી રીતે જંગલોમાં પલાયન કરી ગયાં હતાં અને અમારા શત્રુ મોપલાઓને અમારાં છુપાઇ રહેવાનાં સ્થાનોનો પત્તો ન મળે એટલામાટે અમારાં અત્ર બાળકોને રોવા કે બોલવા ન દેવાના અમારે કેવા જીવસટોસટના પ્રયત્નો કરવા પડયા હતા એ સર્વ ઘટનાઓનું, શ્રીમતી, અત્યારે પણ અમોને સ્મરણ થયા કરે છે અને એ સ્મરણથી અમારી છાતીઓ છેદાઇ જાય છે! એ વૈરભાવી ચાંડાલોના ધર્મના જે વેળાયે અમો સહસ્રાવધિ હિન્દુઓપર પ્રાણાન્તક અત્યાચારો થયા હતા તે વેળાની અમારી ધાર્મિક તથા નૈતિક મનોવેદના અત્યારે પણ અમારાં હૃદયોને તેટલી જ તીક્ષ્ણતાથી દંશી રહી છે. અમો અમારાં દુઃખોનાં રોદણાં કેટલાંક ગાઇએ અને અમારી કર્મકથાને કેટલીક કહી સંભળાવીએ? પ્રતિષ્ઠિત તથા કુલીન કુટુંબોમાં જન્મેલી કેટલીક હિન્દુ સ્ત્રીઓને જ્યારે એ મોપલા ચાંડાલોએ ઇસ્લામ ધર્મની દીક્ષા આપીને તે મહાસુખિની સ્ત્રીઓનો દશદશ વાર કારાગૃહમાં જઇ આવેલા, અપરાધી તથા જેમની કીમત એક કોડીની પણ ન આંકી શકાય તેવા મોપલાઓ સાથે બળાત્કારે લગ્નસંબંધ કરી આપ્યો, તે વેળાયે તે અભિજાતા અબળાઓના હૃદયમાં થયેલી મરણપ્રાય વેદનાઓની, શ્રીમતી, અમો આપને યથાર્થ કલ્પના કરાવી શકીએ એ સર્વથા અસંભવનીય છે."

બસ, હવે વિશેષ લખી શકાતું નથી; કારણ કે, અમારા હૃદયમાં સંતાપનો ભયાનક આવિર્ભાવ થતાં અમારી લેખિની કંપાયમાન થયા કરે છે; અમારાં નેત્રો અશ્રુઓને વર્ષાવી રહ્યાં છે અને અમારો વિવેક અમોને ત્યાગી જવાની

અણીપર આવી લાગ્યો છે! અમારી વિચારસરણી વિસ્કલિત થતી હોવાથી આ સ્થાનમાં જ એ હૃદયભેદક વિષયના વર્ણનને અટકાવીને અન્ય ઇષ્ટ વર્ણનના કાર્યમાં પ્રવૃત્ત થવું એ જ અધિક ઇચ્છનીય છે.

અસ્તુઃ મલબારમાં મોપલાઓએ હિન્દુઓપર કરેલા પૈશાચિક અત્યાચારોની ઘટના પછી ગુલબર્ગા, દિલ્લી તથા કોહાટના મુસલ્માનોએ પણ હિન્દુઓ વિરુદ્ધ અકારણ બળવા જગાડીને, હિન્દુઓની નિર્દયતાથી હત્યા કરીને, હિન્દુ સ્ત્રીઓપર અત્યાચાર કરીને અને હિન્દુઓનાં પવિત્ર દેવાલયોને નષ્ટભ્રષ્ટ કરીને પોતાની અત્યાચારપ્રિયતા તથા ધર્માન્ધતાનો સમસ્ત વિશ્વને પર્યાપ્ત પરિચય કરાવી દીધો છે અને તેમના એ સર્વ અત્યાચારોના સવિસ્તર વૃત્તાંતો અંગ્રેજી તથા દેશી ભાષાઓમાં પ્રકટ થતાં બહુધા સર્વ વર્તમાનપત્રોમાં પ્રકટ થઇ ચૂકેલા હોવાથી તે વૃત્તાન્તોના પુનરુલ્લેખની આવશ્યકતા હોય એવી અમારી માન્યતા નથી. હિન્દુસ્તાનના મુસલ્માનોની આ પ્રવૃત્તિઓએ જે સ્થિતિનો વિશ્વને પરિચય કરાવ્યો છે તે સ્થિતિ કેવળ શોચનીય નહિ, કિન્તુ મહાતિરસ્કારપાત્ર પણ છે એમ કોઇ પણ સહૃદય, નિષ્પક્ષપાત તથા વિચારશીલ મનુષ્ય કહી શકે તેમ છે. પોતાના હિન્દુ દેશબાંધવો પ્રતિ આવો વૈરભાવ વધાવી હિન્દુઓ વિરુદ્ધ બળવો જગાડવામાં અને હિન્દુઓપર અત્યાચાર કરવામાં જ મુસલ્માનો જો પોતાના મોક્ષનો

કે 'અલ્લાહો અકબર'ની ગર્જના કરનારા મુસલ્માનો-માટે જેવી રીતે આ અત્યાચારમયી પ્રવૃત્તિઓ લજ્જાસ્પદ તથા કલંકિત કરનારી છે તેવી જ રીતે મુસલ્માનોના અત્યાચારોને ગરીબ મેંઢાં પ્રમાણે સહન કરી લેવા અને તેમના અત્યાચારોના પ્રતિકારનો યોગ્ય પ્રયત્ન ન કરવો એ હિન્દુઓની અતિસહનશીલતા પણ હિન્દુઓને સર્વથા પંઢ તથા નિર્લજ્જ સિદ્ધ કરી બતાવનારી છે. અત્યાચારના બળથી ધર્મપ્રચાર તથા ધર્મપ્રચારના બળથી સ્વતંત્ર ઈસ્લામી બાદશાહી અથવા શહનશાહતને સ્થાપવાની આશાને હૃદયમાં ધારણ કરવાના દિવસો ક્યારનાય વીતી ગયા છે અને તેથી ઇતિહાસમાં પોતાની પુનરાવૃત્તિ કરવાનું ગમે તેટલું સામર્થ્ય ભરેલું હોય, તો પણ હિન્દુઓના રક્તપાતથી ઈસ્લામ ધર્મની પુનર્ઘટના કરવાની અધમ દૃષ્ટિયુક્ત આકાંક્ષા અંતે સમસ્ત વિશ્વમાં ઈસ્લામ ધર્મની અપ્રતિષ્ઠા કર્યા વિના નથી જ રહેવાની, એ સત્ય અમારે અનિચ્છા પૂર્વક વદવું પડે છે. અત્યાચારના માર્ગના અવલંબનથી ઈસ્લામ ધર્મને પ્રચારવા ઇચ્છનારા અવિચારશીલ તથા ધર્માન્ધ ઈસ્લામ-ભક્તોએ તેઓ અત્યારે વિક્રમાદિત્ય તથા ઇસુની વીસમી સદીમાં વસે છે એ વાર્તાને કદાપિ વિસારી દેવી ન જોઇએ; કારણ કે, એ વાર્તાને વિસારીને વર્તવાથી તેમની ભયાનક હાનિ થવાનો સંભવ છે એ નિર્વિવાદ છે. ક્યાં શાંત હિન્દુઓની સર્વસંગ્રાહક તથા પરધર્મસહિષ્ણુ ધર્મપ્રવૃત્તિ અને ક્યાં 'અલ્લાહો અકબર'ના ચીત્કારો કરનારા આ અવિચારશીલ મુસલ્માનોની અત્યાચારમયી વૃત્તિ! ઉદ્દંડ તથા દુર્જન મુસલ્માનોએ બહુ દિવસથી આદરેલા હિન્દુઓ વિરુદ્ધ બળવાની છાતીપર પ્રતિકાર સાથે પતિતપરાવર્તન-રૂપ અખંડનીય આઘાતને સ્થાપી દઇને ઇસ્લામ ધર્મની લેશ-
[illegible]

લોકસંગ્રહ કરનાર પુણ્યશ્લોક શિવાજી મહારાજ અને ક્યાં હિન્દુમાંથી વટલીને મુસલ્માન તથા ક્રિશ્ચિયન-રોમન કૅથૉલિક ક્રિશ્ચિયન-થયેલા ધર્મભ્રષ્ટોએ મચાવેલી ધૂમશ્રક્રીને ફાટેલી આંખોથી જોવા છતાં નિષ્ક્રિયતા તથા મૌનનું અવલંબન કરીને બેસી રહેનારા શિવાજી પછીના આ યુગમાં અવતરેલા પંઢ તુલ્ય ભીરુ હિન્દુઓ! હિન્દુ તથા મુસલ્માન એ ઉભય સમાજોનું રાષ્ટ્રીય દૈવ એક જ વિકટ પરિસ્થિતિના આંધણમાં પડીને ઉકળતું હોવા છતાં અને ઉભય સમાજોનાં ઉરોપર પરતંત્રતાનો એક જ પાષાણ અભેદભાવથી વિરાજી રહેલો હોવા છતાં આપણા જ અસ્થિમાંસરક્તને ધરાવનારા, પરંતુ ધર્માન્તરના ક્ષુલ્લક કારણથી સર્વ વિષયોમાં પરકીય થઈ ગયેલા હિન્દુસ્તાનવાસી મુસલ્માનોએ સરદાર કરતારસિંઘની સ્પષ્ટોક્તિને સ્મરણમાં રાખી લેવાની અનિવાર્ય આવશ્યક્તા છે. કેટલાક સમય પૂર્વે રાવલપિંડીમાં પોતાના એક સાર્વજનિક વ્યાખ્યાનના પ્રસંગે સરદાર કરતારસિંઘ નિર્ભયતાથી બોલ્યા હતા કે:-

" મુસલ્માન હિન્દુઓંકો કષ્ટ પહુંચાનેકા ખયાલ દિલસે નિકાલ દેં. વહ હર જગહકો મુલ્તાન નહીં બના સકતે ઔર યદિ મુસલ્માનોંકા ઇરાદા વાસ્તવમેં હિન્દુઓંકે સાથ કિસી તરહકી જબરદસ્તી કરનેકા હો, તો બત્તીસ લાખ સિખ્ખ હિન્દુઓંકે લિયે સર કટાનેકો તૈયાર હૈં. જબતક સિખ્ખ મૌજૂદ હૈં, મુસલ્માન હર્ગિજ હિન્દુઓંપર હાથ નહીં ઉઠા સકેંગે. મુસલ્માન યહ બાત ભૂલ જાયેં કિ મુસ્તફા કમાલ પાશા યા કિસી અન્ય મુસલ્માન શક્તિકે દ્વારા વે ફિર ભારતવર્ષ પર અપના અધિકાર જમા સકેંગે. સિખ્ખોંકે હોતે મુસલ્માનોંકા યહ ખયાલ કરના ભી ફ઼ઝૂલ હૈ કિ કોઇ દૂસરી શક્તિ બાહરસે આકર હિન્દુઓંકો કુચલ સકગી. હમ જિસ તરહ હિન્દુઓંપર અત્યાચાર હોતે ન દેખ

તથા મહારાષ્ટ્રવાસી હિન્દુઓ આઘાતનું ઉત્તર પ્રત્યાઘાતથી વાળી આપવામાં લેશમાત્ર પણ વિલંબ નહિ જ કરે; કારણ કે, ગુજરાત તથા મહારાષ્ટ્રની સહિષ્ણુતા કોઇ પણ વેળાયે અચાનક સ્થાનભ્રષ્ટ તથા વિવેકભ્રષ્ટ થનારી ન હોવા છતાં મલબારના મોપલાઓ સમાન પૈશાચિક અત્યાચારોને શાંતિથી અવલોકતી બેસી રહે એટલી સીમા પર્યન્ત તો તે પતિતા તથા ભ્રષ્ટા થઇ ગયેલી નથી. આ મહાદુષ્ટ સ્વપ્ન તથા મહાભયાનક આત્મઘાતિની કલ્પના હોવાથી જો હિન્દુઓ તથા મુસલ્માનો ઉભયના દુર્ભાગ્યની પ્રબળતાના યોગે આટલી સીમા પર્યન્તનો અતિપ્રસંગ આવીને ઉપસ્થિત જઇ જશે, તો એનું પરિણામ એ જ થશે કે હિન્દુ તથા મુસલ્માનોની અત્યારની પારતન્ત્ર્યશૃંખલા એટલી બધી દૃઢ થઇ જશે કે પછી તે પારતન્ત્ર્યશૃંખલાને તોડવાનું કાર્ય ઉભયમાટે સર્વથા અસંભવનીય નહિ, તો પણ ભયંકર પરિમાણમાં અશક્ય તો અવશ્ય થઇજ પડશે. હિન્દુઓનો નિઃપાત કરવાથી હિન્દુધર્મ તથા હિન્દુસંસ્કૃતિનો શાશ્વત વિનાશ થઇ જવાનો નથી એ વાર્તાની સાક્ષી તો ઇતિહાસજ પૂરી રહ્યો છે. એટલે કે હિન્દુઓની હત્યા કરવાથી મુસલ્માનોના રાષ્ટ્રોદય તથા ભાગ્યોદય અને ઇસ્લામ પ્રચારના અનેક પ્રયત્નો કરાયલા છે અને તેમના એ વિપરીત પ્રયત્નો સર્વથા નિષ્ફળજ નીવડયા છે એમ વિશાળસંખ્ય હિન્દુઓ, હિન્દુધર્મ તથા હિન્દુસંસ્કૃતિનું વર્તમાન ઘટિકા પર્યન્ત અવિચલ રહેલું અસ્તિત્વ સ્પષ્ટ તથા નિર્વિવાદ સિદ્ધ કરી બતાવે છે. ભૂતકાલનો ઇતિહાસ ભવિષ્યકાલના ઇતિહાસને સિદ્ધ કરનારો તથા ભાવી માર્ગને દર્શાવનારો હોવાથી મુસ્લિમ બધુઓએ ભૂતકાલમાં હિન્દુધર્મ તથા હિન્દુસંસ્કૃતિના વિધ્વંસમાટે હિન્દુઓની

હત્યાઓના જે કાંડો આદર્યા હતા તે નિષ્ફળ હત્યાકાંડોનાં કેટલાંક ઉદાહરણો આ સ્થાનમાં આપવાનું અમો એટલા-માટે ઉચિત તથા આવશ્યકીય માનીએ છીએ કે મુસલ્મા-નોના તે ભૂતકાલિક ધાર્મિક હત્યાકાંડ તથા અત્યાચારોની નિષ્ફળતાના દર્શનથી અત્યારના મુસલ્માન બંધુઓ વર્તમા-નકાળમાં તથા ભવિષ્યકાળમાં એવા ધાર્મિક અત્યાચારો તથા હત્યાકાંડોના પાપથી અલિપ્ત રહેવાના શિક્ષણને પ્રાપ્ત કરી શકે અને હિન્દુ, હિન્દુધર્મ તથા હિન્દુસંસ્કૃતિને માન તથા સહાનુભૂતિની દૃષ્ટિથી જોતા રહીને બંધુભાવને વૃદ્ધિંગત કરતા રહે; કારણ કે, હિન્દુ તથા મુસલ્માનો ભારતવર્ષરૂપ વિરાટ પુરુષના દક્ષિણ તથા વામ બાહુ સમાન છે અને એ ઉભય અવયવો બાહ્યતઃ કદાચિત્ ભિન્ન દેખાતા હોય, તથાપિ તેમના ભાગ્યના શુભ તથા અશુભ ગંથિઓ --સાંધાઓ--એક જ થઇને વળગેલા છે, એ વાર્તાને જેમ મુસલ્માનોએ તેમ જ હિન્દુઓએ પણ નિરંતર સ્મરણમાં રાખી લેવાની છે.

મુસલ્માનોના ભૂતકાલિક ધાર્મિક અત્યાચારોના નિરૂપણમાં પ્રવૃત્ત થવા પૂર્વે પ્રારંભમાં એ વાર્તાનો પ્રકાશ કરી દેવાની એટલામાટે આવશ્યકતા છે કે અમોએ મુસ-લ્માનોના એ ભૂતકાલિક ધાર્મિક અત્યાચારો તથા હત્યા-કાંડોના ઉલ્લેખો બહુધા એવા ગ્રંથોમાંથી જ લેવાનો નિશ્ચય કર્યો છે કે જે ગ્રંથોમાંના કેટલાક ગ્રંથો મુસલ્માન લેખ-કોની લેખિનીથી લખાયલા છે; કેટલાક ગ્રંથોના મુસલ્માન વિદ્વાનોએ કોઈ પણ પ્રકારનો વિરોધ દર્શાવ્યા વિના અનુવાદો કરેલા છે અને કેટલાક ગ્રંથો અન્યધર્મીયોના લખેલા હોવા છતાં તેમાં દર્શાવેલી નિષ્પક્ષપાતતાના યોગે સર્વમાન્ય તરીકે વિખ્યાત થઇ ચૂક્યા છે; કારણ કે, જ્યારે

જ્યારે પણ અત્યારની પરિસ્થિતિ સમાન મુસલ્માનોના ધાર્મિક અત્યાચારો તથા હત્યાકાંડોના પ્રસંગો ઉપસ્થિત થતાં હિન્દુઓએ ભૂતકાલમાં મુસલ્માનોએ કરેલા અત્યાચારોને દર્શાવવાના પ્રયત્નો કર્યા છે ત્યારે ત્યારે મુસલ્માનો એવો જ આક્ષેપ કરતા રહ્યા છે કે:– " જે ગ્રંથોમાંથી અમારા અત્યાચારોના પૂરાવા રજૂ કરવામાં આવ્યા છે તે ગ્રંથો હિન્દુઓના રચેલા અથવા તો અંગ્રેજોએ હિન્દુ તથા મુસલ્માનોને પરસ્પર અથડાવી મારીને પોતાના સામ્રાજ્યને અવિચલ રાખવાના રાજનૈતિક આશયથી લખેલા હોવાથી પ્રમાણભૂત નથી અને તે ગ્રંથોમાં મુસલ્માનોના ભૂતકાલિક ધાર્મિક અત્યાચારોનાં જે વર્ણનો કરાયલાં છે તે સર્વથા અસત્ય છે ને અસત્ય હોવાથી લેશમાત્ર પણ માન્ય રાખવા યોગ્ય નથી." જો કે મુસલ્માનોના આ આક્ષેપાત્મક વિધાનમાં સત્ય કિંવા તથ્યનો અંશ અત્યંત અલ્પ હોવાનો સભવ છે; કારણ કે, જો ભૂતકાલમાં મુસલ્માનોએ હિન્દુઓ ઉપર ધાર્મિક અત્યાચારો કદાપિ કર્યા જ ન હોય, તો મુસલ્માનોના કટ્ટામાં કટ્ટા હિન્દુ અથવા અંગ્રેજ શત્રુથી પણ તેમના ધાર્મિક અત્યાચારોનાં આવાં સર્વથા કપોલકલ્પિત વિધાનો ન કરી શકાય એ સ્વાભાવિક હોવાથી એ અત્યાચારોનાં વર્ણનો કદાચિત્ અતિશયોક્તિપૂર્ણ હોઇ શકે; પરંતુ સર્વથા નિર્મૂલ, કાલ્પનિક તથા અસત્ય તો ન જ હોઇ શકે; છતાં પણ આપણા મુસલ્માન બંધુઓને એટલા આક્ષેપને ઉપસ્થિત કરવાનું કારણ પણ ન મળી શકે એવી અમારી પરમ ઇચ્છા હોવાથી અમોએ ઉપર્યુક્ત માર્ગને સ્વીકારવાનો નિશ્ચય કરી લીધો છે. કેટલાક વિદ્વાન્ મુસલ્માન બંધુઓ કોઈ પણ પરધર્મીય મનુષ્યને બળાત્કારે મુસલ્માન બનાવવાની અથવા ઇસ્લામમાં એવી લાવવાની કુરાન શરીફમાં આજ્ઞા નથી એમ

જણાવે છે ખરા; પણ મદોન્મત્ત મુસલમાનોએ પોતાના કુરાન શરીફની એવી અનેક આજ્ઞાઓને અનેક વાર ખીંટીએ ભેરવીને મનમાન્યા અત્યાચારો કરવામાં કશી પણ કચાશ નથી રાખી, એ સત્યને તેઓ સર્વથા ભૂલી જાય છે. ઉદાહરણ તરીકે માન્યવર મૌલાના અબુલ કલામ આઝાદ સાહબ અત્યારે ઠંકશોષ કરીને એમ દર્શાવી રહ્યા છે કે: "ઇસ્લામે તો મુસ્લિમોને એટલું જ ફરમાવ્યું છે કે આઝાનના સમયમાં કોઇ પણ પ્રકારનો શોરબકોર કે કોલાહલ ન હોવો જોઇએ અને એટલામાટે જ મુસ્લિમો પોતાની મસ્જિદોમાં તથા આસપાસ શાંત વાતાવરણ રખાવવાનો આગ્રહ કર્યા કરે છે; પરંતુ એ ફરમાન તો પયગંબર સાહેબે કેવળ મુસ્લિમોના સંબંધમાં જ કરેલું છે. એ ફરમાન મુસ્લિમોને એવી આજ્ઞા નથી આપતું કે પરધર્મીઓને પણ બળાત્કારે એવી શાંતિ પાળવાની ફરજ પાડવી. પયગંબર સાહેબ તો એમ જ ફર્માવે છે કે: 'હે મુસ્લિમો, તમો પોતે શાંતિને ધારણ કરીને આઝાનમાં બેસો!' મને તો લાગે છે કે મસ્જિદો પાસે વાજીંત્રો ન વગાડવાનો ઝગડો ઊભો કરીને મુસ્લિમો પોતાનાં ધર્મની આજ્ઞાઓ પરધર્મીયો પાસે બળાત્કારે પળાવવાનો કુસૂર-પાપ-કરી રહ્યા છે. ઇસ્લામ ધર્મ તેમને આમ વર્તવાની સૂચના અથવા આજ્ઞા નથી આપતો. એ ઉપરાંત મસ્જિદોના માન મર્તબાને જાળવવાના સવાલમાં પણ હું એમ માની લેવાને તૈયાર નથી કે મસ્જિદની દીવાલોની બહાર વાગતાં વાજિંત્રોથી મસ્જિદના માનમર્તબામાં કોઇ પણ પ્રકારનો વાંધો આવી જતો હોય અથવા તો કોઇ પણ પ્રકારની ઉણપ આવી જવાનો સંભવ હોય. નાગપુરના મુસ્લિમોએ આ વિવાદના વિષયમાં જે ઇસ્લામની શોભાને વધારનાર દૃષ્ટાંતરૂપ વર્તન કરી બતાવ્યું છે તેથી જ તેમનો વાસ્તવિક

વિજય થયો છે.-મારી તો નિરંતર એ જ માન્યતા છે કે આવા ઝઘડાઓમાં જે પક્ષ વધારે નમી જાય છે અને પોતાના અન્ય ધર્મીય બંધુઓના પક્ષમાટે પોતાના હક્કોની વધારે કુરબાની કરે છે તે જ પક્ષ વિજયને પ્રાપ્ત કરી શકે છે. પોતાના અન્ય ધર્મીય બંધુઓને દબાવી દબાવીને પોતાના હક્કોને સાબિત કરાવવાથી કોઇને પણ વિજય મળવાનો સંભવ નથી." અર્થાત્ મસ્જિદની દીવાલોની બહાર વાગતાં વાજિંત્રોથી મસ્જિદોના માન મર્તબામાં વાંધો નથી આવતો અને મુસ્લિમોના ધર્મપર આઘાત નથી થતો; માત્ર એટલું જ નહિ, પણ મસ્જિદોની દીવાલ બહાર હિન્દુઓને વાજિંત્ર ન વગાડવા દેવાં એ હિન્દુઓ પાસે પોતાના ઈસ્લામ ધર્મની આજ્ઞા બળાત્કારે પળાવવા જેવું થાય છે, એ વાર્તા ક્યારે બહાર આવી ? જ્યારે મુસલ્માનોએ એવી રીતે મસ્જિદની દીવાલ બહાર સરેઆમ રસ્તાપર વાજિંત્ર વગાડવાના કાર્યને હિન્દુઓનો ભયાનક અપરાધ તથા પોતાના ઈસ્લામ ધર્મની ભયાનક તૌહીન—અપ્રતિષ્ઠા—માની લઇને સહસ્રાવધિ નિર્દોષ હિન્દુઓની અત્યંત નિર્દયતાથી અનેક વાર હત્યાઓ કરી નાખ્યા પછી ! આથી એટલી વાર્તા તો નિર્વિવાદ સિદ્ધ થાય છે કે કાં તો મુસલ્માનોની મોટી સંખ્યા પોતાના પવિત્ર ધર્મગ્રંથ કુરાન શરીફની આજ્ઞાઓના સત્ય અર્થને જાણતી જ નથી અને કાં તો ધર્માન્ધતાના પ્રવાહમાં તણાઇને કુરાન શરીફની આજ્ઞાઓને ખોટીપે ભેરવી ધાર્મિક અત્યાચારોથી જ પોતાના ધર્મની સિદ્ધિ થયેલી માને છે; કારણ કે, જો એમ ન હોય, તો મુસલ્માનોના હસ્તથી હિન્દુઓપર આવાં અવાસ્તવિક કારણોથી ભયાનક અત્યાચારો થવાની ઘટનાઓ કદાપિ ઘટે જ નહિ. આવી જ રીતે

મુસલ્માનોએ કુરાન શરીફની આજ્ઞાઓના વાસ્તવિક અર્થ વિષયક અજ્ઞાનથી, ધર્માન્ધતાથી કિંવા દ્વેષ તથા અસહિષ્ણુતા આદિ અન્ય કારણોથી નિર્દોષ હિન્દુઓ ઉપર અનેક વાર જે અમાનુષ તથા પૈશાચિક અત્યાચારો કર્યા છે અને એ અત્યાચારોના યોગે પોતે કલંકિત થવા સાથે પોતાના પવિત્ર ઈસ્લામ ધર્મને પણ કલંકિત કરવાના પ્રયત્નો આદર્યા છે તે મુસ્લિમ અત્યાચારોમાંના કેટલાક દૃષ્ટાંતરૂપ ભયાનક ધાર્મિક અત્યારો તથા નિર્દયતાયુક્ત હત્યાકાંડોના ઈતિહાસના નિરૂપણકાર્યમાં હવે અમો અત્યંત અનિચ્છાપૂર્વક—ભવિષ્યમાં એવા પ્રમાદો મુસ્લિમ બધુંઓના હસ્તથી ન થવા પામે એટલામાટે–પ્રવૃત્ત થઈએ છીએ.

જે સમયમાં ઈસ્લામના બળથી અરબ લોકો એશિયા, આફ્રિકા તથા યૂરોપમાં પોતાના રાજ્યને વિસ્તારવાના કાર્યમાં નિમગ્ન થયેલા હતા, તે સમયમાં તેમની દૃષ્ટિ ભારતવર્ષપર ન પડે અને ભારતવર્ષમાં પણ પોતાની રાજસત્તાને સ્થાપવાની લાલસાનો તેમના રાજ્યલોલુપ હૃદયમાં ઉદ્ભવ ન થાય એ સર્વથા અસંભવનીય હતું. અર્થાત્ બહુ જ શીઘ્ર ખલીફાનું ધ્યાન ભારતવર્ષ પ્રતિ આકર્ષાયું અને ઈ. સ. ૬૪૩ માં તો અરબો મકરાણની સીમા પર્યંત આવી લાગ્યા હતા. ઈ. સ. ૭૧૨ માં મુહમ્મદ બિન્ કાસિમે સિન્ધુ દેશને જીતી લીધો અને ત્યારપછી કાબુલ દેશને પણ અધિકૃત કરી લીધો. આવી રીતે ખ્રિસ્તી સનની અષ્ટમ શતાબ્દિના આરંભથી જ સિન્ધુપ્રદેશમાં અરબો તથા અન્ય મુસલ્માનો વસતા રહ્યા છે એ યદ્યપિ સત્ય છે; તથાપિ ભારતવર્ષના એ સિન્ધુપ્રદેશને વર્જ્ય કરતાં અન્ય સર્વ પ્રદેશો ત્યારપછી પણ ચાર સો કિંવા પાંચ સો વર્ષ પર્યન્ત ઈસ્લામ ધર્મના સંસર્ગ તથા આઘાતથી

સુરક્ષિત તથા અલિપ્ત રહી શક્યા હતા. જો કે ઇસ્વી સનની અગીયારમી સદીની શરૂઆતમાં મહમૂદ ગજનવીએ પંજાબ પ્રાંત હસ્તગત કરી લીધેલો હોવાથી પંજાબમાં મુસલ્માનો આવીને વસી ગયા હતા, પરંતુ શેષ પૌરસ્ત્ય ભારતમાં તો હિન્દુઓનો જ નિવાસ હતો, ત્યાં મુસલ્માનોનું આગમન થયું ન હોતું. ત્યારપછી ઇસ્વી સનની બારમી સદીના અંતમાં જ્યારે ગોરીવંશના સુલ્તાનોએ આવીને હિન્દુસ્થાનને વેગ પૂર્વક હસ્તગત કરી લેવાના વ્યવસાયને આરંભી દીધો એટલે પછી હિન્દુસ્થાનમાં મુસલ્માનોની સંખ્યા ધીમે ધીમે વધવા લાગી અને મુસલ્માનોની એ વૃદ્ધિનો પ્રવાહ ગુલામ સુલ્તાનોના અભ્યુદયકાલ–ઇસ્વી સનની ચૌદમી સદીના મધ્યકાલ–પર્યન્ત યથાસ્થિત ચાલતો રહ્યો. ત્યારપછી વચ્ચે એક સો વર્ષ પર્યન્ત મુસલ્માનોની વૃદ્ધિનો એ પ્રવાહ બહુધા અટકી જઇને ઇસ્વી સનની સોળમી સદી એટલે કે મુગલિયા રિયાસતના સમયથી વળી પાછો આગળ ધસવા લાગ્યો અને જે મુસલ્માનો હિન્દુસ્તાનમાં આવીને સ્થાયી થઇ ગયા હતા તેમણે હિન્દુજાતિની સ્ત્રીઓ સાથે લગ્ન કરીને, હિન્દુઓને ગુલામ બનાવીને તથા હિન્દુઓને બળાત્કારે ઈસ્લામ ધર્મની દીક્ષા આપીને આ દેશમાં મુસલ્માનોની સંખ્યાને અતિશય વધારી દીધી.

ઈ. સ. ૭૫૦ માં અરબોને સિન્ધુદેશમાંથી હટી જવું પડ્યું હતું અને તે સમયથી આરંભીને અકબરના રાજત્વકાળ પર્યન્ત સિન્ધુદેશનો ત્રણચતુર્થાંશ ભાગ હિન્દુ રાજાઓના અધિકારમાં જ રહ્યો હતો. જો કે ઇસ્વી સનની અગિયારમી સદીમાં મહમૂદ ગજનવીએ પંજાબ પ્રાંતને અધિકૃત કરી લીધો હતો, તથાપિ ભારતવર્ષની ભૂમિમાં મુસલ્માની રાજ્યનું મૂળ દૃઢ તો ઇસ્વી સનની ચૌદમી સદીમાં જ થયું હતું. હિન્દુસ્તાનના સર્વથી પ્રથમ મુસલ્માન

બાદશાહ તરીકે સુલ્તાન કુતુબુદ્દીન ઐબક ને જે ઓળખ-વામાં આવે છે અને તેનો સમય ઇ. સ. ૧૨૦૬ થી ૧૨૧૦ સુધીનો ઇતિહાસમાં વર્ણવાયલો છે. ત્યારપછી - ૧૫૦ વર્ષ પર્યન્ત મુસલ્માની રાજ્યનો ભારતવર્ષમાં અધિકાધિક વિસ્તાર થતો રહ્યો હતો અને મુહમ્મદ બિન્ તુગલકના સમય-ઇ.સ. ૧૩૪૦–માં તે વિસ્તાર ચરમ સીમાને પહોંચી ગયો હતો. તે વેળાયે મુસલ્માની રાજ્યના પ્રભાવનો ઉત્તર ભારતથી આરંભીને દક્ષિણ ભારત તથા કોરોમંડળના સમુદ્રતીરપ્રાંત પર્યન્ત અનવરુદ્ધ વિસ્તાર થયેલો હતો, પરંતુ ત્યારપછી મુસલ્માની રાજ્યની એ સીમા ઘટવા લાગી, દક્ષિણમાં વિજયનગરના હિન્દુ સામ્રાજ્યની સ્થાપના થઇ ગઇ હતી અને જ્યાં સુધી અકબરશાહ હિન્દુસ્તાનનો બાદશાહ ન હોતો થયો ત્યાં સુધીનાં બસેં વર્ષ-ઇ.સ.૧૫૫૬-પર્યન્ત ભારતવર્ષમાં મુસલ્માની રાજ્યની દિવસાનુદિવસ અધિકાધિક અવનતિ અને અવનતિ જ થતી રહી હતી. અકબરના રાજત્વકાલથી આરંભીને આલમગીર–ઔરંગજેબ–બાદશાહના રાજત્વકાલ પર્યન્ત મુગલ સામ્રાજ્યની અભિવૃદ્ધિ થતી રહી હતી; કારણ કે, ઇ. સ. ૧૬૯૧ માં ઔરંગજેબ બાદશાહના કર્મચારીઓ કર ઉઘરાવતા ઉઘરાવતા તાંજોર તથા ત્રિચનાપલ્લી સુધી પહોંચી ગયા હતા; પરંતુ એ પછી સત્વર જ પુનઃ મુસલ્માની રાજ્યવિસ્તારના પતનનો આરંભ થઇ ગયો. તે સમયથી આરંભીને ઇ. સ. ૧૭૧૯ પર્યન્ત ભારતવર્ષમાં મરાઠાઓની હિન્દુપદપાદશાહીનો વિસ્તાર થતો રહ્યો હતો અને ત્યારપછી અંગ્રેજી રાજ્યની દૃઢતાનો આરંભ થયો હતો.

મુસલ્માનોના ભારતવર્ષ સાથેના સંબંધનો જ્યારથી પ્રારંભ થયો છે ત્યારથી બ્રિટિશ રાજ્યની સ્થાપના પર્યન્ત મુસલ્માનોના રાજત્વકાલને ત્રણ વિભાગોમાં વિભક્ત

કરવામાં આવ્યા છે અને તે ત્રણ વિભાગો આ પ્રમાણે છેઃ-(૧) અરબો, તુર્કો તથા પઠાણોનો આક્રમણકાલ (ઇ. સ. ૭૧૨ થી ૧૨૦૬ સુધી), (૨) તુર્ક તથા પઠાણ સુલ્તાનોનો રાજત્વકાલ (ઇ.સ. ૧૨૦૬ થી ૧૫૨૬ પર્યન્ત) અને (૩) મુગલ બાદશાહનો રાજત્વકાલ (ઇ. સ. ૧૫૨૬ થી ૧૭૬૧ સુધી). તુર્ક તથા પઠાણોના સમયમાં ગુલામ, ખિલજી, તુગલક, સૈયદ તથાં લોદી વંશના બાદશાહો થયા હતા અને મુગલ બાદશાહો તૈમૂરના વંશજો હતા.

મુહમ્મદ બિન્ કાસિમ કેટલાક ઘોડેસવાર સિપાહીઓને લઇને આવ્યો હતો અને જોત જોતાંમાં તેણે સિન્ધુ દેશ જેવા દેશને અધિકૃત કરી લીધો હતો; પરંતુ એ ઘોડેસવાર સિપાહીઓ ઉપર ભરોસો રાખીને અલ્પ સમયમાં જીતી લીધેલા એ વિશાળ દેશના શાસનનો અરબોથી પ્રબંધ કરી શકાય એ સર્વથા અસંભવનીય હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ તે ઘોડેસવાર સિપાહીઓમાં દેશશાસનની યોગ્યતાજ ન હોવાથી રેગિસ્તાનના નિવાસી તથા અત્યન્ત દરિદ્રતામાં પોતાના દિવસોને વીતાડનારા અરબોનાં શિરપર જ અચાનક દેશશાસન કિંવા રાજ્યપ્રબંધ જેવા મહાકઠિન કાર્યનો અસહ્ય ભાર આવી પડયો હતો. આ કાર્યનો અભ્યાસ કરતાં કરતાં પણ તેમનો કેટલોક સમય વીતી ગયો એટલામાટે ધર્મના ઉછાળાએ અરબોને જ્યાં લાવી મૂકયા ત્યાં તેમણે પોતાની પુરાતન વ્યવસ્થાને સ્વીકારી લીધી; એટલે કે, સિન્ધુદેશના રાજા તથા લડાયક વીરપુરુષોને મારી નાખ્યા, દેશને જીતી લીધો, રાજધાનીને હસ્તગત કરી લીધી, ગ્રામો તથા નગરોમાં વસતી પ્રજાની સંપત્તિને લૂંટી લીધી, હિન્દુઓનાં દેવમંદિરોનો ધ્વંસ કરી નાખ્યો. અને અસંખ્ય સ્ત્રીઓ તથા પુરુ-

પોને કેદ કરી લઈને ગુલામ બનાવી લીધાં. આવી રીતે સિન્ધુદેશમાં જ્યારે તેમની ધાક બરાબર બેસી ગઈ અને સિન્ધુદેશવાસીઓએ તેમના દાસ્યને સંપૂર્ણ સ્વરૂપમાં સ્વીકારી લીધું એટલે પછી આરબોએ નીરાંતે શાસનના પ્રબંધ પ્રતિ લક્ષ આપવા માંડયું. સિન્ધુદેશના જૂના રાજાના કર્મચારીઓને નોકરીમાં રાખી લઈને જૂના રાજાની શાસનપ્રણાલીને અનુકૂલ પરિમાણમાં પુનઃ પ્રચલિત કર-કરવામાં આવી અને અમુક સીમાપર્યન્ત પ્રજાને તેના પુરા-તન માર્ગમાં ચાલવાની સ્વતંત્રતા આપવામાં આવી; પરંતુ જ્યાં ધર્મનો વિષય આવીને ઉપસ્થિત થતો હતો, ત્યાં તો આરબો અવશ્ય જબરદસ્તીનો પ્રયોગ કર્યા કરતા હતા એ વાતને અહીં અવશ્ય સ્મરણમાં રાખી લેવાની છે.

હતું અને જે સિપાહીઓને આવી રીતે ઇલાકાઓ આપવામાં આવ્યા ન હોતા તેમને સરકારી ખજાનામાંથી કાયમ પગાર મળ્યા કરતો હતો. એ લશ્કરી સિપાહીઓ ઉપર કોઇ પણ પ્રકારનો કર લગાડવામાં આવતો ન હોતો. કોઇ પણ દેશને જીતી લીધા પછી લૂટમાં જે કાંઇ ધન માલ મળતાં હતાં તેમ જ સ્ત્રી તથા પુરુષ કયદીઓ હાથ લાગતાં હતાં તેમને પાંચ વિભાગોમાં વ્હેંચી નાખવામાં આવતાં હતાં. એમનામાંનો એક વિભાગ બગદાદના ખલીફા પાસે મોકલી આપવામાં આવતો હતો અને બાકીના ચાર વિભાગો લશ્કરી સિપાહીઓને વ્હેંચી આપવામાં આવતા હતા. જે લશ્કરી સિપાહીઓને સરકારી ખજાનામાંથી પગાર મળતો હતો તેમને લટમાંથી પણ ભાગ મળતો ન હોતો તેમ જ તેઓ મરી ગયા પછી જન્નત–સ્વર્ગ–ને મેળવવાના અધિકારી પણ મનાતા ન હોતા. જન્નતને મેળવવાના હકદાર તો ફક્ત તેઓજ ગણાતા હતા કે જેઓ લૂટપર ભરોસો રાખીને કાફિરોપર હલ્લો કરવાને ધસી જતા હતા. ઘણી જમીન મસ્જિદો તથા દરગાહમાટે ' વક્ફ ' કરી દેવામાં આવી હતી અને જે અવશિષ્ટ ભૂમિ હિન્દુ પ્રજાના અધિકારમાં હતી તેમાટે હિન્દુઓ પાસેથી કર લેવામાં આવતો હતો.

એ અરબો સિન્ધુદેશવાસિની હિન્દુ પ્રજાને જીતાયલી પ્રજા માનીને ઘૃણાની દૃષ્ટિથી જોતા હતા અને તેમની સાથે હળીમળીને વર્તવામાં પોતાનું ભયંકર અપમાન થયેલું માનતા હતા. અરબો જૂદાં જૂદા સ્થાનોમાં છાવણીઓ બનાવીને તેમાં જ વસતા હતા; તેમણે ગ્રામો સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ રાખ્યો જ ન હોતો. જ્યારે પણ અરબો અરબસ્તાનમાંથી બહાર નીકળતા હતા ત્યારે તેઓ

પોતાની ઓરતોને સાથે લઈ શકતા જ ન હોતા એટલે તેઓ જ્યારે મુલ્કોને જીતતા જીતતા હિન્દુસ્તાન જેવા બહુ દૂરના દેશમાં આવી લાગ્યા એટલે પછી પુનઃ અરબસ્તાનમાં જવાનું તેમનામાટે બહુધા અશક્ય થઇ પડતાં લડાઇમાં કયદી તરીકે પકડી લીધેલી ઓરતોની સાથે લગ્ન કરીને સિન્ધુદેશમાં જ વસી ગયા. ધીમે ધીમે અરબોને પોતાના લશ્કરમાં આ દેશના દેશી માણસોની ભરતી પણ કરવી પડી હતી અને ઇતિહાસના પરિશીલનથી એ વાર્તા આપણા જાણવામાં આવી શકે છે કે એ હિન્દુસ્તાની સિપાહીઓની ફૌજને અરબોના રાજ્યમાં દૂર દૂર સુધી મોકલવામાં આવી હતી. ત્યાર પછી કેટલોક સમય વીતતાં સમુદ્રમાર્ગથી સિન્ધુદેશ તથા અરબ સામ્રાજ્યના પરસ્પર વ્યાપારવ્યવસાયનો પણ આરંભ થઇ ગયો હતો. હવે આપણે અરબોએ સિન્ધુદેશવાસી હિન્દુઓપર કરેલા ધાર્મિક અત્યાચારોના વિષયને ચર્ચીશું.

અરબોએ સિન્ધુદેશમાં આવ્યા પછી પોતાની રાજસત્તાના આરંભકાળમાં ધાર્મિક વિષયોમાં હિન્દુઓ સાથે અત્યંત કઠોર વર્તન કર્યું હતું એનાં મુસલ્માન મોર્રિખો–ઇતિહાસલેખકો–ના ગ્રંથોમાં જ આપણને જોઇએ તેટલાં પ્રમાણો મળી શકે છે. સિન્ધુદેશના એક મુસલ્માન મોર્રિખની લેખિનીથી લખાયલા 'ચચ્ચનામા' નામક ઇતિહાસગ્રંથમાં એવો સ્પષ્ટ ઉલ્લેખ કરાયલો છે કે સિન્ધુદેશના તે સમયના રાજા દાહિરનો રણભૂમિમાં દેહાંત થઇ ગયા પછી જ્યારે રાજધાની અરબોના હાથમાં આવી ગઇ એટલે મુહમ્મદ કાસિમે અરબોના વિજયના સર્વ સમાચાર પોતાના કાકા હુજ્જાજને લખી મોકલ્યા હતા અને તેના જવાબમાં હુજ્જાજે જણાવ્યું હતું કે: " માત્ર એક કાર્યને બાદ

કરતાં તમારી અન્ય સર્વ વ્યવસ્થાઓ મને પસંદ આવી છે. તમો નાના મોટા સર્વની રક્ષા કરો છો અને દોસ્ત તથા દુશ્મનના તફાવતનો જરા પણ વિચાર નથી કરતા એ તમારું કાર્ય મને પસંદ નથી. ખુદાતાલાએ કહેલું છે કેઃ ‘કાફિરોને કદાપિ પનાહ–શરણ–આપશો નહિ’ અને તેથી મારી તમોને એ જ સલાહ છે કે કેવળ પ્રતિષ્ઠિત મનુષ્યો વિના બીજા કોઇને પણ જતા કરશો નહિ; નહિ તો તમારું પોતાનું જ કામ એટલું બધુ વધી જશે કે તે કામ તમારાથી કરી જ નહિ શકાય.” અર્થાત્ અરબોની રાજસત્તાના આરંભમાં કેટલાક સમય પર્યન્ત આ નીતિ અનુસાર જ કામ ચાલતું રહ્યું. દેવલબંદરનાં દેવમંદિરોને અરબોએ તોડી નાખ્યાં અને તે દેવમંદિરોનાં સ્થાનોમાં મસ્જિદો બની ગઇ; દેવલનગરમાં ત્રણ દિવસ સુધી કત્લેઆમનો બીષણ હત્યાકાંડ ચાલતો રહ્યો; જે હિન્દુઓ ભાગ્યવશાત્ એ કત્લેઆમમાં જીવતા રહી ગયા તેમને કયદી કરી લેવામાં આવ્યા; લૂટ ચલાવીને લૂટનો માલ યથાશકય અધિક પરિમાણમાં એકઠો કરવામાં આવ્યો અને અંતે દેવલનગરના પ્રબંધનું કાર્ય એક અરબ અફસર તથા એક ધર્મભ્રષ્ટ હિન્દુના હાથમાં સોંપી દેવાયું. નીરનકોટના લોકોએ આત્મસમર્પણ કરવા છતાં, એટલે કે, અરબોના પ્રતિકારનો લેશમાત્ર પણ પ્રયત્ન ન કરીને આધીનતાને સ્વીકારવા છતાં પણ ત્યાંનાં દેવમંદિરો તથા દેવમૂર્તિઓને તોડી નાખવામાં આવ્યાં અને દેવાલયોનાં સ્થાનોમાં મસ્જિદોને ઊભી કરી દેવામાં આવી. રાબર નામક સ્થાનમાં જેટલા પણ હથિયારબંધ હિન્દુઓ જોવામાં આવ્યા તે સઘળા હિન્દુઓને અરબોએ નિર્દયતાથી રેંસી નાખ્યા અને તેમની સ્ત્રીઓ તથા તેમનાં સંતાનોને કયદ કરી લીધાં.

મુલ્તાનમાં શસ્ત્રને ધારણ કરી શકનારા જેટલા હિન્દુઓ મળ્યા તેમને મારી નાખવામાં આવ્યા; ત્યાંની સર્વ સ્ત્રીઓ, ત્યાંનાં સર્વ બાળકો તથા ૭ હજાર પૂજારીયોને કેદ કરી લેવામાં આવ્યાં અને ત્યાં એક મસ્જિદ બનાવવામાં આવી.

પરંતુ અરબોની આ દમનનીતિ કિંવા અત્યાચારિતા દીર્ઘકાલપર્યન્ત ચાલી શકી નહિ; કારણ કે ધીમે ધીમે એ વાર્તા અરબોના જાણવામાં આવી ગઇ કે એ દમન-નીતિના પરિવર્તન વિના કલ્યાણની આશા છે જ નહિ; અને એ વાર્તા અરબોના જાણવામાં આવી જતાં બ્રાહ્મણાબાદના લોકોએ જ્યારે બુદ્ધ ભગવાનના મંદિરની મરમ્મત કરાવવાની તથા પોતાના ધર્મ અનુસાર વર્તવાની આજ્ઞા માગી ત્યારે હજ્જાજે પોતાના અરબ સામ્રાજ્યના લાભનો વિચાર કરીને એવું ફર્માન લખી મોકલ્યું કે: " ત્યાંના હિન્દુઓ હવે ખલીફને પોતાના રાજા તરીકે સ્વીકારી ચૂક્યા છે અને ખલીફને કર આપતા રહે છે એટલે હવે તેમના જીવન તથા ધન આદિની આપણે રક્ષા કરવી જ જોઇએ અને તેમને તેમના પોતાના ધર્મ અનુસાર વર્તવા દેવા જોઇએ. " આ ફર્માન આવ્યા પછી સિન્ધુદેશના હિન્દુઓને પોતાનાં દેવમંદિરોની મરમ્મત કરાવવાની તથા પોતાના ધર્મ અનુસાર વર્તવાની આજ્ઞા મળી ગઇ. બ્રાહ્મણ પૂજારીઓ અસંતુષ્ટ ન થઇ જાય એટલામાટે બ્રાહ્મણોના સંબંધમાં એવી આજ્ઞાને પ્રકાશિત કરવામાં આવી કે: " પુરાતન કાળથી બ્રાહ્મણોને જે સેંકડે ત્રણ ટકા મળતા આવ્યા છે તે મળતા રહે. " રાજા દાહિરના પ્રધાન મંત્રીને પાછો મંત્રીપદપર નિયુક્ત કરવામાં આવ્યો કે જેથી પુરાણા રીતિ રિવાજ અરબોના જાણવામાં આવી

શકે અને પુરાતન નીતિ અનુસાર નવીન રાજ્યના શકટને નિર્વિઘ્ન ચલાવી શકાય. રાજકરને વસૂલ કરવામાટે સમસ્ત સિન્ધુરાજ્યમાં બ્રાહ્મણોને નિયત કરી દેવામાં આવ્યા.

કયા પ્રદેશમાં કેટલી આવક થવાનો સંભવ છે, તે આવકમાંથી ખર્ચ બાદ જતાં નક્કી નફો કેટલો રહી શકશે અને તે નફાનો કેટલો અંશ ખલીફને આપવો જોઈશે એ સર્વ વિષયોનો ખલીફ તથા પ્રાન્તીય શાસકો એક બીજા સાથે ખાનગી નિર્ણય કરી લેતા હતા. જ્યાં એ વિષયોનો અભાવ હતો ત્યાં ખર્ચ કરવો, લડાઈ જગાડવી અથવા તો કોઇ સાથે સુલહ કરી લેવી ઇત્યાદિ કાર્યો પ્રાન્તીય શાસકો અથવા રાજકર્મચારીઓ જ કરતા હતા. આવાં સ્થાનોમાંથી ખલીફને કાંઇ પણ પ્રાપ્ત થાય તેમ ન હતું; કારણ કે, એક અથવા અન્ય નિમિત્ત દર્શાવીને જેટલી આવક થઈ હોય તેટલો અથવા તેથી પણ વધારે ખર્ચ કરી નાખવામાં આવતો હતો; છતાં ખલીફને હિસાબ તો અવશ્ય બતાવવામાં આવતો હતો. ઇતિહાસના પરિશીલનથી એ વાર્તા આપણા જાણવામાં આવી શકે છે કે મુલ્તાનમાંથી ૧૧૫ લાખ દિરમ અને ૭૫ શેર ઓળિયો ખલીફને મોકલવામાં આવતાં હતાં. હિન્દુ પ્રજાના શિરપર જમીનની મહસૂલનો ભાર આવી રીતે સ્થાપવામાં આવતો હતોઃ— સરકારી નહેરોનાં પાણી જે જમીનમાં લેવામાં આવતાં હતાં તે જમીનમાં ઉપજતાં ઘઉં તથા જવ આદિ ધાન્યોની ઉપજનો સાત આના જેટલો ભાગ અથવા સિંચાયા વગરની ભૂમિનો ચાર આના જેટલો ભાગ મહસૂલ તરીકે લેવામાં આવતો હતો. જો ખેતર પડતર રહી જાય, તો એક જરીબ દીઠ એક દિરમ અને આંકેલી ઉપજનો દશમો ભાગ વસૂલ કરવામાં આવતો હતો. ખજૂર તથા દરાખ

આદિ ફળોની ઉપજનો ત્રીજો ભાગ લેવાતો હતો અથવા તો તેની કીમત વસૂલ કરવામાં આવતી હતી; મદિરા, માછલાં તથા મોતીની ઉપજનો પાંચમો ભાગ લેવાતો હતો. ચુંગી-કર-તથા મહસૂલ તરીકે મુસલ્માનો પાસેથી સેંકડે અઢી ટકા તથા હિન્દુઓ પાસેથી સેંકડે પાંચ ટકા લેવામાં આવતા હતા. ધર્મધારીઓના માથાપર પણ કરનો ભાર તો હતો જ. કર તથા મહેસૂલનાં આ પરિમાણો કુરાન શરીફ અથવા ખલીફની આજ્ઞા અનુસાર નિર્ધારિત કરવામાં આવ્યાં હતાં; પરંતુ વસ્તુતઃ સિન્ધુદેશની હિન્દુ પ્રજા પાસેથી એનાથી અત્યંત અધિક કર તથા મહસૂલ વસૂલ કરાતાં હતાં. ભૂમિની ઉપજનો અડધો ભાગ પડાવી લેવો એ તો એક નિત્યની અને સામાન્ય ઘટના હતી; કારણ કે, સિન્ધુદેશમાં ખેડુતો-માટે કેવળ ખાવા જેટલું જ મૂકીને બાકીનું બધું હડપ કરી જનારા અરબ શાસકો પણ પોતાનો ડંકો ચલાવી ગયા છે. વળી અધૂરામાં પૂરૂં કરની વસૂલાતના ઇજારા આપી દેવામાં આવતા હતા એટલે ઇજારદાર લોકો સરકારના નક્કી કરેલા કરથી જે કાંઇ પણ વધારે ઓકાવી શકાય તે નાના પ્રકારના છળપ્રપંચોદ્વારા રૈયત પાસેથી ઓકાવવામાં અને રૈયતનું લોહી ચૂસવામાં જરા પણ કચાશ રાખતા ન હોતા. એ કરના ભાર ઉપરાંત સિન્ધુદેશની હિન્દુ પ્રજાનું જે નાનાવિધ વિલક્ષણ નિયમોદ્વારા અપમાન કરવામાં આવતું હતું તે તો વળી સર્વથા અસહ્ય જ હતું. તે અપમાનો આવા પ્રકારનાં હતાં:-હિન્દુઓની કેટલીક વિશિષ્ટ જાતિયોનાં મનુષ્યોને ઉત્તમ પ્રકારનાં વસ્ત્રો ધારણ કરવાની આજ્ઞા ન હોવાથી જો તેઓ ઉત્તમ ઉત્તમ વસ્ત્રો ધારણ કરે, તો તે તેમનો ભયાનક અપરાધ મનાતો હતો; કેટલીક જાતિના મનુષ્યોને એ જ પ્રમાણે ઘોડાપર સવારી કરવાની સખ્ત

મનાઇ હતી, તેમજ કેટલીક જાતિના લોકોને પગમાં જોડાં પહેરવાના અધિકારથી વંચિત કરી નાખવામાં આવ્યા હતા. જો એ સરકારની આજ્ઞાથી વિરુદ્ધ વર્તન કરીને કાઇ મનુષ્ય પાઘડી પહેરવાની, ઘોડાપર સ્વારી કરવાની કે પગમાં જોડા પહેરવાની ધૃષ્ટતા દર્શાવે, તો તેમની સ્ત્રીઓ તથા તેમનાં બાળકોને જીવતાં જ બાળી મૂકવામાં આવતાં હતાં! સિન્ધુદેશના હિન્દુ નિવાસીઓને અરબ સરકારની એવી કઠિન આજ્ઞા હતી કે: "મુસલમાન ફકીરોને ત્રણ દિવસનો ખોરાક તમારે મફત આપવો જ જોઇએ. જજિયા નામનો કર સર્વના શિરપર નાખવામાં આવ્યો હતો, પરંતુ એ માથાવેરો જેઓ મુસલ્માન ન હોય, તેમની પાસેથી તો કાઇ પણ પ્રકારની દયા કે માયા વિના બળાત્કારે પણ વસુલ કરવામાં આવતો હતો. પ્રતિવર્ષ માથાવેરા તરીકે ધનાઢયો પાસેથી ૪૮, મધ્યમ વર્ગના લોકો પાસેથી ૨૪ અને ગરીબો પાસેથી ૧૨ દિરમ લેવામાં આવતા હતા. હવે આપણે અરબોના ન્યાયશાસનનું અવલોકન કરીશું.

અરબોના ન્યાયશાસનનો કાંઇ ઉત્તમ પ્રબંધ હતો જ નહિ. સાધારણ રીતે તો પ્રત્યેક અરબ સરદાર અથવા અરબ અમીર કાઇ પણ મનુષ્યને ફાંસીને લાકડે લટકાવી દેવાનો સંપૂર્ણ અધિકાર ધરાવતો હતો; પરંતુ ઇન્સાફનો દેખાવ કરવામાટે કાજીઓ—ન્યાયાધીશો—ને રાખવામાં આવ્યા હતા. એ મુન્સિફનામધારી કાજીઓ પાસેથી હિન્દુઓને તો ખાસ કરીને કાંઇ પણ પ્રકારનો ન્યાય મળી શકતો ન હોતો, એટલે કાજીઓ ફોજદારી મુકર્દમાઓનો ફયસલો કરતા હતા, પરંતુ દીવાની મુકર્દમાઓનો નિકાલ તો સિન્ધુદેશના હિન્દુઓ પોતાના પંચ માર્ફત જ કરાવી લેતા હતા. કાજીસાહેબોની અદાલતોમાં હિન્દુએ

નિષ્પક્ષપાત ન્યાયને મેળવવાની લેશમાત્ર પણ આશા રાખી શકતા ન હોતા. જો હિન્દુઓ ઘોડાપર બેસતા જોવામાં આવે અથવા તો તેઓ મુસલ્માનો પ્રમાણે દાઢી ન રખાવતા અને મુસલ્માનો જેવો વેશ ન રાખતા જોવામાં આવે, તો તેમના એ કૃત્યને ભયંકર અપરાધ માનીને તેમને અદાલતમાં ઘસડવામાં આવતા હતા; માત્ર એટલું જ નહિ, પણ હિન્દુઓને પૂજા પાઠ કરવાની તથા શંખ અને ઘંટા વગાડવાની પણ સખ્ત મનાઇ હતી. જ્યાં રાજ્યકર્તાઓના આવા ધાર્મિક અત્યાચારો વર્તમાન હોય, ત્યાં રાજા તથા પ્રજાનો પરસ્પર મૈત્રીભાવ ક્યાંથી અને કેમ કરીને થઇ શકે વારૂ ? વળી વિશેષ આશ્ચર્યકારિણી ઘટના તો એ હતી કે અરબોના પોતપોતામાં પણ ભયંકર વિગ્રહો ચાલી રહ્યા હતા. અરબસ્તાનમાંની તેમની જૂની દુશ્મની તથા ફૂટ તેમની સાથે સિન્ધુદેશમાં પણ આવી પહોંચેલી હતી અને તેમાં વળી તેમના ભિન્ન ભિન્ન ઈસ્લામ સંપ્રદાયોના ઝઘડા આવી મળ્યા હતા એટલે, એ સર્વેએ મળીને એકત્ર બળથી સિન્ધુદેશવાસી અરબોનો એટલી સીમા પર્યન્ત નાશ કરી નાખ્યો કે સિન્ધુદેશમાં અરબોનું નામોનિશાન પણ બાકી ન રહ્યું.

## ગજનવી અને ગોરી

અરબો પછી હિન્દુસ્તાનપર ચઢાઇ કરનાર મહમૂદશાહ ગજનવી હતો; ત્યાર પછી ગજનવીઓ ઉપર ગોરીઓએ પોતાનો અધિકાર જમાવ્યો હતો અને હિન્દુસ્તાનપર ચઢાઇઓ પણ કરી હતી; પરંતુ એ લોકોના આક્રમણનું ભારતવર્ષમાં કંઈ પણ સ્થાયી પરિણામ ન થયું તેનું કારણ એ હતું કે લૂટ કરીને જેટલું મેળવી શકાય

તેટલું ધન મેળવી લેવું, કાફિરો–હિન્દુઓ–નાં દેવમંદિરો તથા દેવમૂર્તિઓને તોડી નાખવાં તથા કાફિર મર્દો તેમ જ ઔરતોને ગુલામ તરીકે પકડીને પોતાના દેશમાં લઇ જવાં એ જ તેમનો હિન્દુસ્તાનપર આક્રમણ કરવાનો પ્રધાન ઉદ્દેશ હતો અને પોતાના એ ઉદ્દેશની સિદ્ધિમાટે તેમણે ભારતવર્ષની હિન્દુ પ્રજા ઉપર અસહ્ય ધાર્મિક અત્યાચારો કર્યા હતા. ઉપર જણાવ્યા પ્રમાણે મહમૂદ ગજનવીથી પૂર્વે મુસલ્માનોએ હિન્દુસ્તાનપર હલ્લા તો અવશ્ય કર્યા હતા, પરંતુ તે હલ્લાઓની સંખ્યા બહુ જ થોડી હતી અને તે હલ્લાઓમાંના કેટલાકમાં મુસલ્માનોને જેમ વિજય મળ્યો હતો તેમ જ કેટલાક હલ્લાઓમાં પરાજય પણ પ્રાપ્ત થયો હતો. માત્ર મહમૂદ ગજનવીએ હલ્લાઓની હાર-માળા કરી દીધી. મુસલ્માનો મહમૂદ ગજનવીને સાચા મુસલ્માન ગાઝી તરીકે સિદ્ધ કરવાના વારવાર પ્રયત્નો કરતા રહે છે તેનું કારણ એ છે કે મહમૂદ ગજનવીની આંખ હિંદુસ્તાનની સંપત્તિ ઉપર તો ક્યારનીયે હતી જ; પરંતુ તે સાથે ભારતવર્ષના મહાશ્રવીર રાજપૂતોને તલ્વારના જોરથી મુસલ્માન બનાવીને દીન ઇસ્લામમાં દાખલ કરી દેવાની પણ તેની મહાપ્રબળ ઇચ્છા હતી અને તેની એ ઇચ્છા એટલી સીમા પર્યન્ત પ્રબળ થવાનું પ્રધાન કારણ એ હતું કે બગદાદના ખલીફાએ તેના મજહબી જોશને જોઇને તેના માટે એક બહુમૂલ્ય ખિલઅત મોકલી દીધો હતો, ને તે સાથે તેને 'અમીનુલ મિલ્લતો યમીનુદ્દૌલા' એવો બહુમાનદર્શક ખિતાબ પણ આપ્યો હતો. મહમૂદ ગજનવીએ એવી પ્રતિજ્ઞા જ કરી લીધી હતી કે: 'હું દીન ઇસ્લામના પ્રચારમાટે પ્રતિવર્ષ ભારતવર્ષપર આક્રમણ કરતો રહીશ!' (તવારીખ હિન્દુ, પૃ૦ ૬૧).

મહંમદ ગજનવીએ ધનના લોભ તથા ધાર્મિક ઉન્માદથી અંધ થઇને ભારતવર્ષપર ૧૭ વાર આક્રમણો કર્યાં હતાં અને હિન્દુઓપર ધાર્મિક અત્યાચારો કરવામાં કશી પણ કચાશ રાખી ન હોતી એ ઇત્યાદિ મહંમદ ગજનવીના જીવનની ગૌરવશાલિની ઘટના (?) છે. મહમદ ગજનવીએ ભારતવર્ષમાં કરેલા લૂટફાટ તથા ભયાનક નરહત્યાકાંડ અને દેવમંદિરો આદિના ધ્વંસનો સંપૂર્ણ વૃત્તાંત તો જો કે અહીં આપી શકાય તેમ નથી; તથાપિ સંક્ષિપ્ત વૃત્તાંત તો અહીં આપવો જ જોઇએ અને તે આ પ્રમાણે છેઃ—

મહમૂદ ગજનવીએ ભારતવર્ષપર છઠ્ઠું આક્રમણ ઇ. સ. ૧૦૧૪ માં કર્યું હતું અને તે વેળાયે સરસ્વતી તથા યમુના નદીના મધ્યમાં વિરાજતા સ્થાનેશ્વર નામક પ્રખ્યાત હિન્દુ તીર્થસ્થાનને લૂટીને અગ્નિનારાયણના મુખમાં સમર્પી દીધું હતું—અર્થાત્ બાળીને ભસ્મીભૂત કરી નાખ્યું હતું! માત્ર એટલું જ નહિ, પણ વિશાળસંખ્ય હિન્દુ સ્ત્રીઓ તથા પુરુષોને પકડીને તે ગજની લઇ ગયો હતો. કનોજથી મહમદ ગજનવી મથુરામાં આવ્યો હતો. મથુરા શ્રી કૃષ્ણ ભગવાનની જન્મભૂમિ હોવાથી હિન્દુઓનું પવિત્રતમ તીર્થધામ છે એ વાર્તા તો વિશ્વવિખ્યાત છે. અર્થાત્ મથુરા નગરીની સુન્દરતા તથા ત્યાંનાં દેવમંદિરોની વિચિત્રતાને જોઇને મહમૂદ ત્યાંથી પાછો વળી ગયો અને તેના મનમાં એવી ઇચ્છા ઉદ્ભવી કેઃ "ગજનીના ઉજ્જડ પર્વતો ઉપર પણ મથુરા જેવી ઇમારતો મારાથી ચણાવી શકાય તો કેવું સારૂં!" મથુરામાં મહમૂદે પોતાના લશ્કરને વીસ દિવસ સુધી લૂટ ચલાવવાની આજ્ઞા આપી હતી અને ત્યાર પછી ત્યાંથી તે ગજની તરફ જવાને રવાના થયો હતો. મથુરામાંથી મહમૂદની ફોજ એટલાં બધાં હિન્દુ સ્ત્રીપુરુ-

એને પકડીને પોતાની સાથે લઈ ગયો હતો કે ગઝનીમાં એ હિન્દુ ગુલામો તથા ગુલામડીઓ બબ્બે રૂપીઆની નજીવી કીમતે બજાર મૂળ પ્રમાણે વેચાયાં હતાં. મહમૂદના આ કુકર્મથી એ વાત તો તત્કાળ સિદ્ધ થઈ જાય છે કે મહમદ ગઝનવી એક કટ્ટો મુસલમાન હોવા છતાં એક મામુલી લુટેરા કરતાં તેની યોગ્યતા અધિક તો ન હોતી જ; કારણ કે, હિન્દુઓનાં જે સ્થાનમાં તે જતો હતો તે સ્થાનમાં પ્રથમ લુટ ચલાવતો હતો અને ત્યાર પછી હિન્દુ સ્ત્રીપુરુષોને કયદ કરી લઈને પોતાના દેશમાં બકરાં તથા ઘેટાં પ્રમાણે સરે બાજાર વેચી નાખતો હતો !......અન્યધર્મીય સ્ત્રીપુરુષોને, લોંડી તથા ગુલામ બનાવવાના કાર્યને કુરાન શરીફ એક પુણ્યકાર્ય તરીકે સ્વીકારતો હોવાથી મહમૂદ ગઝનવી આ સર્વ પાપકર્મો પુણ્યની દૃષ્ટિથી જ કરતો હતો; માત્ર એટલું જ નહિ, પણ બગદાદનો ખલીફ પણ તેને એ કૃત્યો કરવાનું પ્રોત્સાહન આપ્યા કરતો હતો. અત્યારે આ ઐતિહાસિક ઘટનાઓનો હિન્દુ બાળકો સાથે સ્કૂલોમાં મુસલમાન બાળક વિદ્યાર્થીઓ પણ અભ્યાસ કરે છે; પરંતુ કોઈ પણ વિચારશીલ તથા ન્યાયપ્રિય મુસલમાન મહમૂદ ગજનવીનાં કુકર્મોને સત્કર્મ માનવાની તેમ જ પોતાની જાતિના આવા અત્યાચારી બાદશાહમાટે અભિમાન દર્શાવવાની ધૃષ્ટતા કરી શકે તેમ છે ખરું કે ?

મહમૂદ ગજનવી કેવળ ધોળા દિવસનો ધાડપાડુ, લુટેરો તથા મૂર્તિભંજક જ ન હોતો; કિન્તુ લુટેરો તથા બુતશિકન–મૂર્તિભંજક–હોવા સાથે પ્રથમ પંક્તિનો અહદશિકન–પ્રતિજ્ઞાભંજક કિંવા વચનભંજક–પણ હતો; કારણ કે, તેણે મહાકવિ ફિરદૌસીને 'શાહનામા' નામક ગ્રંથ રચવાની આજ્ઞા આપીને તેના પ્રત્યેક શેર–શ્લોક–ના મૂલ્ય તરીકે એક

અશરફી આપવાનું વચન આપ્યું હતું. અશરફી એટલે સુવર્ણમુદ્રા અથવા સોનામ્હોર. કવિ ફિરદૌસીએ 'શાહનામા' નામક ગ્રંથ રચવાનો આરંભ કર્યો અને તેમાં ૬૦૦૦૦ શેરો—શ્લોકો—નો સમાવેશ કરીને તે ગ્રંથ મહમૂદ ગજનવી સમક્ષ રજૂ કર્યો. કવિ ફિરદૌસીના રચેલા એ 'શાહનામા' નામક ઇતિહાસગ્રંથની કવિતા એવી અને એટલી તો સુંદર છે કે જ્યાં સુધી ફારસી ભાષા આ વિશ્વમાં અવિચળ રહેશે ત્યાં સુધી એ ગ્રંથની મહત્તામાં લેશમાત્ર પણ ન્યૂનતા નથી થવાની તે નથી જ થવાની. એ ગ્રંથના પૌરસ્ત્ય તથા પાશ્ચાત્ય અનેક ભાષાઓમાં અનુવાદો થઈ ચૂક્યા છે અને અદ્યાપિ થતા જાય છે એ ઘટના એ ગ્રંથની મહત્તાને નિર્વિવાદ સિદ્ધ કરી બતાવે છે. એ ગ્રંથમાં ઈરાનના પ્રાચીન રાજ્યકર્તાઓમાંના સર્વથી પ્રથમ રાજા કયોમર્સથી આરંભીને સાસાનિયન્ વંશના અરબોના હસ્તથી ઇ. સ. ૬૪૧ માં પદભ્રષ્ટ થયેલા અંતિમ રાજ્યકર્તા યજદેઝર્દ ત્રીજાના શાસનકાળ પર્યન્તનો ધારાવાહિક ઇતિહાસ આપવામાં આવ્યો છે. એ વિશ્વવિખ્યાત ગ્રંથની રચનામાં કવિ ફિરદૌસી તૂસીએ ત્રીસ વર્ષ જેટલા અત્યંત દીર્ઘકાળનો ભોગ આપ્યો હતો એમ પ્રમાણપૂર્વક કહેવામાં આવે છે. અસ્તુ; ત્રીસ વર્ષના પોતાના સતત પરિશ્રમના અલૌકિક ફળરૂપ ગ્રંથને લઇને જ્યારે ફિરદૌસી સુલ્તાન મહમૂદ ગજનવી સમક્ષ આવીને ઉપસ્થિત થયો તે વેળાયે સુલ્તાન મહમૂદ ગજનવીની ઉદારતાને તેની લોભિષ્ટતાએ મારી નાખીને તેને તેના વચનનો ભંગ કરવામાટે કટિબદ્ધ કરી દીધો. ફિરદૌસીના મુખથી 'શાહનામા'ના સાઠ હજાર શેરો સાંભળી લઇને સુલ્તાને તે ગ્રંથને સ્વીકારીને શીતલ હૃદયથી તેની પ્રશંસા કરી, પરંતુ ઇનામ આપવાનું નામ

પણ ન ઉચ્ચાર્યું, અને કવિને તે જેવો ખાલી હાથે આવ્યો હતો તેવા જ ખાલી હાથે દરબારમાંથી વિદાય કરી દીધો. આ ઘટનાને કેટલાક મહિના થઇ જવા છતાં પણ જ્યારે સુલ્તાને કવિ ફિરદૌસીને પાછો ન બોલાવ્યો અને ઇનામના સંબંધમાં ભયાનક મૌનનું અવલંબન કરી લીધું એટલે 'સુલ્તાનને વ્યવસાયબાહુલ્યના કારણથી કદાચિત્ આ વાર્તાનું વિસ્મરણ થઇ ગયું હશે.' એમ ધારીને ફિરદૌસીએ સુલ્તાનને એ વાતનું પુનઃ સ્મરણ કરાવવામાટે એક એવા આશયની કવિતા રચીને મોકલી આપી કે: "અમારા સુલ્તાન સલામતના મનની ઉદારતા મહાસાગર સમાન એટલી બધી વિશાળ છે કે જેનો કોઇ છેડો જ નથી એમ કહેવામાં આવે છે અને જેમને સુલ્તાન સલામતની એ ઉદારતાનો પોતાના સંબંધમાં અનુભવ થયો હોય તેઓ મહાભાગ્યશાળી પુરુષ હોવા જોઇએ; કારણ કે, સુલ્તાનની એ ઉદારતાનો સાક્ષાત્કાર મારા પોતાના ભાગ્યમાં લખાયલો ન હોવાથી મારાથી એ કથનને સત્ય તરીકે સ્વીકારી શકાય તેમ નથી. એ વાર્તા જો કે સત્ય છે કે મેં મોતીને મેળવવાની આશાથી એ મહાસાગરમાં નિમજ્જન કર્યું છે; પરંતુ અત્યારસુધી તો એક પણ મોતીને મેળવવાનો પ્રસંગ મને પ્રાપ્ત થઇ શક્યો નથી." કવિ ફિરદૌસીની આ સ્પષ્ટોક્તિથી, કહોને કે તેણે કરેલી આ નિંદાથી અત્યંત લજ્જિત તથા કોપાયમાન થઇને સુલ્તાન મહમદ ગજનવીએ પોતાના વચન અનુસાર સાઠ હજાર અશરફી–સુવર્ણમુદ્રાઓ–મોકલવાને બદલે સાઠ હજાર દિરમ–ચાંદિના સિક્કા–કવિ ફિરદૌસીને બળતા હૃદયથી મોકલીને પોતાની નીચતા તથા લોભિષ્ટતાનો પરિચય કરાવી દીધો. જે વેળાયે સુલ્તાનના ગુલામો સાઠ હજાર દિરમ લઇને ફિરદૌસી પાસે આવ્યા

તે વેળાયે ફિરદૌસી હમ્મામ—સ્નાનગૃહ—માં સ્નાન કરતો હતો એટલે સુલ્તાને સાઠ હજાર અશરફીને બદલે સાઠ હજાર દિરમ મોકલવાની વાત તેના જાણવામાં આવતાં તેના કોપ તથા આશ્ચર્યનો અવધિ થઇ ગયો અને આ અપમાને અસહ્ય થતાં તેણે તે સાઠ હજાર દિરમ તે હમ્મામના નોકરો તથા જેઓ તે દિરમ લાવ્યા હતા તે શાહી ગુલામોને તે સ્થળે અને તે ક્ષણે જ વહેંચી આપ્યા. પોતાને મળેલા દિરમની આવા પ્રકારની વ્યવસ્થા કરીને કોપાયમાન થએલા કવિ ફિરદૌસીએ મહમૂદ ગઝનવીના સંબંધમાં તેના વચનભંગ તથા લોભમાટે નિંદા તથા તિરસ્કારની જેમાં ભયંકર વૃષ્ટિ વર્ષાવવામાં આવી હતી તેવી એક કવિતા લખીને એક લિફાફામાં સીલબંધ કરી સુલ્તાનના કૃપાપાત્ર વઝીરને એવી સૂચના સહિત મોકલી આપી કેઃ "જ્યારે સુલ્તાન સલામતનું મન રાજ્યના કોઇ કાર્યથી સંતપ્ત તથા ચિંતાતુર થયેલું હોય તે વેળાયે આ લિફાફામાં બંધ કરેલી કવિતા કાઢીને વાંચી સંભળાવજો; કારણ કે, એ કવિતાના શ્રવણથી સુલ્તાન સલામતના મનનું એવા પ્રસંગે અવશ્ય સમાધાન થઇ જશે અને તેમને અપૂર્વ આનન્દનો સાક્ષાત્કાર થશે." પોતાના વૈરના પ્રતિશોધનો આવા પ્રકારનો પ્રયત્ન કરીને કવિ ફિરદૌસી ગજની નગરને ત્યાગીને માઝન્દરાન ચાલ્યો ગયો અને ત્યાં તેના સાંભળવામાં આવ્યું કે તેની કવિતા જે આશયથી લખવામાં આવી હતી તે તેનો આશય સિદ્ધ થઈ ચૂક્યો હતો. અહીં વચ્ચે જણાવવાની આવશ્યક્તા છે કે જ્યારે સુલ્તાન મહમૂદે તે કવિતા સાંભળી ત્યારે તે કોપાયમાન થઇ ગયો અને તેના જાણવામાં આવ્યું કેઃ 'મારા વચનભંગથી મારી કીર્તિનો મેં શાશ્વત વિનાશ કરી નાખ્યો છે!' ફિરદૌસીને તેની કવિતા સુલ્તાનના સાંભળવા તથા

વાંચવામાં આવી ગયા પછી સુલ્તાનના રાજ્યમાં રહેવાનું નિર્ભય ન ભાસવાથી તે બગદાદ ચાલ્યો ગયો અને બગદાદના ખલીફે તેને આશ્રય આપવાથી તેણે ખલીફની પ્રશંસાના દશ હજાર શેરો-શ્લોકો-રચીને 'શાહનામા'માં ઉમેરી દીધા. ખલીફે ફિરદૌસીના અલૌકિક કાવ્યથી પ્રસન્ન થઈને સુલ્તાન મહમૂદે ન આપેલી સાઠ હજાર અશરફી પોતે કવિને આપીને તેની એ ખોટની ભરપાઈ કરી આપી. અસ્તુ: બીજી બાજૂ સુલ્તાન મહમૂદનો પોતાની થયેલી ભૂલને સુધારી લેવાનો વિચાર થતાં પોતાની નિન્દાને આટલેથી જ અટકાવી દેવામાટે પોતાના પ્રથમ વચન અનુસાર સાઠ હજાર અશરફી ફિરદૌસીને આપવામાટે ઊંટો ઉપર લાદીને તેણે મોકલી આપી; માત્ર એટલું જ નહિ, પણ તે ઉપરાંત એક ખિલઅત મોકલીને સુલ્તાને ફિરદૌસીની ક્ષમા પણ માગી હતી: પરંતુ જે વેળાયે અશરફીઓવડે લદાયલા ઊંટો કવિ ફિરદૌસીની જન્મભૂમિ તૂસ નગર-અત્યારે મશહદ નામથી ઓળખાતા નગર-ના દ્વારમાં આવી લાગ્યા તે વેળાયે કવિ ફિરદૌસીનો દેહાંત થઇ ગયેલો હોવાથી સુલ્તાનની એ પશ્ચાત્તાપયુક્ત ઉદારતા તેના પોતાના જોવાકે જાણવામાં આવી શકી નહિ અને મહમૂદ ગજનવીના કપાળમાં ચોંટેલો વચનભંગ નામક ભીષણ કલંક ઇતિહાસનાં પૃષ્ઠોમાં સદાનેમાટે અવિચળ રહી ગયો. ફિરદૌસીના મૃત્યુની ઘટના ઇ. સ. ૧૦૨૦-હિજરી સન્ ૪૧૧-માં ઘટી હતી, મૃત્યુ સમયે ફિરદૌસીની અવસ્થા ૮૯ વર્ષની હતી અને પોતાના જીવનકાળમાં ફિરદૌસીએ 'શાહનામા' ઉપરાંત 'અખિયાતે ફિરદૌસી' નામક એક અન્ય કાવ્યગ્રંથ પણ રચ્યો હતો. હાજી ખલ્ફાના કથન અનુસાર ફિરદૌસીનો દેહાંત ઇ. સ. ૧૦૨૫-હિજરી સન્ ૪૧૬-માં થયો હતો અને મૃત્યુ સમયે તેની અવસ્થા ૯૪ વર્ષની હતી. અસ્તુ.

કવિ ફિરદૌસી તૂસીના મૃત્યુની ઘટના પછી મહમુદ ગજનવીએ હિન્દુસ્તાનપર નવીન ચઢાઇ કરીને ઇ.સ. ૧૦૨૦માં સૌરાષ્ટ્રના પ્રભાસપાટણ અથવા સોમનાથ પાટણ નામક સમુદ્રતીરવર્તી સ્થાનમાં વિરાજતા ભારતીય હિન્દુઓના પરમપૂજ્ય દૈવત સોમનાથ નામક મહાદેવના લિંગનો ભંગ કરી નાખ્યો હતો અને હિન્દુઓપર પૈશાચિક અત્યાચારો કરીને પોતાની પૈશાચિકતાનો વિશ્વને પૂર્ણ પરિચય કરાવી દીધો હતો એ વાર્તા ઇતિહાસોમાં સવિસ્તર વર્ણવાયલી હોવાથી જો કે અત્ર એના વિશેષ વિવેચનની આવશ્યકતા તો નથી જ; તથાપિ આજકાલ કેટલાક ઉછરતા તથા ઉચ્છૃંખલ મુસલ્માન લેખકો મહમૂદ ગજનવી તથા આરંગઝેબ જેવા હિન્દુઓ તથા હિન્દુધર્મના પરમદ્વેષ્ટા અને મહાન્ અત્યાચારી મુસલ્માન સુલ્તાનોના એ પૈશાચિક અત્યાચારો તથા નરહત્યાકાંડપર ઢાંકપિછોડો કરવાના અને તે સાથે હિન્દુસ્તાનના હિન્દુઓને ગાળો ભાંડવાના બાલિશ પ્રયત્નો કરી રહેલા હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ તેઓ એવા અત્યાચારી તથા ધર્માન્ધ મુસલ્માન બાદશાહોના અત્યાચારોનાં મુસલ્માન ગ્રંથકારોના લખેલા ઇતિહાસોમાંથી પ્રમાણો માગતા હોવાથી મહમૂદ ગજનવીના એ અત્યાચારોના સંબંધમાં એક બે મુસલ્માન ગ્રંથકારોના ગ્રંથોમાંથી પ્રમાણો આપવાની આવશ્યકતા અનિવાર્ય છે. પ્રથમ તો હિન્દુઓ તથા હિન્દુઓના ધર્મની અક્ષરશઃ અસત્ય નિન્દાના ઇજારદાર, મુસલ્માનો તથા ઇસ્લામના અંધપક્ષપાતી અને મુસલ્માનોનાં પૈશાચિક કૃત્યોમાં પણ દૈવિકતાનો સાક્ષાત્કાર કરનાર એકપક્ષીય ઇતિહાસલેખક તરીકે વિશ્વવિખ્યાત થયેલા મહમદ કાસિમ ફરિસ્તા નામક ઇતિહાસલેખક પોતાના લખેલા ઇતિહાસમાં મહમૂદ

ગજનવીએ કરેલા સોમનાથ મહાદેવની મૂર્તિના નાશના સંબંધમાં જે વર્ણન આપેલું છે, તે આ પ્રમાણે છેઃ—

" દીવાલોની આસપાસ તથા દરવાજાઓમાં સાવધાનતામાટે સૈનિકોને ઊભા રાખીને સુલ્તાન મહમૂદે પોતાના શાહજાદાઓ, થોડાક અમીરો તથા મુખ્ય હજુરીઓ સહિત સોમનાથના મંદિરમાં પ્રવેશ કર્યો. મંદિર સમક્ષ પહોંચતાં કોરેલા પાષાણોની બાંધેલી એક સુંદર તથા સુવિશાળ ઇમારત તેના જોવામાં આવી કે જેનું વિશાળ આચ્છાદન અદ્ભુત કારીગરીવાળા તથા બહુમૂલ્યરત્નજડિત છપ્પન સ્તંભોના શિરોભાગમાં શોભી રહ્યું હતું. મંદિરના મધ્યસ્થાનમાં સોમનાથ મહાદેવની દશ હાથ ઊંચી પાષાણપ્રતિમા વિરાજી રહી હતી. એ પ્રતિમાનો બે હાથ જેટલો ભાગ પૃથ્વીના ગર્ભમાં હોવાથી આઠ હાથની ઉંચાઇ ભૂમિના ઉપરિભાગ અથવા બાહ્યભાગમાં દૃષ્ટિગોચર થતી હતી. સુલ્તાન મહમૂદે એ પ્રતિમા સમક્ષ આવીને પ્રતિમાની નાસિકાપર પોતાના ગુર્જનો ભીષણ પ્રહાર કર્યો અને પ્રતિમાની નાસિકાનું છેદન કરી નાખ્યું. તેણે પોતાના મનુષ્યોને તે મૂર્તિના બે કકડા કરવાની અને તે કકડાઓને ગજની મોકલી આપવાની આજ્ઞા સંભળાવી દીધી. એમાંના એક કકડાને ગજનીની સાર્વજનિક મસ્જિદના દ્વારમાં મુસલ્માનોનાં ચરણોતળે ચગદાતો રાખવાની અને બીજા કકડાને પોતાના રાજમહાલયના બાહ્યદ્વારમાં પોતાનાં ચરણો તળે ચગદાતો રાખવાની તેની ઇચ્છા હતી. સોમનાથની મૂર્તિના એ કકડાઓ અત્યારે પણ ગજનીમાં વિદ્યમાન છે*

---

*આ વિધાન ફરિસ્તાનું પોતાનું હોવાથી અને ફરિસ્તાનો પોતાનો સમય આજથી ૪૦૦ વર્ષ પૂર્વનો હોવાથી આજથી ચારસેં વર્ષ પૂર્વે સોમનાથની મૂર્તિના બે ખંડ ગજનીમાં વિદ્-

મૂર્તિના બીજા બે કેકડાઓ મક્કા તથા મદીના મોકલવા-માટે અમાનત રાખવામાં આવ્યા હતા. એ એક વિશ્વાસપાત્ર વાર્તા છે કે જ્યારે મહમૂદ ગજનવી આવી રીતે મૂર્તિભં-જનના કાર્યમાં પ્રવૃત્ત થયેલો હતો તે વેળાયે બ્રાહ્મણોના એક સમુદાયે તેના હુજૂરીઓને એવી પ્રાર્થના કરી હતી કે: 'જો સુલ્તાન સલામત આ મૂર્તિની હવે અધિક હાનિ કરવાના વિચારને માંડી વાળે, તો અમો એ મૂર્તિના વજન જેટલું સુવર્ણ સુલ્તાન-સલામતને આપવામાટે તૈયાર છીએ.'- સુલ્તાનના રાજકર્મચારીઓ—અમલદારો—એ સુલ્તાનને એ સુવર્ણરાશિનો સ્વીકાર કરી લેવાનો ઉપદેશ આપતાં કહ્યું કે: "મહાદેવની આ એક મૂર્તિને તોડી નાખવાથી મૂર્તિપૂ-જાનો કાંઈ સદાને માટે અંત આવી જવાનો નથી એટલે આ મૂર્તિને સર્વથા નષ્ટ કરવાથી આપણો ઉદ્દેશ તો સિદ્ધ નથી જ થવાનો. અર્થાત્ આ મૂર્તિને ન તોડવાની ઉદારતા દર્શાવવાના બદલામાં જે અતિશય ધન આપણને મળે છે તે ધનને જો આપણે મુસલ્માનોમાં વ્હેંચી દઈશું તો મૂર્તિભં-જનના પુણ્ય કરતાં આપણું તે પુણ્ય વિશેષ ગણાશે." પરંતુ સુલ્તાન મહમૂદે એનો પ્રતિવાદ કરતાં જણાવ્યું કે: "તમારો ઉપદેશ સર્વથા અયોગ્ય તો નથી જ; પરંતુ મારી પોતાની એવી જ માન્યતા છે કે જો હું આ ધનરાશિને સ્વીકારીને આ મૂર્તિને તોડવાના મારા નિશ્ચયને ત્યાગી દઈશ, તો ભાવી પ્રજા મને 'મૂર્તિવિક્રેતા મહમૂદ' તરીકે ઓળખશે અને મારી પોતાની એવી આકાંક્ષા છે કે ભવિષ્યની પ્રજા

---

માન હતા એ વાર્તા નિર્વિવાદ સિદ્ધ થાય છે એટલે એમાટે અધિક પ્રમાણોની આવશ્યક્તા છે જ નહિ. એ ખસો-ટુકડાઓ-અત્યારે હજે ગજનીમાં હોય કે ન હોય એ નિશ્ચયપૂર્વક કહી શકાય તેમ નથી.

મને ' બુતફરોશ ' તરીક નહિ, પણ ' બુતશિકન્ '—મૂર્તિભં-જક—તરીકે ઓળખતી રહે. "પોતાના આવા પ્રકારના નિશ્ચયને વ્યક્ત કરીને સુલ્તાન મહમૂદે પોતાના સૈનિકોને મૂર્તિને તોડી નાખવાના કાર્યમાં પુનઃ પ્રવૃત્ત થવાની આજ્ઞા આપી દીધી. ગુર્જના દ્વિતીય પ્રહારથી સોમનાથની મૂર્તિના ઉદરદ્વારને સુલ્તાને ઉઘાડી નાખ્યું અને તે ઉદર પોલું હોવાથી હીરા, માણિક્ય તથા મોતી આદિ બહુમૂલ્ય રત્નો એટલા તો વિશાળ પરિમાણમાં તેમાંથી બહાર નીકળી પડયાં કે તેમનું મૂલ્ય બ્રાહ્મણોએ આપવા કહેલા સુવર્ણરાશિના મૂલ્ય કરતાં બહુ જ વધારે થવા જતું હતું."

હવે પછી અહીં જે એક વિચારણીય પ્રશ્ન ઉપસ્થિત થાય છે તે એ કે: જે મહમૂદ ગજનવીને ફિરદૌસી તૂસી જેવા કવિને આપેલા વચનનો ભંગ કરતાં ભવિષ્યની પ્રજા તેને વચનભંજક—અહદશિકન—તરીકે ઓળખશે એનો સાઠ હજાર સુવર્ણમુદ્રાના લોભથી લેશમાત્ર પણ વિચાર થયો ન હોતો; તે મહા નરાભિષ્ટ મહમૂદ ગજનવી એક મૂર્તિને ન તોડવાની ઉદારતાના મૂલ્ય તરીકે મળતા વિશાળ સુવર્ણરાશિને જતો કરે એ કદાપિ સંભવનીય છે ખરું કે ? અર્થાત્ મહમૂદ સુલ્તાનની આ ધાર્મિકતાની વાર્તા મુસલમાન ઇતિહાસ-લેખકોએ અન્ય મુસલમાનોના હિન્દુઓનાં દેવો તથા દેવીઓની મૂર્તિઓને તોડવા માટેના ઉત્સાહને વધારવાના આશયથી જ લખેલી હોવાથી સર્વથા કપોલકલ્પિત છે એમાં કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ. આથી એમ સ્પષ્ટ જણાઇ આવે છે કે સુલ્તાન મહમૂદ ગજનવી સોમનાથની મૂર્તિના જે ખંડો ગજની લઇ ગયો હતો તે સોમનાથની ઉપરિવર્ણિત મૂર્તિના નહિ, કિન્તુ લિંગમૂર્તિના જ હોવા જોઇએ અને તે લિંગમૂર્તિ પોલી નહિ, પણ નકર જ હોવી જોઇએ. માન્યવર

ી લેન પુલે પણ પોતાના " Mediaeval India "
ક ગ્રંથમાં ફિરિશ્તાએ આપેલા સોમનાથની શિવમૂર્તિના
ર્ણનને સર્વથા અસત્ય તથા કપોલકલ્પિત * દર્શાવ્યું
માત્ર એટલું જ નહિ, પણ સોમનાથની લિંગમૂર્તિમાંથી
ાલ્ય રત્નરાશિ નીકળવાની વાર્તા પણ સર્વથા અસત્ય
કપોલકલ્પિત છે અને તે કેવળ હિન્દુઓ, વિશેષતઃ
ોણોની ધર્મહીનતાને દર્શાવવામાટે જ જોડી કાઢવામાં
ી છે. મહમૂદ ગજનવીને સોમનાથના મંદિરના ધન-
ાંથી અપરિમિત ધનરાશિ તથા રત્નરાશિની પ્રાપ્તિ
હોય, એ સંભવનીય છે; પરંતુ એ વસ્તુઓ મૂર્તિના
માંથી મળવાની વાર્તા સર્વથા અસત્ય તથા અસંભવનીય
ે તો કોઇ પણ વિચારશીલ મનુષ્ય તત્કાળ કહી
તેમ છે.

સ્ટેન્લી લેન પૂલે મૂર્તિમાં ધનરાશિને છુપાવવામાટે
ાણ કર્યાની શક્યતાને સ્વીકારી છે, તે પણ કાંઇક
ું જ પરિણામ છે. સારાંશ કે, મહમૂદ ગજનવીને

* " As has often been pointed out, the
nd in Firishta's history that priests tried to
e Mahmud to spare the idol, and that he
e it in two with his sword, whereupon a
hoard of jewels poured from its vitals, is
ifestly absurd. The idol, as Sir W. W. Hunter
rved, 'was merely one of the twelve lingas
hallic emblems erected in varions parts of
a, and could not be cut by a sword; though
possible that a hiding place was excavated in it.'
Stanely Lane Pcol's " Mediaeval India. "
Page 26, footnote.

સોમનાથના મંદિરમાં ચલાવેલી લૂટથી જે ધનરાશિ તથા રત્નરાશિની પ્રાપ્તિ થઇ હતી તેનાથી અધિક ધનની પ્રાપ્તિ થવાનો જો સંભવ હોત, તો તેણે અવશ્ય સોમનાથની લિંગ-મૂર્તિને ન તોડવાની ઉદારતા દર્શાવી હોત; પરંતુ અધિક ધન મળવાની આશા ન હોવાથી અને વિરોધિની હિન્દુ શક્તિનો પાત થઇ ગયેલો હોવાથી પોતાને - બૂતશિકનો-મૂર્તિભંજકો-માં ગણાવવાના અચાનક પ્રાપ્ત થયેલા પ્રસંગનો ઉપયોગ કરી લેવામાટે અને હિન્દુધર્મની અવહેલના કરવામાટે જ મહમૂદ ગજનવીએ સોમનાથની લિંગમૂર્તિને તોડી નાખી હતી. ફરિસ્તા ઉપરાંત તે સમયના કેટલાક અન્ય અરબી તથા ઈરાની મુસલ્માનોએ પણ હિન્દુધર્મની હીનતા દર્શાવવામાટે સોમનાથની મૂર્તિના સંબંધમાં કેટલીક અદ્ભુત કથાઓ લખેલી મળી આવે છે અને તે સર્વ કથાઓ એક બીજીથી સર્વથા વિરુદ્ધ તથા અત્યંત અતિશયોક્તિ-પૂર્ણ હોવાથી તે સર્વ કથાઓ અક્ષરશઃ કપોલકલ્પિત તથા અસત્ય છે એમ તત્કાળ જણાઇ આવે છે. ઉદાહરણાર્થ તે સમયમાં અરબસ્તાન તથા ઇરાનમાંથી હિન્દુસ્તાનમાં આવતા અનેક મુસાફિરો-પ્રવાસીઓ-પાસેથી હિન્દુસ્તાનની વાતો સાંભળીને જકરિયા રૂકની નામક એક ઇરાની મુસલ્માન ગૃહસ્થે સોમનાથના મંદિર તથા સોમનાથની મૂર્તિના સંબંધમાં ઇ. સ. ૧૨૬૩ મા લખી રાખેલું જે વર્ણન મળી આવ્યું છે તે અહીં આપવામાં આવે છે. તે વર્ણન આ પ્રમાણે છેઃ—

"સોમનાથના મંદિરમાં સાગ-કાષ્ઠ-ના છપ્પન થાંભલા હતા. જ્યાં મૂર્તિ વિરાજતી હતી તે ગર્ભમાં નિબિડ અંધકાર વ્યાપેલો હતો; પરંતુ ત્યાં રત્નખચિત ઝુમ્મરોનો તીવ્ર પ્રકાશ વિસ્તરેલો હતો. ચંદ્રગ્રહણના પ્રસંગે ત્યાં લાખો હિન્દુઓ

સોમનાથની યાત્રા તથા સોમનાથના દર્શનમાટે આવતા હતા. સમુદ્રમાં ભરતી આવતી હતી ત્યારે સોમનાથની મૂર્તિને પોતાની મેળે જ સમુદ્રસ્નાનનો યોગ પ્રાપ્ત થતો હતો. મંદિરના ખર્ચને નભાવવામાટે દશ હજાર ગામો મંદિરના નામે ચઢાવી દેવામાં આવ્યાં હતાં અને તે ઉપરાંત હજારો વર્ષોથી ભાવિક જનોએ સોમનાથ મહાદેવને સમર્પેલાં નાનાવિધ નજરાણાંના યોગે સોમનાથના મંદિરમાં અપરિમિત સંપત્તિનો સંચય થઇ ગયો હતો. સોમનાથની મૂર્તિના સ્નાનમાટે કાશીથી નિત્ય ગંગાજલની એક કાવડ આવતી હતી. મૂર્તિની પૂજામાટે જે મૂલ્યવાન્ ઉપકરણો હતાં તેમની તો ગણના પણ કરી શકાય તેમ નથી. આ સર્વ સંપત્તિનો સરવાળો આજના હિસાબે ત્રીસ કરોડ રૂપિયાનો થવા જતો હતો. સોમનાથની મૂર્તિ સામાન્ય મનુષ્યના આકારની હતી. તેના મુઠ્ઠી વાળેલા હાથ ગોઠણ પર રાખેલા હતા. મૂર્તિનો વર્ણ રક્તકૃષ્ણ–લાક્ષામિશ્રિત કાળો–હોઇને તેનાં નેત્રોમાં હીરા જડેલા હતા કે જે હીરા નિરંતર ચમક્યા કરતા હતા. એ મૂર્તિને નીચે અથવા ઉપર કશો પણ આધાર ન હોવા છતાં મૂર્તિ આધાર વિના વચ્ચે અદ્ધર લટક્યા કરતી હતી. મહમુદ ગજનવી એ અદ્ધર લટકતી મૂર્તિને જોઇને આશ્ચર્યચકિત થઇ ગયો અને 'કદાચિત્ એ મૂર્તિને કાંઇ પણ અદશ્ય આધાર હશે જ' એવી શકા થવાથી તેણે સર્વ સ્થળોને સારી રીતે તપાસી જોયાં. ત્યાર પછી વિચાર કરીને એક મનુષ્યે એવી કલ્પના કરી કે: 'આ મૂર્તિ લોઢાની હોવી જોઇએ અને એની ઉપરની છતમાં લોહચુંબક નામક પાષાણ જડેલા હોવા જોઇએ.' કેટલાક મનુષ્યોને તે મનુષ્યની આ કલ્પના યોગ્ય ભાસતાં અને કેટલાકોને અસત્ય

ભાસતાં તેમના વિવાદના નિવારણમાટે ઉપરની છતમાંના એક બે પાષાણોને કાઢી નાખવાથી મૂર્તિની સમતોલના ઓછી થાય છે કે કેમ એમ ધારીને મહમૂદે પોતાના અનુચરોને તે પાષાણ કાઢી નાખવાની આજ્ઞા આપી દીધી. કેટલાક પાષાણો કાઢતાં જ મૂર્તિ ડમાડોળ થવા લાગી અને વધારે સંખ્યામાં પાષાણો નાકળતાં જ મૂર્તિ ધીમે ધીમે નીચે ઊતરીને ભૂમિપર વિરાજમાન થઇ ગઇ."

હવે ઇ. સ. ૧૨૯૨ માં જન્નતનશીન થયેલા વિશ્વ-વિખ્યાત મહાત્મા શેખ સાદીએ પોતાના 'બૂસ્તાન' નામક ગ્રંથમાં એ જ સોમનાથના મંદિર તથા સોમનાથની મૂર્તિનું એક વિશિષ્ટ કથા લખીને જે વિલક્ષણ વર્ણન કરેલું છે તે વર્ણન પણ અમારાં પાઠકો તથા પાઠિકાઓની જાણ-માટે અહીં ઉદ્ધૃત કરવામાં આવે છે. તે વર્ણન આ છેઃ-

"સોમનાથ નામક સ્થાનમાં મેં હાથીદાંતની એક મૂર્તિ જોઇ હતી. હજરત મહમ્મદ પયગંબરના પ્રકટ થવા પૂર્વે આપણા મુસલ્માન લોકો જેવી દુષ્ટ મૂર્તિઓને જડાઉ કરતા હતા તેવી જ એ દેવમૂર્તિ હાથીદાંતવડે જડેલી હતી. એ મૂર્તિનું રૂપ કારીગરે અપ્રતિમ સુન્દર બનાવ્યું હતું. એ અચલ મૂર્તિના દર્શનમાટે ચારે તરફથી યાત્રા-ળુઓ આવતા હતા, તેમ જ ચીન તથા ચગલ દેશ પર્યન્તના રાજાઓ ત્યાં આવીને તે પાષાણનિર્મિત પ્રતિમા પાસેથી સાદીને ઇશ્વરની કૃપાથી થયેલા સાક્ષાત્કાર સમાન સાક્ષાત્કારને મેળવવાની આકાંક્ષા દર્શાવતા હતા. મોટા મોટા વિદ્વાનો તથા કવીશ્વરો ભિન્ન ભિન્ન દેશોમાંથી આવીને તે મૂક મૂર્તિ સમક્ષ ઊભા રહી તેની સ્તુતિ કરતા અશ્રુને વર્ષાવતા હતા.

"આ સર્વ પ્રકારને જોઇને હું આશ્ચર્યચકિત તથા ખિન્ન થઇ ગયો અને સજીવ મનુષ્યો નિર્જીવ વસ્તુની પૂજા કેમ કરતા હશે એ મને નવાઇ ભરેલું દેખાવા લાગ્યું.

"ત્યાં એક બ્રાહ્મણ સાથે મારી ઓળખાણ તથા મૈત્રી હતી અને તે બ્રાહ્મણ મારો સ્નેહી હોવા સાથે સહનશીલ તથા મધુરભાષી હોવાથી મેં તેને એક વાર મૃદુતાથી કહ્યું કે: 'હે બ્રાહ્મણ આ દેશમાંના આ મૂર્તિ-પૂજાના પ્રકારને જોઇને મને બહુ જ આશ્ચર્ય થયા કરે છે. અહીંના લોકો પાગલ થઇને આ નિર્બલ તથા નિર્જીવ મૂર્તિના નાદે ચઢી ગયા છે. આ મૂર્તિના હસ્તમાં શક્તિ નથી અને ચાલવામાટે એને પગો પણ નથી એટલે જો એને ઉપાડીને નીચે નાખી દેવામાં આવે તો એનાથી પુનઃ ઊઠી શકાતું નથી. આ મૂર્તિનાં નેત્રો પીળા કેરબા અથવા પુષ્કરાજ-પોખરાજ-નાં બનેલાં છે એ તને નથી દેખાતું કે શું? અર્થાત્ આવા આંધળા દેવ પાસેથી સાક્ષાત્કારની આશા રાખવી એ એક પ્રકારનો ભયાનક પ્રમાદ છે.'

"મારૂં આ ભાષણ સાંભળતાં જ મારો તે મિત્ર તત્કાળ મારો વૈરી થઇ ગયો અને કોપથી અગ્નિ પ્રમાણે લાલચોળ થઇ તેણે મને પકડી લઇને ત્યાંના બીજા બ્રાહ્મણોને તેમ જ શિવાલયમાંના વૃદ્ધ બ્રાહ્મણ પૂજારીઓને મારી એ વાર્તા જણાવી દીધી. મને મારી સુરક્ષિતતા ભયમાં આવી પડેલી પ્રત્યક્ષ દેખાવા લાગી; કારણ કે, જેવી રીતે તેમને વક્ર માર્ગ સરળ દેખાતો હતો તેવી જ રીતે તેમની દૃષ્ટિને સરળ માર્ગ વાંકો દેખાવા લાગ્યો. કોઇ એક મનુષ્ય અત્યંત વિચારશીલ તથા બુદ્ધિમાન હોવા છતાં મૂર્ખોના સમુદાયમાં તો મૂર્ખ જ સિદ્ધ થાય

છે. તે પ્રસંગે હું કોઇ એક પાણીમાં ડૂબેલા માણસ પ્રમાણે સર્વથા નિરુપાય થઇ ગયો અને તેમની ખુશામદ કર્યા વિના તેમના પંજામાંથી છૂટવાનો બીજો કોઇ માર્ગ જ મને ન દેખાયો. કોઇ એક મૂર્ખ મનુષ્ય સાથે વૈર બંધાતાં તેના પંજામાંથી દીનતા તથા ખુશામદ કરીને જ છૂટી શકાય છે એ તારે બરાબર ધ્યાનમાં રાખી લેવાનું છે.

"મેં ત્યાંના મહંતની પુષ્કળ સ્તુતિ કરીને કહ્યું કે: 'હે જિન્દ*ગ્રંથનિષ્ણાત વૃદ્ધ ઉપદેશક, મારા મનમાં પણ મૂર્તિના સુંદર સ્વરૂપને જોઇને આનન્દ થયા કરે છે; કારણ કે, એનો દેખાવ બહુ જ સારો તથા એનું રૂપ મારી દૃષ્ટિને અતિશય મોહક દેખાય છે. હું અહીં ફરતો ફરતો હમણાં જ આવી લાગ્યો છું અને મુસાફિરને સારી તથા નઠારી વસ્તુનું જ્ઞાન તત્કાળ થઇ શકતું નથી એ તો તું જાણે જ છે. આમાંના રહસ્યને તું સારી રીતે જાણે છે; કારણ કે, તું અહીંના ઉપદેશકોનો રાજા છે. કોઇ પણ પ્રકારની પૂજા કેવળ રૂઢિમાર્ગ કિંવા વૃદ્ધ લોકોના કથનને અનુસરીને જ કરવી એ કુમાર્ગસેવન છે. અર્થાત્ કોઇ પણ માર્ગનો તેના રહસ્યને જાણી લીધા પછી કરેલો સ્વીકાર યોગ્ય તથા કુશલપરિણામી થાય છે. જો આ મૂર્તિનો તત્ત્વાર્થ મારા જાણવામાં આવી જશે, તો હું આ મૂર્તિનો સર્વશ્રેષ્ઠ પૂજક તથા ભક્ત થઇ જઇશ.'

"મારું આ કથન સાંભળીને તે બ્રાહ્મણનું મુખ આનન્દથી પ્રફુલ્લિત તથા સુપ્રસન્ન થઇ ગયું અને તે મારા કથનને માન્ય કરીને કહેવા લાગ્યો કે: 'હે યોગ્ય ભાષણ

---

* જિન્દ પારસી લોકોના ધર્મગ્રંથની ભાષા હોવાથી શેખ સાદીએ પારસી તથા બ્રાહ્મણી ધર્મગ્રંથોનો ગોટાળો કરી નાખ્યો છે. અહીં વસ્તુતઃ વેદોનો ઉલ્લેખ હોવો જોઇએ.

કરનાર પુરુષ, તારો પ્રશ્ન યોગ્ય તથા તારૂં કાર્ય સ્વચ્છ છે. કોઇ પણ વિષયનો ઊહાપોહ કરનાર મનુષ્ય તે વિષયના તત્ત્વાર્થને અવશ્ય પ્રાપ્ત કરી શકે છે. તું કહે છે તે સત્ય છે; પરંતુ આ મૂર્તિ નિત્ય પ્રાતઃકાળમાં તે ન્યાયી તથા પરમસમર્થ પરમેશ્વરનો આપણા ઉપર અનુગ્રહ થાય એટલામાટે પોતાના હાથને ઉંચો કરે છે. જો તારી ઇચ્છા હોય, તો આજ રાત્રે તું અહીં જ રહેજે. આવતી કાલે એ સર્વ રહસ્ય સ્પષ્ટ સ્વરૂપમાં તારા જાણવામાં આવી જશે.'

"તે વૃદ્ધ મહંતના વચન અનુસાર કોઇ એક કૂપમાં પડવાથી દીન થઇ ગયેલા મલ્લ પ્રમાણે નિરુપાયવશાત્ હું ત્યાં જ રહ્યો. તે રાત્રિ મને ન્યાયના અંતિમ-કયામતના-દિવસ સમાન દીર્ઘતમ ભાસવા લાગી. તે બ્રાહ્મણો હાથ પગ ધોયા વિના જ મારી આસપાસ સંધ્યાવંદન કરવાને બેસી ગયા અને તેઓ મારી આસપાસ બેસી જવાથી મારે પણ વજૂ ન કરતાં જ નમાજ પઢવાનો વિધિ આટોપી લેવો પડ્યો. તેમનામાંના મોટા મોટા પંડિતો પણ કદાપિ જળને સ્પર્શ કરતા ન હોતા અને તેથી તેમની કાખ-બગલો-માંથી તડકામાં સડતા પડેલા મડદા જેવો દુર્ગંધ આવ્યા કરતો હતો.* કદાચિત્ મારા હાથે કોઇ વાર કોઇ એક મહા-

---

* પૂર્વે જેવી રીતે શેખ સાદીએ પારસી તથા બ્રાહ્મણી ધર્મ-ગ્રંથોનો ગોટાળો કરેલો છે તેવી જ રીતે આ સ્થાનમાં બ્રાહ્મણોને જૈન સાધુઓના સ્વરૂપમાં વર્ણવવાનો અક્ષમ્ય પ્રમાદ કરી બતાવ્યો છે એ કોઇ પણ કહી શકે તેમ હોવાથી શેખ સાદીએ આ કથા પ્રત્યક્ષ અનુભવથી લખી હોય એમ કદાપિ માની શકાય તેમ નથી; કારણ કે, નહિં તો તે આટલી સીમા પર્યન્ત પ્રમાદ કરે જ નહિ. મુસલ્માનોની ધર્માન્ધતાના કારણથી અન્યધર્મીયોને નિન્દવાની આ પદ્ધતિયો અવશ્ય લક્ષમાં રાખી લેવા યોગ્ય છે.

પાપ થઇ ગયું હશે તેથી જ મારે તે રાત્રે આવી કઠિન શિક્ષા ભોગવવી પડી હતી. આવી રીતે પ્રતિબંધ તથા સંકટમાં એક હાથને છાતીપર રાખીને બીજા હાથવડે ઇશ્વરની કૃપાને યાચતાં યાચતાં મેં તે આખી રાત વીતાડી દીધી.

"એટલામાં એકાએક નગારચીએ નગારૂં વગાડયું અને જાણે તે સાથે બ્રાહ્મણોના મરણધ્વનિને જ કાઢતો હોયની! તદ્દત કૂકડાએ પણ બાંગવા માંડયું. કૃષ્ણવસ્ત્ર પરિધાન કરનાર શુદ્ધ કૃષ્ણરાત્રિરૂપ લેખકે પોતાના મ્યાનમાંથી દિવસરૂપ તેજસ્વી તલ્વારને બહાર કાઢી લીધી કિંવા ચકમકના તોડારૂપ રાત્રિના અંધકારમાં પ્રભાતરૂપ અગ્નિ પ્રજ્વલિત થયો અને તેના યોગે સમસ્ત સૃષ્ટિ અચાનક પ્રકાશમાના થઇ ગઇ અથવા તો સંગબારના* કાળા દેશમાં એક બાજૂથી એકદમ જાણે કેટલાક ગૌરવર્ણ તાર્તાર લોકો આવી પડયા હોય ને! એવો જ ભાસ થવા લાગ્યો.

"તે ધ્વનિ સાંભળતાં જ જેઓ નષ્ટબુદ્ધિ હતા અને જેમણે પોતાનાં મુખો પણ નહોતાં ધોયાં એવા અસંખ્ય બ્રાહ્મણો પોતાનાં ગૃહો તથા ગલીગૂંચીઓ આદિમાંથી દોડતા દોડતા દેવાલયમાં આવી લાગ્યા. નગરમાં તથા ગલીઓમાં નામમાત્રને માટે પણ કોઇ પુરુષ બાકી ન રહ્યો. તે પિશાચાલયમાં એક સૂઇ જેટલી જગ્યા પણ ખાલી ન રહી. હું પોતે કોપથી ત્રાસી ગયો હતો અને જાગરણ પછી ગાંડો જેવો થઇ ગયો હતો. એટલામાં તે મૂર્તિએ અચાનક પોતાના હાથને ઉંચો ઉપાડયો અને તે વેળાયે ત્યાં એકત્ર થયેલા

* સંગબાર, જંગબાર કિંવા જંજિબાર નામક દેશ આફ્રિકા ખંડના પૂર્વ ભાગમાં આવેલો છે અને ત્યાંના લોકો અતિશય કાળા હોવાથી તે દેશને હબશાન-હબશીઓનો દેશ-પણ કહેવામાં આવે છે.

લોકોએ એકદમ તોફાની સમુદ્રની ભીષણ ગર્જના સમાન ધ્વનિ કરવા માંડયો.

"એ પછી કેટલીક વારે દેવાલય ખાલી થતાં તે બ્રાહ્મણ હસતો હસતો મારાપ્રતિ દૃષ્ટિપાત કરતો કહેવા લાગ્યો કે: 'હવે તો મને લાગે છે કે તારા મનમાં કશી પણ શંકા નહિ જ રહી હોય; કારણ કે, હવે સત્ય રહસ્ય તારા સમક્ષ પ્રકટ થઇ ગયું છે અને એમાં કપટ જેવું કાંઈ પણ છે જ નહિ.'

"તે બ્રાહ્મણોના મનમાં મૂર્ખતાને આકંઠ ભરેલી તથા અશક્ય ઘટનાઓ વિષયક શ્રદ્ધાને દૃઢમૂલ થયેલી જોઇને તેમને સત્યથી કાંઈ પણ અન્યથા કિંવા વિપરીત વાર્તા કહ્યા વિના મારો છૂટકો થાય તેમ હતું જ નહિ; કારણ કે, મૂર્તિમાન્ અસત્યમાં વિશ્વાસ રાખનારાઓથી સત્યને છુપાવવું જ જોઇએ. આપણે દુર્બળ હોઇએ અને બલાઢ્ય સાથે પ્રસંગ પડી ગયો હોય તો તે વેળાયે તેની સાથે લઢીને પોતાના હાથને તોડાવી નાખવો એ પુરુષાર્થ નથી; એટલે મેં થોડી વાર ઢોંગથી અશ્રુ વર્ષાવીને કહ્યું કે: 'હું પ્રથમ આ મૂર્તિના સંબંધમાં જે કાંઈ પણ બોલ્યો હતો તેમાટે હવે મને લજ્જા થાય છે.' આવા કૃત્રિમ અશ્રુપ્રવાહથી મેં તે ધર્મહીનોનાં મનોને મારા પ્રતિ આકર્ષી લીધાં, એટલે એથી એ સ્પષ્ટ સિદ્ધ થાય છે કે જો સત્ય જલના પ્રવાહથી પાષાણો પણ પોતાના સ્થાનમાંથી ચળી જાય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી. મારી આવી સ્થિતિને જોઇને તે બ્રાહ્મણો મારી સેવા કરવામાટે મારા તરફ દોડયા અને તેમણે પ્રેમપૂર્વક મારા હાથોને પકડી લીધા.મેં તે ચંદની તથા સોનેરી સિંહાસનપર સ્થપાયલી દસ્તીદંતી

મૂર્તિ સમક્ષ જઇને મારા કૃતકર્મ માટે બાહ્યતઃ પશ્ચાત્તાપ કર્યો, તે ક્ષુદ્ર દેવતાના હસ્તને ચુંબન કર્યું અને મનમાં કહ્યું કેઃ 'આ દુષ્ટ મૂર્તિનો અને મૂર્તિપૂજકોનો સર્વનાશ થાઓ;' પણ બાહ્યતઃ હું તેમની પેઠે જ કાફિર થયો અને થોડાક દિવસ જિન્દ ગ્રંથનું અધ્યયન કરીને બાહ્યતઃ બોલવા ચાલવામાં બ્રાહ્મણ થઇ ગયો. ત્યાર પછી મને પોતાને ત્યાંના પડિતોમાંનો એક પંડિત થઈ પડેલો જોઇને મારો આનન્દ તે ભૂમિમાં તથા મારા પોતાના અંગમાં પણ ન માઈ શકે એટલી સીમા પર્યન્ત વધી ગયો.

"એક દિવસ રાત્રિના સમયમાં તે દેવાલયના દ્વારને મજબૂત બંધ કરીને હું વૃશ્ચિક પ્રમાણે ડાબી બાજૂ તથા જમણી બાજૂ વિચરવા લાગ્યો અને તે સિંહાસનના ઉપરિભાગ તેથા અધોભાગમાં તીવ્ર દૃષ્ટિપાત કરતાં એક સોનેરી પડદો મારા જોવામાં આવ્યો. તે પડદાની પાછળ એક અગ્નિપૂજક પૂજારી હાથમાં દોરીના એક છેડાને ઝાલીને બેઠો હતો. આ દૃશ્યને જોતાં જ દાઊદ+ પયગંબરનો હસ્ત-

---

+ લોઢાનાં બખ્તરો બનાવવાની કળા પ્રથમ દાઉદ પયગંબરે શોધી કાઢી હતી એવી એક દંતકથા મુસલમાનોમાં પ્રચલિત છે. દાઊદ પયગંબર ગુપ્ત રૂપથી બજારમાં ભ્રમણ કરીને લોકો તેના સંબંધમાં જે કાંઇ બોલતા હતા તે સાંભળતો હતો. એટલે લોકો હમેશા તેની પીઠ પાછળ પણ તેની સ્તુતિ જ કરતા હતા. એક માણસે કહ્યું કેઃ 'દાઊદ જો કે છે તો સારો, પણ જો તે સરકારી પૈસાથી પોતાનું પેટ ન ભરતો હોત તો અત્યારે છે તેના કરતાં પણ વધારે સારો થઇ શકત." પોતાની આવી નિન્દા સાંભળીને દાઊદને માઠું લાગતા તેણે લુહારનો ધંધો સ્વીકારી લીધો. પરમેશ્વરે તેની ઉપર કૃપા કરીને તેના હસ્તનો સ્પર્શ થતાં જ લોઢું મીણ પ્રમાણે નરમ થઈ જાય એવી વ્યવસ્થા કરી આપી. તે લોઢાનાં બખ્તરો બનાવીને ૪૦૦૦ દિરમની કીમતે વેચતો હતો

સ્પર્શ થતાં લોઢું મીણ પ્રમાણે નરમ થઇ જતું હતું તેવી રીતે એ સ્થાનનું રહસ્ય એકદમ મારા ધ્યાનમાં આવી ગયું અને હું જાણી ગયો કે એ દોરીને ખેંચતાં મૂર્તિનો હાથ ઇશ્વરની કૃપાને યાચવામાટે ઉંચો થતો હતો.

"મને જોતાં જ તે દોરી ઝાલનાર બ્રાહ્મણ લજ્જિત થઇ ગયો; કારણ કે, ગુપ્ત પાપનો પ્રકાશ મહાદોષાસ્પદ તથા ભયંકર હોય છે. તે ત્યાંથી નાઠો એટલે હું પણ તેની પાછળ દોડ્યો અને જો એ બ્રાહ્મણ જીવતો રહેશે તો હું તેના ભેદનો પ્રકાશ કરી દઇશ એવી શંકાથી અવશ્ય તે મારા પ્રાણ લેવાનો પ્રયત્ન કરશે એમ ધારીને મેં તેને એક કુવામાં નાખી દીધો.........મેં તે દુષ્ટ બ્રાહ્મણના શિરને તેના મૃત શરીર દ્વારા પણ એ રહસ્ય બીજા કોઇના જાણવામાં ન આવી શકે એટલામાટે પાષાણવડે છુંદી નાખ્યું અને ત્યારપછી ત્યાં કોલાહલને ઉદ્ભવેલો જોઇને હું તે પ્રદેશમાંથી પલાયન કરી ગયો.........ત્યાર પછી હું હિન્દુસ્તાનમાંથી નીકળીને એટલે કે એ સંકટમાંથી માંડ માંડ મુક્ત થઇને હજના માર્ગને સ્વીકારી યમનની દિશામાં અગ્રગામી થવા લાગ્યો. તે સ્થાનમાં મારા શિરપર જે જે દુઃખના પર્વત તૂટી પડ્યા હતા અને ઝેરના પ્યાલા મારે પીવા પડ્યા હતા તેના યોગે મારૂં કડવું થયેલું મોઢું હજી સુધી પણ ગળ્યું-મીઠું-થઇ શક્યું નથી."

આ 'બુસ્તાન'ના આઠમા બાબની ૧૧ મી કથા છે અને એ કથાનું આ પ્રમાણે શીર્ષક રાખવામાં આવ્યું છેઃ 'હિન્દુસ્તાનનો પ્રવાસ અને મૂર્તિપૂજકોની મૂર્ખતા.' અસ્તુઃ

---

અને તેમાંથી પોતાના કુટુંબનું તથા પોતાનું પોષણ કરતાં બાકી જે કાંઇ બચતું હતું તે ગરીબોને દાન તરીકે આપી દેતો હતો. (કુરાન, સુરા ૨૫, આ. ૧૦).

આમાં સોમનાથની મૂર્તિનાં જે ત્રણ વર્ણનો આપવામાં આવ્યાં છે, તે ત્રણે વર્ણનો મુસલ્માન તથા અહલેઇસ્લામ પ્રચંડ પંડિતોનાં કરેલાં છે, છતાં આશ્ચર્યનો વિષય એ જ કે ફેરિસ્તાએ કરેલા વર્ણન સાથે જકરિયાના વર્ણનનો મેળ નથી મળતો અને શેખ સાદીના વર્ણનનો તો વળી ચોકો જ જૂદો જોવામાં આવે છે એટલે એનું વાસ્તવિક તાત્પર્ય એ જ નીકળી શકે છે કે શિવાલયમાં શિવની મૂર્તિ હોય એ ઘટના જ સર્વથા અસંભવનીય હોવાથી સોમનાથની મૂર્તિનાં એ વર્ણનોમાંનો એક અક્ષર પણ સત્ય નથી એટલે મહમૂદ ગજનવીએ સોમનાથના જ્યોતિર્લિંગનો જ ભંગ કર્યો હતો અને તેના ખડોને ગજ્ની, મક્કા તથા મદીના આદિ સ્થાનોમાં મોકલીને "તમારો દીન-ધર્મ-તમારામાટે, મારો દીન-ધર્મ-મારામાટે" એ કુરઆન શરીફની આજ્ઞાનો પણ તે મૂર્તિના ભંગ સાથે ભંગ કરી બતાવ્યો હતો.

સારાંશ કે, મહમૂદ ગજનવી જેવો એક અન્યાયી, પરધર્માસહિષ્ણુ, પરધર્મીયોનો પરિપીડક, અત્યાચારી, મનુષ્યજાતિને બાજારમાં ગુલામ તરીકે વેચનારો, મહાલોભિષ્ટ, લૂટારો તથા અહદશિકન—વચનભંગી—બાદશાહ કોઇ પણ જાતિમાટે સન્માન તથા અભિમાન દર્શાવવા યોગ્ય થઇ શકે તેમ ન હોવા છતાં બહુસંખ્ય મુસલ્માનો અત્યારે પણ એ સુલતાન મહમૂદ ગજનવીની પ્રશંસા કરતાં ધરાતા જ નથી એ મુસલ્માનોની **"समानशीलव्यसनेषु सख्यम्"** એ પ્રકૃતિને સિદ્ધ કરનારી ઘટના નથી કે શું ? જ્યારે બાદશાહની પોતાની જ આવી દશા હોય, તો પછી તેનાં એ કુકર્મોનું પરિણામ તેના પ્રજાજનો તથા તેના સૈનિકોના હૃદયમાં પણ કેમ ન થાય વારૂ ? કારણ કે, **"यथा राजा तथा प्रजा"** એ ન્યાય ત્રિકાલાબાધ્ય છે અને તેથી જ અત્યારના મુસલ્માનોમાં સુલ્તાન મહમ્મદ ગજનવીના

અત્યાચારી તથા અસહનશીલ સ્વભાવનું પરિણામ બહુ અંશે દષ્ટિગોચર-થયા કરે છે.

અસ્તુઃ હવે આપણે હિન્દુસ્તાનના તુર્ક તથા પઠાન સુલ્તાનોના ધાર્મિક અત્યાચારોનું અવલોકન-કરીશું.

## હિન્દુસ્તાનના તુર્ક તથા પઠાન્ સુલ્તાનો

હિન્દુસ્તાનના તુર્ક તથા પઠાન સુલ્તાનોમાં મજહબી જોશ-ધાર્મિક ઉત્તેજના-ની માત્રા અતિશયતાની પરમ સીમા પર્યન્ત પ્હોંચી ગયેલી હોવાથી એ મજહબી જોશમાં આવીને તેઓ નિરંતર અપૂર્વ સાહસ તથા અત્યાચારો કર્યા કરતા હતા અને તેમના એ અપૂર્વ સાહસ તથા અત્યાચારો સમક્ષ હિન્દુઓની ધર્મસીમાબદ્ધ વીરતા વધારે વાર ટકી શકતી ન હોતી. એ મજહબી જોશના કારણથી તુર્કો તથા પઠાનોનાં હૃદયોમાં જે અપરિમિત સંકીર્ણતાનો આવિર્ભાવ થયો હતો તે સંકીર્ણતાએ તેમને રાક્ષસ સમાન ક્રૂરાત્મા બનાવી દીધા હતા અને તેથી એ યુગના તુર્કો તથા પઠાન સુલ્તાનોમાટે નિષ્ઠુરતા તથા નિર્દયતા તો એક સાધારણ વાર્તા થઇ પડી હતી. એ ધર્માન્ધોએ એમ જ માની લીધું હતું કે બુતપરસ્ત-મૂર્તિપૂજક-હિન્દુઓ તથા ભૂત, પ્રેત આદિની પૂજા કરનારા મંગોલિયનોમાટે 'જહન્નમ્ રસીદ' થવાના માર્ગથી અધિક શ્રેયસ્કર અન્ય કોઇ માર્ગ જ નથી અને એટલામાટે જ એ યુગનો ઇતિહાસ કાફિરોને બન્દી કરવાના, પ્રથમ ગુલામ અને ત્યાર પછી મુસલ્માન બનાવવાનાં તેમ જ જો તેઓ મુસલ્માન ન થાય તો તેમને કુતરાના મોતે નિર્દયતાથી મારી નાખવાના વૃત્તાન્તોથી જ ઉભરાય. જતો આપણા જોવામાં આવ્યા કરે છે. મુસલ્માન ઇતિહાસલેખકોએ પણ અન્યધર્મીઓપર અમાનુષ અત્યાચારો કરવાના ગુણને ધરાવનારા મુસલ્માન સુલ્તાનોની

મુક્ત કંઠે પ્રશંસા કરેલી છે. ' મિનહાજ-ઉસ-સિરાજ ' થી આરંભીને ફરિસ્તા તથા બદાઉની પર્યન્તના સર્વ મુસલમાન ઇતિહાસલેખકોનો એ જ ભાવ સ્પષ્ટ દષ્ટિગોચર થયા કરે છે. એમનામાંના જે સુલ્તાનો મજહબી ન હોતા તેઓ એટલી સીમા પર્યન્ત આરામતલબ તથા ઐયાશ–વિલાસી–હતા કે રાજ્યના ધનને નાચ, મુજરા તથા ઔરતોના ઉપભોગમાં લગાવતા રહેતા હતા અને દિવસ તથા રાત અયશમાં ડૂબેલા રહીને તેમ જ રાજ્યનાં કાર્યોને સર્વથા ભૂલી જઇને પોતાનાં રાજ્ય તથા જીવન ઉભયનો પોતાના હસ્તથી જ વિનાશ કરી નાખતા હતા.

આ સુલ્તાનોએ પોતાની ભાઈબન્દીના થોડાક સર્દારો વિના અન્ય કોઇની પરવાહ કે દરકાર કદાપિ રાખી જ ન હોતી. આ સુલ્તાનોની નજરમાં હિન્દુપ્રજા તો કોઇ ચીજ જ ન હોતી. મુસલમાનોમા પણ પોતાના ખાસ દલનો વિશેષ વિચાર કરવામાં આવતો હતો અને કેવળ પોતાના દલના મનુષ્યોને જ ખિલઅત તથા ઇનામ વગેરે સમર્પીને પ્રસન્ન રાખવાના પ્રયત્નો કરાતા હતા; કારણ કે, તેમના ભરોસે રહીને જ આ સુલ્તાનોને રાજ્ય કરવાનું હતું. જૂદાં જૂદાં મુસલમાન દલોની પોતપોતામાં કટ્ટી દુશ્મની રહ્યા કરતી હતી. રાજ્યનાં કાર્યોનો સર્વ આધાર સૈન્ય ઉપર જ હતો, બલ્કે રાજ્યનું અસ્તિત્વ પણ સૈન્ય ઉપર જ અવલમ્બેલું હોવાથી સૈનિકોને ધન તથા લૂટ આદિની લાલચમાં હમેશા લપટાયલા જ રાખવા પડતા હતા અને મુલકી શાસન પ્રતિ ભાગ્યે જ કોઇ પ્રકારનું લક્ષ આપવામાં આવતું હતુ.

હિન્દુસ્તાનના આ તુર્ક તથા પઠાન સુલ્તાનો સર્વ પ્રકારે સ્વતંત્ર હોવા છતાં પણ પોતાને ખલીફાના પ્રતિ-

નિધિ જ માનતા હતા. જે સમયમાં ખલીફાઓની શક્તિનો સર્વથા હ્રાસ થઇ ગયો હતો તે સમયમાં પણ બગદાદથી આવેલા ખિલઅત તથા ખિતાબની ઘણી જ ઇજ્જત કરવામાં આવતી હતી. 'તાજ–ઉલ્–માસીર' નામક ઇતિહાસનો લેખક કહે છે કેઃ–"સન્ ૧૨૨૯ માં ખલીફાએ સુલ્તાન અલ્તિમશના નામે ખિલઅત તથા ફર્માન મોકલ્યાં હતાં એટલે એક ઘણો જ મોટો દરબાર ભરીને સુલ્તાને બહુ જ ઇજ્જતપૂર્વક ખિલઅતનો સ્વીકાર કર્યો અને ત્યાર પછી ખલીફનું ફર્માન દરબારમાં વાંચીને સર્વને સંભળાવવામાં આવ્યું. તેમાં અલ્તિમશને તેના જીવનકાલ પર્યન્ત રાજ્યનો પાકો માલિક બનાવવામાં આવ્યો હતો !" અલાઉદ્દીન ખિલજી યદ્યપિ પોતે જ ધર્મપ્રવર્તક–ખલીફ–થવાની ઇચ્છા ધરાવતો હતો; તથાપિ લોકોની સલાહથી તે ધર્મપ્રવર્તક થતો અટકી ગયો. મુહમ્મદ તુગલકે કહ્યું હતું કેઃ "જ્યાં સુધી ખલીફાની સંમતિ ન મળે, ત્યાં સુધી કોઇ પણ મુસલ્માન સુલ્તાન અથવા બાદશાહ થઇ શકતો જ નથી." તેનો એ ખલીફાઓમાં એટલી સીમાપર્યન્ત ભક્તિભાવ બંધાઇ ગયો હતો કે તેણે મિસરના ફાતિમી ખલીફાઓને ઇસ્લામના નેતાઓ તરીકે સ્વીકારીને તેમના નામના સિક્કાઓ પણ હિન્દુસ્તાનમાં ચલાવી દીધા હતા; એટલે કે, પોતાને તે ખલીફાઓના પ્રતિનિધિ તરીકે માનીને સિક્કાઓમાંથી પોતાના નામને કઢાવી નાખ્યું હતું. આ અવસ્થા ઇ. સ. ૧૩૪૦ થી ૧૩૪૨ એટલે કે લગભગ ત્રણથી ચાર વર્ષ પર્યન્ત રહી હતી અને હિન્દુસ્તાનના મુગલ બાદશાહો પોતાને સ્વતંત્ર બાદશાહ માનવા લાગ્યા પછી મુગલોના સમયમાં એ પરતંત્રતાનો અંત આવી ગયો હતો.

તે સમયમાં સુલ્તાનના મરી જવા પછી તેનો શાહજાદો–વલીઅહદ કિંવા યુવરાજ–જ તખ્તનશીન થતો જોઇએ

એવો કોઇ નિયમ હતો જ નહિ. સુલ્તાન પોતાના જીવન-કાલમાં પોતાના કોઈ શાહજાદા, ભત્રીજા અથવા પોતાની કોઈ શાહજાદીને પોતાના ઉત્તરાધિકારી તરીકે નીમીને તેના નામનું વસીયતનામું કરી શકતો હતો. સુલ્તાન અલ્તિમશ પોતાના સર્વ શાહજાદાઓને નાલાયક તરીકે સારી રીતે ઓળખતો હોવાથી તેણે પોતાની શાહજાદી રજીયા બેગમને જ પોતાનાં તખ્તોતાજની ઉત્તરાધિકારિણી તરીકે નિયત કરી દીધી હતી. પરંતુ રાજ્યના સર્વ વાસ્તવિક અધિકારો સરદારો, અમીરો, શેખો તથા કાજીઓના હસ્તમાં હોવાથી સુલ્તાનોનાં આવાં વસીયતનામાં પણ ઘણીક વાર સર્વથા નિરુપયોગી થઇ પડતા હતા; કારણ કે, સરદારો, અમીરો, શેખો તથા કાજીઓ જેનાપર તેઓ પ્રસન્ન હોય તેને સિંહાસનપર બેસાડી દેતા હતા અને જ્યારે તેનાથી અપ્રસન્ન થતા હતા ત્યારે તેને સિંહાસનપરથી તમાચો મારીને નીચે પણ ઊતારી દેતા હતા. સુલ્તાન કુતુબુદ્દીન ઐબકના સ્વર્ગવાસ પછી તેના સરદારોએ તેના શાહજાદા આરામને સુલ્તાન બનાવ્યો હતો, પણ તે સર્વથા અયોગ્ય નીવડ્યો એટલે તેને પદભ્રષ્ટ કરીને અલ્તિમશને તખ્તપર બેસાડી દીધો હતો. અલ્તિમશે પોતાના મૃત્યુની વેળાયે જો કે પોતાની શાહજાદી રજીયા બેગમના નામનું વસીયતનામું કર્યું હતું, છતાં સરદારોએ તેને ઔરત-સ્ત્રી-જાણીને તેના-અલ્તિમશ-ના શાહજાદા રુકનુદ્દીનને તખ્તનશીન કર્યો હતો. પરંતુ રુકનુદ્દીન જ્યારે અયોગ્ય સિદ્ધ થઇ ગયો એટલે સરદારોએ તેને તખ્તપરથી ઊતારી નાખ્યો અને સુલ્તાના રજીયા બેગમને તખ્તનશીન્ કરી દીધી. એવી જ રીતે અમીરોએ મળીને નસીરુદ્દીનને પણ તખ્તપર બેસાડ્યો હતો. અલાઉદ્દીન ખિલજીના મરી જવા પછી મલિક કાફૂરે બાદશાહનું વસીયતનામું દેખાડીને સરદારોની અનુમતિથી શાહ-

રુદ્દીનની તાજપોશી કરી હતી. પરંતુ જ્યારે એ બેહામ ખિલજીઓના શાસનથી લોકો અતિશય કંટાળી ગયા એટલે પછી સરદારોએ ગયાસુદ્દીન તુગલકને તેનો હાથ ઝાલીને તખ્તપર બેસાડી દીધો હતો. એ જ પ્રમાણે જ્યારે મુહમ્મદ તુગલક ઠઠ્ઠા ( સિંધુદેશ ) ના નિકટમાં મરી ગયો ત્યારે ત્યાં જે સરદારો ઉપસ્થિત હતા તેમણે ફીરોજ તુગલકને તેની પોતાની સુલ્તાન થવાની લેશમાત્ર પણ ઇચ્છા ન હોવા છતાં બળાત્કારે સિંહાસનારૂઢ કરી દીધો હતો. આવી રીતે બાદશાહની ચૂંટણી કરવાના વિષયમાં શેખ લોકોની સંમતિને સર્વથી અધિક આદર કરવામાં આવતો હતો; અર્થાત્ શેખ લોકોની સંમતિ એટલે ઇશ્વરની પોતાની જ અનુમતિ મનાતી હતી એમ જો કહેવામાં આવે તો એમાં અતિશયોક્તિ જેવું કાંઇ છે જ નહિ.

એ વિષયને પણ અહીં અવશ્ય લક્ષમાં રાખી લેવાનો છે કે આવી રીતે ચૂંટાઇને સુલ્તાન થવા છતાં કોઇ પણ સુલ્તાન પોતાને સર્વથા નિરાપદ માની શકતો ન હોતો. તેના શિરપર પોતાની બાદશાહીના સરદારોને નિરંતર પ્રસન્ન રાખવાનો ભાર રહ્યા જ કરતો હતો. સુલ્તાન થવા પછી પોતાના વિરોધીઓ કિંવા પ્રતિપક્ષીઓને કયદ કરીને મારી નાખવા અને તેમની આંખો ફોડી નાખવી એ તો તે સમયની એક સાધારણ પ્રણાલિકા હતી. તખ્ત તથા તાજને મેળવીને સુલ્તાન અથવા બાદશાહ થવામાટે પિતા, તથા પુત્ર અને કાકા ભત્રીજા વચ્ચે તત્કાળ યુદ્ધના પ્રસંગો ઊભા થઇ જતા હતા. અલાઉદ્દીન ખિલજીએ તો પોતાના મેહરબાન કાકા તેમ જ સસરા જલાલુદ્દીનને સર્વના દેખતાં દગાથી મરાવી નાખીને સલ્તનતનું સ્વામિત્વ મેળવ્યું હતુ; માત્ર એટલું જ નહિ, પણ તખ્ત-

નશીન થવા પછી તરત જ જલાલુદ્દીનનાં સર્વ પ્રિયપાત્ર તથા પક્ષપાતી મનુષ્યોને નિર્દયતાથી રેંસી નંખાવ્યા હતા અને જલાલુદ્દીનના જનાનખાનાની બેગમો તથા જલાલુદ્દીનનાં સંતાનોના જીવનની પણ સમાપ્તિ કરી નાખી હતી. તે યુગ નિષ્ઠુરતાનો હોવા છતાં પણ અલાઉદ્દીનના એ નિર્ઘૃણ કાર્યને લોકોએ અન્ય સર્વ કાર્યોથી અધિક નિષ્ઠુર તથા પૈશાચિક માન્યું હતું એનાં ઇતિહાસમાં અનેક પ્રમાણો અદ્યાપિ વિદ્યમાન છે. હવે આપણે એ સુલ્તાનોની શાસન-નીતિની કાંઇક સમીક્ષા કરીશું.

ઇતિહાસના પરિશીલનથી એ તો સ્પષ્ટ જણાઇ આવે છે કે જે યુગનું અત્યારે આપણે વિવેચન કરી રહ્યા છીએ તે યુગમાં શાસનની કેવળ દમનનીતિ વિના અન્ય કોઇ પણ નીતિ અસ્તિત્વ ધરાવતી જ ન હોતી. કેવળ તલ્વારના જોરથી જ હિન્દુઓ તથા મુસલમાનો તેમ જ નાના મોટા સર્વને વશ રાખવામાં આવતા હતા. તલ્વારની નીતિ વિના એ તુર્ક તથા પઠાન શાસકો અન્ય કોઇ પણ પ્રકારની નીતિને જાણતા જ ન હોતા. આ કારણથી તે સમયમાં જાસૂસો અથવા ગુપ્તચરોના એક બહુ પ્રચંડ સમુદાયને રાખવામાં આવતો હતો અને તે ગુપ્તચરો સર્વ સ્થાનોના સમાચારો લઇ આવતા હતા. જો તે ગુપ્તચરો સમાચાર લાવવામાં પ્રમાદ દર્શાવે, તો એ અપરાધમાટે તેમને પોતાને જ પોતાના જીવનનું બલિદાન આપવું પડતું હતું. સુલ્તાન બલ્બનના સમયમાં, ઈ. સ. ૧૨૬૦ માં, મેવાતિયોએ દિલ્લીની આસપાસમાં કાંઇક સાધારણ લૂટફાટ કરેલી હોવાથી સુલ્તાનની સેના તેમનો મુલ્ક છીનવીને તેમને પોતાને કયદ કરી દિલ્લીમાં લઇ આવી હતી અને ત્યાં તેમનામાંના કેટલાક મેવાતિયોને શાહી ફર્માનથી હાથીના

પગો-તળે-ચગદાવીને મારી નાખવામાં આવ્યા હતા, કેટલાક મેવાતિયોને જાલિમ તુર્કોએ તલ્વારો ચલાવીને રેંસી નાખ્યા હતા અને એક સો મેવાતિયોની જીવતાં જ ખાલ ઊતારીને તે ખાલમાં ભૂસું ભરી શહેરના દરવાજાઓપર લટકાવી દેવામાં આવી હતી! પરંતુ આટલું કરવા છતાં પણ જ્યારે મેવાતિયો નીચા ન નમ્યા એટલે પછી ૭ મહિના જેટલો સમય જવા દઇને સુલ્તાન બલ્બનને મેવાતિયોપર બીજી વાર ચડાઇ કરવી પડી. આ વેળાયે બલ્બને મેવાતિયોપર છુપી રીતે આક્રમણ કરીને બાર હજાર જેટલી સંખ્યામાં તેમનાં પુરુષો, સ્ત્રીઓ તથા બાળકો આદિને કયદ કરી લીધાં અને તે સર્વનો સંહાર કરાવી નાખ્યો! એ જ સુલ્તાન બલ્બનની વૃદ્ધાવસ્થામાં તુગરલખાંએ બંગાળામાં સ્વાધીનતાની પતાકા ફરકાવતાં તેને પરાજિત કરવામાટે સુલ્તાન પોતે બંગાળામાં ગયો હતો અને તુગરલને તેના પરિવારની સ્ત્રીઓ તથા બાલકો સહિત મારી નાખ્યો હતો. રાજધાની લખનૌતીના રાજમાર્ગોમાં એ પ્રસંગે લોકોને પંક્તિબદ્ધ શૂળીપર ચઢાવવામાં આવ્યાહતા તથા ફાંસીના લાકડે લટકાવીને મારી નાખવામાં આવ્યા હતા.

સુલ્તાન અલાઉદ્દીન ખિલજી તો વળી અમાનુષ તથા પૈશાચિક અત્યાચારોમાં એ સુલ્તાન બલ્બનથી પણ એટલો બધો આગળ વધી ગયો હતો કે તેના અત્યાચારોને અત્યારે પણ સર્વથા અસીમ જ માનવામાં આવે છે. અલાઉદ્દીન ખિલજી પોતાના કાકાનું દગા-વિશ્વાસઘાત-થી ખૂન કરીને દિલ્હીના સિંહાસનપર વિરાજ્યો હતો એ તો ઉપર જણાવેલું જ છે અને તે સમયના મુસલમાનો દગાને-વિશ્વાસઘાતને પુણ્ય-માનના દેવા જોઇએ એમ કેટલીક ઘટનાઓથી સ્પષ્ટ દેખાઈ આવે છે; કારણ કે, જલાલુદ્દીન

ખિલજી પોતે પણ સુલ્તાન કૈકોબાદને વિશ્વાસઘાતથી મારી નાખીને હિન્દુસ્તાનનો સુલ્તાન થયો હતો અને કૈકોબાદની સુલ્તાની પણ એવા જ વિશ્વાસઘાતનું પરિણામ હતું. અલાઉદ્દીન પોતાના કાકાનું ખૂન કરીને સુલ્તાન થયેલો હોવાથી શૂળી અથવા ફાંસીની સજાને જ કાબિલ હતો; છતાં તે કટ્ટો મુસલ્માન હોવાથી તેનાં સર્વ કૃત્યો–વસ્તુતઃ કુકૃત્યો કિંવા કુકર્મો–ને મુસલ્માનો તો સત્કર્મ તરીકે જ સ્વીકારી લેતા હતા અને આજે પણ મુસલ્માનો તેનાં પાપોને પુણ્ય તરીકે માનવવાની કોશિશ કરી રહ્યા છે એ અત્યંત આશ્ચર્યનો વિષય નથી કે શું? અલાઉદ્દીન ખિલજીએ જેટલો રક્તપાત કરેલો છે તેટલો રક્તપાત તેના પૂર્વવર્તી કોઈ પણ મુસલ્માન સુલ્તાને કર્યો હશે કે કેમ એની શંકા જ છે. સુલ્તાન અલાઉદ્દીન પુરુષોના અપરાધમાટે તે પુરુષોને મૃત્યુદંડ દેવા ઉપરાંત તેમની સ્ત્રીઓ તથા તેમનાં સંતાનોનો પણ નિર્દયતાથી વધ કરાવી નાખતો હતો. અલાઉદ્દીને પોતાના શાસનકાલના આરંભમાં મુગલોને ધનની લાલચ આપીને તેમ જ મુસલ્માન બનાવીને દિલ્લીમાં વસવા દીધા હતા; પરંતુ જ્યારે તેના મનમાં એવા સંદેહનો આવિર્ભાવ થવા લાગ્યો કે: "આ મુગલો તો મારા પ્રાણ તેમ જ મારા સિંહાસનના ગ્રાહક થઇ રહ્યા છે એટલે એઓ કોઇ દિવસ લાગ જોઇને અવશ્ય મને મારી નાખશે અને પોતે જ હિન્દુસ્તાનના હાકિમ બની બેસશે; એટલે પછી તેણે તત્કાળ સર્વ મુગલોના વધ-કત્લેઆમ–ની આજ્ઞા પોતાના સૈનિકોને આપી દીધી. કહેવામાં આવે છે કે તે વેળાએ કેવળ એક જ દિવસના કાલાવધિમાં ત્રીસ હજાર મુગલો–સ્ત્રીઓ, પુરુષો તથા બાળકો–નો નિર્દયતાથી વધ કરી નાખવામાં આવ્યો હતો. જ્યારે અલાઉદ્દીન ખિલજીએ ઇ. સ. ૧૩૦૧ની લગભગ ચિત્તો-

ઉપર ચઢાઇ કરી હતી અને જે ચઢાઇ રાણા ભીમસિંહની અત્યંત સૌન્દર્યવતી પત્ની મહાસતી પદ્મિનીને મેળવવાના મહાનીચ તથા મલિન આશયથી કરવામાં આવી હતી તે વેળાયે મેવાડના વીર ક્ષત્રિયોએ પરાજયનો સંભવ જોઈને અંતે કેસરિયાં કરી અસિધારાવ્રતને સ્વીકારીને રણભૂમિને પોતાનાં પ્રાણોનાં બલિદાન આપી દીધાં હતાં અને વીર-પત્ની પદ્મિનીએ -સહસ્રાવધિ 'ક્ષત્રિયવીરનારીઓ સહિત વિશ્વવિખ્યાત ' જોહર ' વ્રતને સ્વીકારીને પ્રજ્વલિત અગ્નિ-નારાયણને પોતાના પ્રાણોની પવિત્રતાની રક્ષામાટે આહુતિ આપી દીધી હતી! અલ્લાઉદ્દીનની કામાંધતા તથા વ્યભિ-ચારિતાને દર્શાવનારાં એવાં અન્ય પ્રમાણો પણ ઇતિહા-સમાં વિદ્યમાન છે. ગુજરાતના છેલ્લા રાજપૂત રાજા કરણ વાઘેલા-કરણ ઘેલા-ની રાણી કૌલાદેવી અથવા કમલાદેવીને તેણે પોતાના જનાનખાનાની બેગમ બનાવી હતી અને કરણ ઘેલાના વનવાસ કિંવા અજ્ઞાતવાસના સમયમાં પોતાના દુઃખી પિતાના આશ્રયમાં રહેલી કરણ ઘેલાની રાજકુમારી દેવલદેવીને બળાત્કારે પકડી મંગાવીને તેનો પોતાના શાહ-જાદા ખિજરખાન સાથે નિકાહ કરાવી આપો હતો. અર્થાત્ માતાને પોતાની બેગમ તથા પુત્રીને પોતાના પુત્રની બેગમ બનાવીને માતા તથા પુત્રીના મનુષ્યોની જંગલી જાતિ-ઓમાં પણ નહિ હોય તેવા સાસૂ તથા વહૂ તરીકેના સંબં-ધને નિર્માણ કરી બતાવ્યો હતો! વળી દક્ષિણમાંથી એક સ્ત્રીને બળાત્કારે પકડી લાવીને અલ્લાઉદ્દીને પોતાની બેગમ બનાવી હતી કે જે બેગમ ઇતિહાસમાં મરહટ્ટી બેગમના નામથી વિખ્યાત છે.

એ બેગમ જ્યારે અલાઉદ્દીનના મીરમગોલ નામક સેનાપતિના પ્રેમમાં પડીને તે સેનાપતિ સાથે દિલ્લીમાંથી

પલાયન કરી ગઇ અને મીરમંગોલ તથા મરહટ્ટી બેગમને તે સમયના રણથંભોરના ચહૂઆણ રાજા હમ્મીરદેવે આશ્રય આપ્યો એટલે અલાઉદ્દીને રણથંભોરપર ચઢાઇ કરી અને ત્યાં તેનો પરાજ્ય થયો; પરંતુ વિજયશાલી રાજપૂતો અલાઉદ્દીનની પતાકાને લઇને રણથંભોર પ્રતિ પાછા ફરતા હતા તે સમયે મુસલમાનોની પતાકાને દૂરથી જોઇને મુસલમાનોનો વિજય થયેલો માની લઇ રણથંભોરની વીરનારીઓએ પણ 'જોહર', વ્રતને સ્વીકારી અગ્નિનારાયણને પોતાના શરીરોનું બલિદાન આપી દીધું હતું અને પોતાના સર્વસ્વનો આવી રીતે નાશ થયેલો જોઇને હમ્મીરદેવે મહાદેવની કમલપૂજાદ્વારા પોતાના જીવનનો અંત કરી નાખ્યો હતો! અર્થાત્ અલાઉદ્દીન ખિલજીએ આ સર્વ માનવહત્યાકાંડો કેવળ પોતાની નીચ કામવાસનાની તૃપ્તિમાટે તથા પરનારીઓને મેળવવામાટે જ કર્યાં હતા એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા હોય એવી અમારી માન્યતા નથી. પોતાના પ્રિયજનોનો ઘાત કરી નાખવો એ મુસલમાન સુલ્તાનોનો સ્વાભાવિક ગુણ હોવાથી અલાઉદ્દીનના મૃત્યુ પછી ખિજરખાનના બંધુએ પોતાના મોટા ભાઇની હત્યા કરી નાખી હતી અને તેની રાજપૂત પત્ની-કરણ ઘેલાની પુત્રી દેવલદેવીને તેની સાથે તેની પોતાની ઇચ્છા ન હોવા છતાં બળાત્કારે લગ્ન કરીને પોતાની બેગમ બનાવી લીધી હતી. અલાઉદ્દીન ખિલજી અથવા અલાઉદ્દીન ખૂનીનું સત્ય સ્વરૂપ આ છે. છતાં કેટલાક મુસલમાન બંધુઓ તેને ઉત્તમ બાદશાહ માને છે એના જેવું આશ્ચર્ય અન્ય શું હોઈ શકે?

અહીં યથાપ્રસંગ એક અન્ય વાર્તાનો ઉલ્લેખ કરવાની આવશ્યકતા છે અને વાર્તા એ છે કે આજથી ચાર વર્ષ પૂર્વે ઇ. સ. ૧૯૨૧ ના ઑગસ્ટ માસની તા. ૧૪ મી રવિ-

વારેના ' ગુજરાતી 'નાં અંકમાં–પૃષ્ઠ ૧૨૬૫–આજલખાન નાગોરી ફોજદાર નામક કોઈ એક મુસલમાન મહાશયે શ્રીમતી મીરાંબાઈ સંજ્ઞક એક હિન્દુભગિનીએ મુસલમાન સુલ્તાનોના સમયમાં મુસલમાનોએ હિન્દુ સ્ત્રીઓપર કરેલા અત્યાચારોની જે કેટલીક ચર્ચા કરી હતી તેના ઉત્તર તરીકે એક ચર્ચાપત્ર લખ્યું હતું અને તેમાં સ્પષ્ટ શબ્દોમાં કોઇપણ પ્રકારના સંકોચવિના જણાવ્યું હતું કેઃ " પદ્મિનીની માગણી અલાઉદ્દીને કર્યાનું સરેહ વિરૂદ્ધ થયું નથી અને તે અયોગ્ય કહેવામાં લેખકો ફક્ત પોતાની કલમનો જ રસ લેતા જણાય છે." 'ગુજરાતી' પત્રના મુસલમાન વાંચનારાની સંખ્યા મોટી છે; કેટલાક સુશિક્ષિત મુસલમાનો પણ ' ગુજરાતી ' પત્ર નિયમિત વાંચે છે; આટ એટલું જ નહિ, પણ હજરત સલામત ખાનના જેવા મુસલમાન લેખકો ' ગુજરાતી 'માં મુસલમાન સુલ્તાનોને કરિસ્તાખાસ્તન સિદ્ધ કરવાના આશયથી દીર્ઘ લેખો પણ લખે છે અને ' ગુજરાતી 'ના જે અંકમાં આજલખાન નાગોરી ફોજદારના આ વિધાનવાળો લેખ છપાયો છે તે જ અંકમાં તેમના લેખની પૂર્વે પૃષ્ઠ ૧૨૬૪ માં એજ વિષયને ચર્ચતો કમામશાહ એલ. ખાનનો પણ એક લેખ છપાયલો છે એટલે એ લેખ મુસલમાન બધુઓના વાંચવામાં નથી આવ્યો એમ તો નથી જ; છતાં કોઇ પણ મુસલમાન બંધુએ અલાઉદ્દીને પદ્મિની ભીમસિંહની વિવાહિતા ધર્મપત્ની હોવા છતાં પદ્મિનીના હસ્તની કરેલી માગણી ' સરેહ ' (અહીં એ પણ લક્ષમાં રાખી લેવાનું છે કે 'સરેહ' જેવો કોઇ શબ્દ ' કુરાન શરીફ ' માં ન હોવા છતાં અને શુદ્ધ શબ્દ ' શરીયત ' હોવા છતાં મહાશય ફોજદારે ' સરેહ ' શબ્દ લખ્યો છે એટલે એથી તેઓ પોતે મુસલમાન હોવા છતાં 'કુરાન શરીફ'નું કેટલી સીમા પર્યન્ત જ્ઞાન ધરાવતા

હોવા જોઇએ એનું સ્પષ્ટ અનુમાન કરી શકાય છે.) થી વિરુદ્ધ હતી એમ દર્શાવવાનો અને મહાશય ફોજદારની માન્યતાને અવાસ્તવિક સિદ્ધ કરવાનો અત્યાર સુધી લેશમાત્ર પણ પરિશ્રમ નથી લીધો એટલે અમો હિન્દુઓને એમ માની લેવાનું-જ્યાં સુધી ફોજદારના એ વિધાનનું કોઇ આલિમ મુસલ્માન ખંડન કરવાને કટિબદ્ધ ન થાય ત્યાં સુધી-પ્રબળ કારણ મળે છે કે 'કુરાન શરીફ' ના 'શરીયત્' નામક વિભાગમાં મુસલ્માનોને મુસલ્માન ન હોય તેવા કોઇ પણ પુરુષની વિવાહિતા પત્નીના હસ્તની માગણી કરવાની અને જો તેમની એ માગણીને ન સ્વીકારવામાં આવે, તો તે સ્ત્રીને તેના પતિના હસ્તમાંથી બળાત્કાર કરીને પણ છીનવી લેવાની આજ્ઞા કદાચિત્ આપવામાં આવી હશે અને જો 'શરીયત્' પ્રમાણે મુસલ્માનો કોઇ પણ અન્યધર્મીય પુરુષની વિવાહિતા પત્નીની માગણી આવી રીતે કરી શકતા હોય, તો અમો હિન્દુ હોવાથી અને હિન્દુઓના ધર્મશાસ્ત્રમાં પરનારીને પોતાની માતા તથા સહોદરાતુલ્ય માનવાની કઠિન આજ્ઞા હોવાથી ઇસ્લામ ધર્મમાટે અમો હિન્દુઓના કેવા અભિપ્રાયો બંધાવાનો સંભવ છે એની કલ્પના વિચારશીલ મુસલ્માન બન્ધુઓએ જ કરી લેવાની છે. જો 'શરીયત્'ની આજ્ઞાઓ આવા જ પ્રકારની હોય, તો જે જે દેશોમાં અત્યારે મુસલ્માનો રાજ્ય કરી રહ્યા છે એ દેશોમાં કોઈ પણ અન્યધર્મીય-હિન્દુ, યહૂદી, ક્રિશ્ચિયન્ તથા બૌદ્ધ આદિ-પુરુષોના ગૃહની માતા, ભગિની, કુલવધૂ તથા પુત્રી આદિ જો દુર્ભાગ્યવશાત્ તેઓ રૂપસુન્દરીઓ હોય તો મુસલ્માનોની દૃષ્ટિ તેમનાપર ક્યારે આવી પડશે અને મુસલ્માનો કઇ વેળાયે તેમની પવિત્રતાના વિનાશમાટે કમર કસીને તૈયાર થઇ જશે (અને તે પણ વળી ધર્મની આજ્ઞાને અનુસરીને) એનો કશો પણ નિશ્ચય કરી શકાય તેમ

ગૃહસ્થોની જે સંગસારીથી+ અમાનુષ અત્યાચારથી—હત્યા કરવામાં આવી છે તે ન્યાય તથા ધર્મના નામથી કરાયલા અમાનુષ અત્યાચારમાટેના અન્યધર્મીય પ્રજાના વિરોધનો અનાદર કરીને મુસલ્માનો જ્યાં એવા, ઉદ્‌ગારો કાઢી રહ્યા છે કે: "જે કાર્ય કરવામાટે અમોને અમારા કુરાન શરીફની આજ્ઞા મળેલી હશે તે કાર્યનો અન્યધર્મીયોદ્વારા ગમે તેટલો તથા ગમે તેવો વિરોધ કરવામાં આવશે, તો પણ અમો તે કાર્ય અવશ્ય કરવાના અને કરવાના જ! સેંકડો, હજારો તથા લાખો મનુષ્યોના તો શું, પણ કરોડો મનુષ્યોના વિરોધની પણ અમને પરવા નથી." ત્યાં મુસલ્માનો પોતાના કુરાન શરીફની આજ્ઞાના નામથી કઇ વેળાયે કેવા પ્રકારના અત્યાચારો અન્યધર્મીયોપર કરી બેસશે એની અત્યારે કોનાથી યથાર્થ કલ્પના કરી શકાય તેમ છે વારૂ? કારણ કે, પવિત્ર કુરાન શરીફમાં કોઇ પણ અન્યધર્મીય—ગયર મુસ્લિમ—ને સંગસારીથી મારી નાખવાની આજ્ઞા આપવામાં આવી નથી એવી વાર્તા અત્યારે પ્રકાશમાં આવેલી છે એટલે જો એ વાર્તા સત્ય હોય તો આ હત્યાકાંડ કુરાન શરીફની આજ્ઞા વિરુદ્ધ જ કરાયલો છે એમ માનવાનું આપણને યોગ્ય કારણ મળી શકે છે; કારણ કે, જે મુસલ્માનો કાબુલના અમીરની આજ્ઞાથી થયેલા આ માનવહત્યાકાંડને કુરાન શરીફની આજ્ઞા અનુસાર થયેલું તથા ધાર્મિક કાર્ય માને છે, તેમણે પોતાની એ માન્યતાને સત્ય સિદ્ધ કરી બતાવવામાટે

---

તથા વિશ્વના અન્ય પ્રદેશોમાં પણ છે અને તેમની એકંદર સંખ્યા અત્યારે દશ લાખની મનાય છે.

+સંગસારી એટલે કોઇ પણ મનુષ્યને કટિભાગ પર્યન્ત ભૂમિમાં દાટવો અને ત્યારપછી તેને પથરા મારી મારીને મારી નાખવા તે અમાનુષ ક્રિયા.

અત્યાર સુધી કુરાન શરીફની એવી કોઇ પણ આજ્ઞાને લોકોની જાણમાટે પ્રકાશિત કરવાનો પરિશ્રમ લીધો જ નથી. એ જ પ્રમાણે મહાશય ફોજદારે પણ અલાઉદ્દીન ખિલજીએ પદ્મિનીના હસ્તની કરેલી માગણીને શરીયતથી અવિરુદ્ધ માનવા છતાં શરીયતનું એવું કોઇ પણ પ્રમાણ તો રજૂ કર્યું જ નથી એ શોકનો વિષય નથી કે શું? આવા પ્રસંગોમાં 'કુરાન શરીફમાં આવી આજ્ઞા છે.'અને' આ કાર્ય શરીયતથી વિરુદ્ધ નથી' એવાં પ્રમાણહીન વિધાનો કરવાથી કાર્ય ચાલી શકે તેમ નથી. આવા પ્રસંગોમાં યોગ્ય પ્રમાણો આપવાનો પરિશ્રમ ન લેવો અને "જે આજ્ઞા પવિત્ર કુરાનમાં કહેવાયલી હોય તે અન્ય લોકોની દૃષ્ટિમાં ગમે તેટલી નિંદ્ય હોય છતાં અમો તો તે આજ્ઞાનું પાલન કરવાના જ!" એવા પોકાર અથવા પડકાર કરવાને તૈયાર થઇ જવું એ કૃત્ય પવિત્ર કુરાનનાં અત્યંત ઉચ્ચ તત્ત્વોને પોતાના નીચ કૃત્યોવડે કલંકિત કરવા સમાન નથી કે શું? કારણ કે, આવા પ્રકારના અવિચારયુક્ત પડકારથી તો મુસલમાન બંધુઓ પોતે જ એમ સિદ્ધ કરી બતાવે છે કે કુરાન શરીફની આજ્ઞાઓ મનુષ્યત્વ, શાંતિ તથા સુધારણા આદિની વિરોધિની જ છે.

'આવા પ્રકારના મુસલમાનોએ પોતાનાં સ્વચ્છંદ વર્તન, તથા અત્યાચારિતાથી આજસુધી ઇસ્લામ ધર્મને કોઇ પણ પ્રકારના કારણ વિના બદનામ કરી પોતાના દેશ-બંધુઓની દૃષ્ટિમાં પોતાની જાતને જ ઉતારી પાડવા જેવો પ્રયત્ન કર્યો છે એમ ખેદસહિત કહેવું પડે છે;' એ મરહુમ મહાશય મહમદ હકીમના ઉદ્ગારોનું અમોને આ સ્થળે અચાનક સ્મરણ થઇ આવે છે. એ જ મહાશય મહમદ હકીમ (વેંગુર્લા, 'અંજુમન અહમદિયા'ના સેક્રેટરી) પોતાના એક લેખમાં લખે છે કે: "આવી જ ખીજી કેટલીક

હાસ્યજનક ગયરસમજો પવિત્ર કુરાન તથા હજરત મહમદ પયગંબરની આજ્ઞાઓથી-વિરુદ્ધ છે; પરંતુ એનો વિચાર કોણ કરે છે? આ ફેલાયલી ગયરસમજો ફાયદાની હોવાથી દરેકને પોતાની આશા પૂરી થવાની આશા રહ્યા કરે છે અને આ અંધશ્રદ્ધા વિરુદ્ધ જો કોઇ પણ મનુષ્ય માત્ર એક શબ્દ પણ ઉચ્ચારે તો તે મનુષ્યના પ્રાણ લેવાને તેઓ તૈયાર છે. પરંતુ હિન્દુસ્તાનમાં તેમ જ અન્ય સુધરેલાં રાજ્યોમાં સમસ્ત પ્રજાને ધાર્મિક સ્વતંત્રતા અપાયલી હોવાથી એ બિચારાઓનું કાંઇ ચાલી શકતું નથી અને તેથી નિરુપાય-વશાત્ તેમને મૌનાવલંબન કરી બેસી રહેવું પડે છે. જો આવી પરિસ્થિતિ ન હોત, તો એઓ જુલમ ગુજારવામાં કશી પણ કચાશ રાખત નહિ."× મુસલ્માન બંધુઓ આવું

---

+ જ્યાં એવા મુસલ્માનોનું કાંઇ પણ ચાલી શકે છે ત્યાં તેઓ કેવાં કેવાં તુફાનો મચાવી દે છે એનો એક નવો દાખલો મળ્યો છે અને તેના સબંધમાં પૂનાના "કેસરી" (મરાઠી.) પત્રના તા. ૨૮-૪-૨૫ મંગળવારના અંકમાં નિમ્ન લેખ પ્રકાશિત કરવામાં આવ્યો છેઃ—

"મુસલ્માનોની ધર્માન્ધતા કિંવા અત્યાચાર કરવાની પ્રવૃત્તિ અતિરેકની સીમા પર્યન્ત પહોંચી જવાનાં ઉદાહરણો હમણાં સેંકડોની સંખ્યામાં પ્રકટ થતાં રહે છે. વિશેષતઃ નિઝામશાહીના મુગલાઈ રાજ્યમાં એવા પ્રકારો નિરંતર થતા રહે છે. વારંગળના એક સુપ્રસિદ્ધ હિન્દુ વકીલ પિંગલ રંગરાવ સ્વર્ગવાસી થતાં તેમના સંબંધમાં મુસલ્માનોએ એક મહાવિલક્ષણ વાદ ઉપસ્થિત કર્યો હતો રા. પિંગલ રંગરાવને નિઝામરાજ્યમાં વકીલાતનો ધંધો કરવો પડતો હતો એટલામાટે સ્વાભાવિક જ તેમણે અરબી, ફારસી તથા ઉર્દૂ ભાષાનો એટલી સીમા પર્યન્ત ઉત્કૃષ્ટ અભ્યાસ કર્યો હતો કે તેઓ શુદ્ધ મુસલ્માનો કરતાં પણ એ ભાષાઓ અતિશય શુદ્ધ સ્વરૂપમાં જેમ લખી શકતા હતા તેમ બોલી ગન્તા

'અસ્તુ: હવે આપણે આ સકારણ વિષયાન્તરને ત્યાગીને આપણા મૂળ વિષય પ્રતિ વળીશું. અલાઉદ્દીન ખિલજીએ પોતાની હિન્દુપ્રજાસાથે કેટલી સીમા પર્યન્ત કઠોર, અન્યાય-યુક્ત તથા અમાનુષ વર્તન કરી બતાવ્યું હતું, એના સંબંધમાં "તારીખે ફીરોજશાહી" નામક ફારસી ભાષામાં લખાયલા ઇતિહાસગ્રંથનો કર્તા જિયાઉદ્દીન નામક મુસલ્માન ઐાર્રિખ સ્પષ્ટ શબ્દોમાં લખે છે કે:—

"આ સર્વ કરી લીધા પછી સુલ્તાન અલ્લાઉદ્દીને

---

જોઈએ એનો મર્મ ત્યાંની હિન્દુ જનતાના સારી રીતે જાણવામાં આવી ગયો. આવા પ્રકારો વારંવાર થતા હોવા છતાં આવા અત્યાચારોના પ્રતિકારમાટે પણ હિન્દુઓએ સંગઠન ન કરવું એમ કહેનારા દેશનેતાઓ આપણા મધ્યમાં અદ્યાપિ આપણા જોવામાં આવ્યા કરે છે એ આશ્ચર્ય નથી કે શું?"

એક મનુષ્યને તે પોતે યથાવિધિ મુસલ્માન થયેલો ન હોવા છતાં તેણે અરબી, ફારસી તથા ઉર્દૂ આદિ ભાષાઓમાં પોતાની ઇશ્વરદત્ત તથા બુદ્ધિના પ્રભાવથી મેળવેલી અલૌકિક પ્રવીણતાના કારણથી જ તેને મુસલ્માન ઠરાવી બેસાડવો અને તેના શબને દફનાવવાનો દુરાગ્રહ દર્શાવીને તે શબને બે દિવસ પર્યન્ત ઘરમાં સડતુ રખાવીને તે મૃત મનુષ્યના ગૃહના અન્ય જીવિત મનુષ્યોને કાંઇ પણ પ્રકારના અપરાધ વિના માનસિક તથા શારીરિક ત્રાસ આપવો એવી કોઈ આજ્ઞા કુરાન શરીફમાં અપાયલી છે ખરી કે? અને કુરાન શરીફમાં એવી કોઇ આજ્ઞા ન હોય, તો નિઝામશાહીના મૌલવીઓએ કુરાન શરીફની 'તમારો ધર્મ તમારા માટે અને મારો ધર્મ મારા માટે' એ પવિત્ર આજ્ઞાનો ભંગ કરેલો હોવાથી અને હિન્દુઓને અકારણ ત્રાસ આપવાનો વ્યવસાય આદરેલો હોવાથી નિઝામ સરકાર એ તૂફાની મૌલવીઓને યોગ્ય શિક્ષા આપીને પોતાની ન્યાયપ્રિયતાનો પરિચય કરાવવાની ઉદારતા દર્શાવશે ખરા કે?

પોતાની હિન્દુપ્રજાને પીડવાના નિયમોને નિર્માણ કર્યા. આબાદ જમીનની પૈમાઇશનો હુકમ ફર્માવ્યો, ઉપજનો નિશ્ચય કરી લેવામાં આવ્યો અને જેટલી ઉપજ થાય તેનો અર્ધ ભાગ સુલ્તાનના ભાગ તરીકે લેવાની આજ્ઞા મંજુર કરી દેવામાં આવી. એ હુકમ એવો સખ્ત હતો કે કોઈ પણ હિન્દુ કૃષિકાર–ખેડુત–એ આજ્ઞાના બન્ધનથી છૂટી શકે એ વાર્તા સર્વથા અશક્ય હતી. પશુઓની ચરાઈનું મહસૂલ પ્રત્યેક ગૃહસ્થ પાસેથી વસૂલ કરવાની આજ્ઞા આપવામાં આવી હતી. એ બધા કરોને વસૂલ કરવાના કાર્યમાં કઠોરતાનું એટલી સીમા પર્યન્ત અવલંબન કરવામાં આવ્યું હતું કે એ નિયમોના અમલનો આરંભ થવા પછી અલ્પકાળમાં–થોડા દિવસો–માં જ ચૌધરી તથા મુકદ્દમો પાસે ન તો ચઢવામાટે ઘોડા રહ્યા કે ન તો બાંધવામાટે હથિયાર. અલ્પ સમયમાં જ હિન્દુપ્રજા એટલી સીમા પર્યન્ત પોતાની હિમ્મતને હારી ગઇ કે એક સાધારણ માલગુજાર–વસૂલાત ખાતાનો અધિકારી –અનેક ચૌધરીઓ તથા મુકદ્દમો પાસેથી તેમના ગળામાં દોરડા નાખીને ઠોંસાબાજીની સહાયતાથી જોતજોતાંમાં આનન્દથી કર વસૂલ કરી લેતો હતો. રાજનિયમની આ પૈશાચિક કઠોરતા વિરુદ્ધ કોઇ પણ હિન્દુને પોતાના મુખમાંથી એક પણ શબ્દ ઉચ્ચારવાનો અધિકાર ન હોતો. આનું પરિણામ એ થયું કે હિન્દુઓના ઘરમાં પૈસાનું નામોનિશાન પણ બાકી ન રહ્યું અને સારા સારા પ્રતિષ્ઠિત હિન્દુ કુટુંબોની સ્ત્રીઓ નિરુપાય થઇને જીવનનિર્વાહમાટે મુસલ્માનોનાં ઘરોમાં બાંદી તરીકે રહીને દાસવૃત્તિ કરવા લાગી! નાયબ વજીરે કર વસૂલ કરનારા અમલગુજારો તથા તહસીલદારોપર એવી તો સખ્તી કરવા માંડી કે તેમની પાસે એક કોડી પણ બાકી રહેવાના વાંધા થઈ ગયા. જે અમલગુજારો તથા તહસીલદારો નાણાં આપવામાં સુસ્ત દેખાતા હતા તેમની હાથકડીઓ,

બેડીઓ તથા ડોંસાબાજીથી સારી રીતે ખબર લેવામાં આવતી હતી અથવા તે તેમને કાઠ–હેડ–માં પણ નાખી દેવામાં આવતા હતા. નાયબ વજીરના એ પોતાપર થતા અત્યાચારોનો બદલો અમલગુજારો તથા તહસીલદારો પ્રજા–હિન્દુપ્રજા–પાસેથી વાળી લેતા હતા અને તે એવી રીતે કે તેઓ હિન્દુ પ્રજાજનોની હાથ કડીઓ, બેડીઓ તથા ડોંસાબાજીથી સારી રીતે ખબર લેતા હતા અને તેમને હેડમાં પણ નાખી દેતા હતા. આ કારણથી હિન્દુલોકો એ અમલગુજારોથી યમરાજ પ્રમાણે ડરતા હતા અને પટવારી તથા તહસીલદારોને એટલી સીમા પર્યન્ત ભયંકર માનવા લાગ્યા હતા કે તેમનાં કુટુંબો સાથે શરીરસંબંધ કરવાને પણ કોઈ તૈયાર થતો ન હોતો."

એ જ મુસલ્માન ઇતિહાસલેખક આગળ વધીને કહે છે કે: "સુલ્તાન અલાઉદ્દીન પોતે સુશિક્ષિત ન હોવાથી તેના પોતાના માટે તેની પોતાની જે માન્યતા તે જ ન્યાય હતો. શી વસ્તુ 'શરીયત' થી વિરુદ્ધ છે અને શી વસ્તુ 'શરીયત' થી અવિરુદ્ધ અથવા અનુકૂલ છે એ વિષયના વિચારનો પરિશ્રમ તે કદાપિ લેતો જ ન હોતો. તે કાળમાં કે જ્યારે વિદ્રોહદમનના આવા પ્રકારના પ્રબંધો કરવાનો વ્યવસાય ચાલી રહ્યો હતો, એક દિવસ સુલ્તાન અલાઉદ્દીને બયાનાના કાજી મગસુદીનને કાંઈક પ્રશ્નો પૂછવાની ઇચ્છા દર્શાવી. સુલ્તાનની આ ઇચ્છાને જાણીને કાજી બિચારો અતિશય ભયભીત થઇ ગયો અને અત્યંત આર્જવદર્શક ભાવથી કહેવા લાગ્યો કે: "મને જણાય છે કે મારા જીવનના દિવસો હવે પૂરા થઇ ગયા છે; કારણ કે, જો હું ધર્મગ્રંથોના આધારે આપ નામદારના સવાલોના ખરેખરા જવાબો આપીશ,

સુલ્તાને તેને નિર્ભય થવાનાં અનેક આશ્વાસનો આપ્યાં અને ત્યારપછી પૂછ્યું કેઃ "આપણા ધર્મગ્રંથો અનુસાર હિન્દુ પ્રજાની યોગ્યતા અથવા પદવી શી છે વારુ ?" એ પ્રશ્નના ઉત્તરમાં કાજીએ જણાવ્યું કેઃ "હિન્દુઓ 'ખિરાજગુજાર' હોવાથી ખિરાજ-કર-આપવો એ તેમનો ધર્મ છે. જો અમલગુજાર હિન્દુઓ પાસેથી ચાંદી માગે, તો હિન્દુઓએ નમ્રતાપૂર્વક, વિનીતભાવથી તથા મૌનનું અવલંબન કરીને સોનું લાવીને તેમનાં ચરણોમાં હાજર કરી દેવું જોઇએ. જો તે અફસર-રાજકર્મચારી-હિન્દુઓના મોઢામાં ધૂળ ભરવાને તૈયાર થઇ જાય, તો હિન્દુઓએ કોઇ પણ પ્રકારનો ખેદ ન દર્શાવતાં મોઢાને ખોલીને તે ધૂળને મોઢામાં ધારણ કરી લેવી જોઇએ." કાજીએ ધર્મગ્રંથોના આધારે આવી કેટલીક બાબતો દર્શાવી એટલે પછી સુલ્તાને સ્મિત કરીને કહ્યું કેઃ "હું આપના આ શાસ્ત્રીય વિવેચનને સમજી શકતો નથી. મારા જોવામાં આવ્યા કરે છે કે આ ચૌધરી તથા મુકદ્દમો ઘોડા ઉપર ચઢીને ફરતા રહે છે; સારાં સારાં કપડાં પહેરતા રહે છે, ઇરાની ધનુષ્યબાણ-તીરકમાન-રાખતા રહે છે, શિકાર કરતા રહે છે અથવા તો પોતેપોતામાં લડતા અને ઝઘડતા રહેછે; પરંતુ ખિરાજ-કર-, જજિયા-આયાવેરો તથા 'ચરી' તરીકે એક કોડી પણ વસુલ નથી કરતા; કિન્તુના ગરીબ રૈયત પાસેથી પોતાના 'મોકદ્મી' કરને વસુલ કરીને શરાબ તથા કવાબમાં ફૂંકી નાખે છે, અને મારા અધિકારીઓની જરા પણ પરવા નથી રાખતા, એટલામાટે એમને દબાવી દેવાના આશયથી જ આ સર્વ નિયમોને નિર્માણ કરવામાં આવ્યા છે. હું પોતે જોકે નિરક્ષર છું, તથાપિ દુનિયાને હું મારી રીતે ઓળખું છું એટલે મારી એવી દઢ માન્યતા થયેલી છે કે જ્યાં સુધી હિન્દુઓને બિલકુલ ગરીબ તથા મોહતાજ નહિ બનાવી દેવામાં આવે

ત્યાં સુધી હિન્દુઓ કદાપિ કર્માબર્દાર–આજ્ઞાધારક–થાય તેમ નથી. આ કારણથી જ મેં એવો હુકમ ફર્માવી દીધો છે કે ' હિન્દુઓ પાસે માત્ર ખાવા જેટલું અન્ન જ બાકી રહેવા દઈને બીજું બધું વસૂલ કરી લ્યો ! " અર્થાત્ સુલતાન અલાઉદ્દીન ખિલજીની પોતાની હિન્દુપ્રજામાટે જે અનુકંપા તથા લાગણી ( ? ) હતી તે આ હતી.

સુલ્તાન અલાઉદ્દીનના સમયમાં ક્રિયવિક્રયની અન્ય વસ્તુઓ પ્રમાણે સ્ત્રીઓ તથા પુરુષોના ક્રયવિક્રયનો વ્યવસાય પણ ધૂમધડાકાથી ચાલતો હતો એવો એ ઉપર્યુક્ત ગ્રંથમાં ઉલ્લેખ કરાયલો છે. બાંદીઓ પાંચથી બાર ટંક સુધીની કીમતથી; રખેલીઓ વીસથી ત્રીસ અથવા ચાળીસ ટંકના મૂલ્યથી; સારા રૂપાળા છોકરા વીસથી ત્રીસ ટંકના દામથી અને ગુલામો દશથી પંદર ટંકના ભાવથી ધોળે દિવસે અને ભરબજારે વેચાતાં હતાં. ટંક એટલે ચાદીનો સિક્કો. સુલ્તાન અલાઉદ્દીનના સમયમાં ચાંદીના સિક્કા એ નામથી જ ઓળખાતા હતા.

અહીં એ વાર્તાને વિશિષ્ટતાપૂર્વક લક્ષમાં રાખી લેવાની છે કે સારા રૂપાળા છોકરાને ગુલામોથી ભિન્ન દર્શાવવામાં આવ્યા છે તેનું કારણ એ છે કે ગુલામો ગૃહનાં સામાન્ય કાર્યોમાટે વેચાતા તથા ખરીદાતા હોવાથી તેમના વય તથા રૂપને વિશેષ મહત્ત્વ આપવામાં આવતું ન હોતું; પરંતુ રૂપાળા છોકરાને એક વિલક્ષણ લાલસાની તૃપ્તિમાટે જ મુસલ્માન અમીરો તથા બાદશાહો ખરીદતા હોવાથી તેમના વય તથા સૌન્દર્યને. માત્ર એટલું જ નહિ, પણ તેમના કંઠના માધુર્યને પણ સ્ત્રીઓના વય, લાવણ્ય તથા કંઠમાધુર્યસમાન મહત્ત્વ અપાતું હતું અને તેથી જ રખેલીઓના જેટલી જ તે રૂપાળા છોકરાઓની બજારમાં કીમત ઉપજી શકતી

હતી. ઈરાનમાં મહાત્મા શેખ સાદીના સમયમાં અને તેમનાથી પૂર્વે રૂપસુંદરી નવયૌવના રમણીઓના સૌન્દર્યમાં મુગ્ધ થવાની ઘટના પ્રમાણે સ્વરૂપસુંદર આગરા તથા તરુણોના સૌન્દર્યમાં મોહમુગ્ધ થવાની ઘટના તે નિત્યની એક સામાન્ય ઘટના હતી અને એવા અનૈસર્ગિક આશકો પોતાના તરફ માશુકો ઉપર ધન ઓવારી નાખવા ઉપરાંત પોતાના પ્રાણોને ઓવારી નાખવાને પણ નિરંતર તૈયાર રહેતા હતા એનાં પ્રમાણો આપણને મહાત્મા શેખ સાદીના વિશ્વ-વિખ્યાત 'ગુલિસ્તાન' નામક નૈતિક ગ્રંથમાંથી જ મળી આવે છે; કારણ કે, 'ગુલિસ્તાન'નો આખો પાંચમો બાબ [ પંચમ પ્રકરણ ] એવા પુરુષ માશુકોના પુરુષ આશકોની ઇશ્કબાજીની કથાઓથી જ ભરેલો છે. અને તેટલામાટે ગુલિસ્તાનના હિન્દી અનુવાદક પ્રોફેસર બેનીપ્રસાદ એમ. એ. મહાશયને 'ગુલિસ્તાન'ના અનુવાદની ભૂમિકામાં નિરુપાયવશતાથી નિમ્ન ઉલ્લેખ કરવો પડ્યો છે:×—

"અભાગ્યવશ, સાદીએ પોતાના ઉત્કૃષ્ટ નીતિગ્રંથમાં પ્રચલિત પ્રણાલીના વશમાં આવી જહાંને કેટલીક અશ્લીલ કથાઓ તથા કેટલાંક અશ્લીલ વાક્યો સંમિલિત કરી દીધાં છે. પાંચમા બાબમાં બધી મળીને ઓગણીસ કથાઓ છે અને તે સર્વ કથાઓ અશ્લીલ છે. ગ્રંથના અન્ય ભાગમાં પણ ચાર પાંચ કથાઓ તથા શિક્ષાઓ એવી છે કે જે અશ્લીલતાથી સર્વથા મુક્ત નથી. પ્રેમ, સાહિત્યનો એક

× પ્રોફેસર બેનીપ્રસાદ કૃત 'ગુલિસ્તાન'નો આ હિન્દી અનુવાદ અલાહાબાદના 'ઈન્ડિયન' પ્રેસે છાપીને ઈ. સ. ૧૯૨૩માં પ્રકટ કરેલો છે અને તેનું મૂલ્ય રૂ. ૨-૦-૦ છે આ પ્રોફેસર બેનીપ્રસાદ તે જ છે કે જેમણે અંગ્રેજીમાં "History of Jahangir" નામક ઐતિહાસિક ગ્રંથ લખેલો છે.

પ્રધાન વિષય છે અને તેથી અનેક ગ્રંથકારોએ શૃંગારને સર્વોત્તમ રસ માનેલો છે, પરંતુ સત્ય પ્રેમ તો માનસિક કિંવા આધ્યાત્મિક પ્રેમ જ છે કે જે પશુવાસનાઓથી સર્વથા અલિપ્ત હોય છે. અભાગ્યવશ સંસારના અનેક પ્રતિભાશાલી કવિઓ પ્રેમવર્ણનના આવેશમાં આવીને ઔચિત્યની સીમાથી અતિશય આગળ વધી ગયા છે. જે કથાઓના કથનની કોઈપણ પ્રકારની આવશ્યકતા હતી જ નહિ, તે કથાઓને તેમણે વિસ્તાર તથા સ્પષ્ટતાપૂર્વક વર્ણવી બતાવી છે. આવા પ્રકારની ફારસી કવિતામાં જે એક અક્ષન્તવ્ય દોષ રહેલો છે તે એ છે કે ફારસી કવિતામાં કેટલેક સ્થળે વર્ણવાયલો પ્રેમ કેવળ અશ્લીલ જ નહિ. કિન્તુ અસ્વાભાવિક (અનૈસર્ગિક) પણ હોય છે, કારણ કે, તેમાં સ્ત્રીઓને બદલે બાળકો—છોકરાઓને—જ પ્રેમપાત્ર તરીકે વર્ણવેલા હોય છે, અને તેથી ફારસી કવિતાનો શૃંગારરસ બીભત્સ તથા ઘૃણાજનક થઈ ગયો છે. એ વાતોને યદ્યપિ અમો સ્વીકારીએ છીએ કે આવા પ્રકારની કથાઓમાં પણ કયાંક કયાંક સાહિત્યસૌન્દર્ય જોવામાં આવે છે; પરંતુ તેનું મૂલ્ય આવશ્યકતા કરતાં વિશેષ છે. ગ્રંથને સર્વાંગપૂર્ણ બનાવવાની અભિલાષાથી અમોએ પણ પ્રથમ એવા પ્રકારની કેટલીક કથાઓનો અનુવાદ કર્યો હતો; પરંતુ એ અનુવાદ એટલો અને એવો તો બીભત્સ પ્રતીત થયો કે અંતે અમોએ તે અનુવાદને ફાડીને ફેંકી દીધો. અસ્તુ: આ ગ્રંથમાં એક પણ અશ્લીલ કથા નથી. સૌભાગ્યતઃ ગ્રંથ (મૂલ ગ્રંથ) નો લગભગ દશાંશ જ અનુવાદથી વંચિત રહ્યો છે અને વિશુદ્ધ સાહિત્યપ્રેમીઓ તે અંશને મૂલ ગ્રંથમાં વાંચી શકે તેમ છે..............."
(ભૂમિકા પૃષ્ઠ ૧-૨.)

હિન્દી ભાષામાં 'ગુલિસ્તાન'નો એક અન્ય અનુવાદ

પણ થયેલો છે, તેના અનુવાદક હરિદાસ વૈદ્ય છે અને પ્રકાશક હરિદાસ ઍન્ડ કમ્પની કલકત્તા છે. મૂલ્ય રૂા. ૨ાા છે. આ અનુવાદની મારી પાસે જે. ઇ. સ. ૧૯૧૯ માં પ્રકાશિત થયેલી તૃતીય આવૃત્તિની પ્રત - છે તેની પ્રસ્તાવનામાં એ પાંચમા બાબની કથાઓના સંબંધમાં જો કે કશો ઉલ્લેખ કરવામાં નથી આવ્યો, પરંતુ એ અનુવાદમાં મૂળ ગ્રંથમાંના પાંચમા બાબની ૧ લી, ૨૭ તથા ૨૧મી મળીને કેવળ ત્રણ કથાઓનો જ સમાવેશ કરવામાં આવ્યો છે અને અન્ય કથાઓનો એ અનુવાદગ્રંથમાં સમાવેશ ન કરવાનું જે કારણ ૨૫૫ મા પૃષ્ઠના પાદટિપ્પણ (Footnote) માં દર્શાવામાં આવ્યું છે તે આ પ્રમાણે છે:—

" આ અધ્યાયમાં એવી એવી કથાઓ કથાયલી છે કે જે કથાઓના વાંચનથી સુશિક્ષણ મળવાને બદલે કુશિક્ષણ જ મળે છે. આ અધ્યાયની પ્રેમરસથી છલકાતી કથાઓ યુવકો તથા છોકરાઓને કુમાર્ગમાં ઘસડી જનારી છે એમાં અણુમાત્ર પણ સંદેહ નથી. અમોને તો એમ જ જણાય છે કે મૌલવીઓના મક્તબો—વિદ્યાશાળાઓ—માં વિદ્યાભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ આવાં પુસ્તકોના પરિશીલનથીજ ચારિત્ર્યહીન તથા ઐયાસતબીયત—વિલાસપ્રિય—થઇ જાય છે. જો કે સાદી સાહબનું 'ગુલિસ્તાન' નામક પુસ્તક એક અમૂલ્ય રત્ન છે. પરંતુ 'ગુલિસ્તાન' નો આ (પાંચમો) અધ્યાય આ દેશ ( ભારતવર્ષ ) માટે ઉપયોગી નથી અને તેટલા-માટે જ અમોએ ત્રણ કથાઓ (પહેલી, બીજી તથા એકવી-સમી) આપીને બાકીની અઢાર* કથાઓને વર્જ્ય કરી દીધી

---

* પ્રોફેસર બેનીપ્રસાદે ગુલિસ્તાનના પાંચમા બાબમાં એકંદર ૧૯ કથાઓ હોવાનું જણાવ્યું છે અને મહાશય હરિદાસે ૨૧ કથાઓ હોવાનું કહેલું છે; પરંતુ મહાશય હરિદાસનું કથન સત્ય છે; કારણ કે, પાંચમા બાબની કથાઓની સંખ્યા ૨૧ ની જ છે. આ વિષયમાં પ્રોફેસર બેનીપ્રસાદની કાંઈક ભૂલ થઈ હોય એમ જણાય છે.

છે. આ અધ્યાય વિના અન્ય કોઇ પણ અધ્યાયમાંની એક પણ કથાને અમોએ વર્જ્ય કરી નથી. અમો નથી સમજી શક્તા કે સાદી જેવા નીતિજ્ઞ પુરુષે પોતાના નીતિગ્રંથમાં આ અધ્યાયની અવતારણા કેમ અને શા કારણથી કરી હશે ? પુષ્પ તથા કંટકનો યોગ તે આનું જ નામ ! !"

આ બે અનુવાદો હિન્દુઓના કરેલા છે; પરંતુ મેમણ ઈબ્રાહીમ દાઉદ તથા મેમણ અબ્દુલ્લા ઈસમાઇલ નામક બે મુસલમાન ગૃહસ્થોએ સાથે મળીને 'ગુલિસ્તાન'નો જે ગુજરાતી અનુવાદ કરેલો છે અને જે અમરેલી–કાઠિયાવાડ–માં મુદ્રિત તથા પ્રકાશિત થયેલો છે તે ગુજરાતી અનુવાદની પ્રસ્તાવનામાં જો કે પાંચમા બાબની અશ્લીલતા તથા અસ્વાભાવિક પ્રેમમગ્નતાના સંબંધમાં અનુવાદકોએ મૌનનું અવલંબન કરી લીધું છે; તથાપિ પાંચમા બાબની કથાઓના અનુવાદમાં જ્યાં મૂળમાં રૂપાળા છોકરા અથવા ગુલામોને માશૂક તરીકે રજૂ કરવામાં આવ્યા છે ત્યાં રૂપવતી સ્ત્રીઓ અથવા યુવતીઓને માશૂક તરીકે રજૂ કરીને અનૈસર્ગિકતાને નૈસર્ગિકતાનું સ્વરૂપ આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે એટલે તેમના એ પ્રયત્નથી 'ગુલિસ્તાન' ના પાંચમા બાબની કથાઓની ભયાનક બીભત્સતાએ એ મુસલમાન અનુવાદકોને પણ હચમચાવી દીધેલા હોવા જોઇએ એવી કોઇ પણ પ્રકારના સંકોચ વિના સ્પષ્ટ કલ્પના કરી શકાય છે. ઉદાહરણ તરીકે આપણે 'ગુલિસ્તાન' ના પાંચમા બાબની ૨૦ મી કથાના આરંભનું જ એક વાક્ય લઇશું. મૂળ કથા આવી રીતે આરંભાય છેઃ–

" લોકો હમદાનના એક કાઝીની એવી કથા કહે છે તે એક નાલબંદના છોકરા ઉપર એટલો બધો આશક થઇ ગયો હતો કે તે છોકરાના ઇશ્કથી તે કાઝીનું હૃદય

આગમાં તપાવેલી ઘોડાની લાલચોળ થયેલી નાલ પ્રમાણે દગ્ધ રહ્યા કરતું હતું........'

આનો ગુજરાતી અનુવાદ આવી રીતે કરવામાં આવ્યો છે:—

"હમદાન શહેરના એક કાજી વીષે નકલ છે કે તે એક **નાલબંદની** છોકરી ઉપર આશક પડયો હતો અને તેના દીલની નાળ તેના વિયોગની આગમાં બળતી અને તેની તલબમાં ધગતી........"+

મહાત્મા શેખ સાદીએ પોતાના રચેલા 'ગુલિસ્તાન' જેવા એક ઉત્કૃષ્ટ તથા વિશ્વમાન્ય નીતિગ્રંથના 'પ્રેમ તથા યૌવન' શીર્ષક પાંચમા બાબમાં જે કથાઓ લખી છે તેમાં અશ્લીલતા હોવા છતાં પણ અમો તે અશ્લીલતામાટે મહાત્મા શેખ સાદીના શિરપર લેશમાત્ર પણ દોષારોપ કરી શકતા નથી; કારણ કે, પ્રત્યેક દેશ તથા પ્રત્યેક કાળના કવિજનો તથા ઉપદેશકોનો એ ધર્મ જ હોય છે કે પોતાના સમકાલિક માનવસમાજમાં જે જે દોષો તથા દુર્ગુણો પ્રચલિત હોય તે તે દોષો તથા દુર્ગુણોનાં ભયંકર તથા અનિષ્ટ પરિણામોનો વિશુદ્ધ બુદ્ધિથી પ્રકાશ કરીને સમાજને તે દુર્ગુણોને ત્યાગી દેવાનો તથા સદ્ગુણના માર્ગમાં અગ્રેસર થવાનો યોગ્ય ઉપદેશ આપવો અને પોતાના ધર્મ કિંવા કર્તવ્યનું પાલન કરી બતાવવું. અર્થાત્ આપણા ભારતવર્ષની આર્ય જનતા પ્રાચીનકાળમાં આવા પ્રકારના અનૈસર્ગિક પ્રેમનાં પંકથી સર્વથા અલિપ્ત તથા અત્યંત મુક્ત હોવાથી જેવી

---

+ જુઓ એ અનુવાદગ્રંથનું પૃષ્ઠ ૧૦૯. આ અનુવાદનું મૂલ્ય રૂ. ૨-૦-૦ છે અને ઉભય અનુવાદકો 'ઈસ્લામ ગૅઝેટ'ના સંયુક્ત તંત્રીઓ છે એટલે એ ગ્રંથ તેમની પાસેથી મળી શકે તેમ છે. એ ગ્રંથ મુંબઈ તથા અમદાવાદના અન્ય પ્રસિદ્ધ બુકસેલરોને ત્યાં પણ વેચાય છે.

રીતે આપણા પ્રાચીન ગ્રંથોમાં એવા અનૈસર્ગિક પ્રેમનો ક્યાંય પણ ઉલ્લેખ કરાયલો નથી તેવી જ રીતે અત્યારના સભ્ય સમાજની દૃષ્ટિમાં પણ એ અનૈસર્ગિક પ્રેમવિલાસ સર્વથા નિંદ્ય હોવાથી અત્યારના ભારતીય સાહિત્યમાં પણ એ અનૈસર્ગિક મદનલાલસાના ઉલ્લેખો આપણા જોવામાં આવી શકતા નથી. પરંતુ વેશ્યાવિલાસ ત્યાજ્ય હોવા છતાં પણ અસ્વાભાવિક તથા અનૈસર્ગિક ન હોવાથી વેશ્યાઓ સાથેના પ્રેમનાં અનિષ્ટ પરિણામોને દર્શાવનારી કથાઓ જેવી રીતે આપણા દેશની ભિન્નભિન્ન ભાષાઓમાં વિપુલ પરિમાણમાં લખાય છે અને તે શુદ્ધપદેશ આપવાના આશયથી લખાયલી હોવાથી અશ્લીલ કિંવા બીભત્સ નથી મનાતી તેવી જ રીતે મહાત્મા શેખ સાદીના સમયમાં ઈરાનના મુસલ્માનોમાં એ અનૈસર્ગિક પ્રેમની પ્રવૃત્તિ અન્ય સામાન્ય પ્રવૃત્તિઓ સમાન-વેશ્યાગમનની પ્રવૃત્તિ પ્રમાણે-હોવાથી તે સમયના સમાજની દૃષ્ટિથી એ કથાઓ અશ્લીલ કિંવા બીભત્સ ન હોતી અને તેથી જ એ કથાઓને અત્યાર સુધી 'ગુલિસ્તાન'-માંથી સ્થાનભ્રષ્ટ કરવામાં નથી આવી. આવાં પુરાતન પુસ્તકોને જે સમયમાં એ પુસ્તકો લખાયાં હોય તે સમયના સમાજ તથા દેશાચારની દૃષ્ટિથી જ આપણે જોવાં જોઇએ તો જ એ પુસ્તકોની રચનાનો વાસ્તવિક આશય આપણા જાણવામાં આવી શકે છે. જો આવાં પુરાતન પુસ્તકોને આપણા પોતાના વર્તમાનકાલિક સમાજ તથા દેશાચારની દૃષ્ટિથી જ આપણે જોતાં રહીએ, તો એ પુસ્તકો ઘૃણા-જન્ય દેખાય એ સ્વાભાવિક છે. સારાંશ કે શેખ સાદીના કાળમાં તેમ જ તે મહાત્માના પૂર્વવર્તી કાળમાં ઈરાનના મુસલ્માનોની નૈતિક અવસ્થા આવા પ્રકારની હતી અને તેથી ઈરાનના જે સુલ્તાનો આપણા ભારતવર્ષમાંથી જે

હિન્દુઓને-હિન્દુ સ્ત્રીઓ, પુરુષો, તરુણો તથા બાળકો આદિને-કેદ કરીને લઈ જતા હતા અને ત્યાં તેમને ગુલામો તથા ગુલામડીઓ તરીકે વેચી નાખતા હતા તેમનામાંના અનેક રૂપસુંદર ભારતીય તરુણોને ત્યાં નરવેસ્યા તરીકેના જીવનને વીતાડવાના પ્રસંગો—અત્યંત લજ્જાસ્પદ પ્રસંગો—પ્રાપ્ત નહિ થયા હોય અને દિલ્હીમાં પણ એવું જ જીવન વીતાડવાની નૌબત તેમનાપર નહિ આવી હોય એની શી ખાત્રી વારુ? આવાં સ્પષ્ટ અનુમાનો કિંવા નિર્વિવાદ કલ્પનાઓ આપણાથી કરી શકાય છે તેનું કારણ એ છે કે, અત્યારે પણ દિલ્હી, લખનૌ, રિયાસત રામપુર તથા ટોંક આદિ સ્થાનોમાં-કે જે સ્થાનોએ મુસલ્માન સુલ્તાનો તથા નવાબોની રાજધાનીઓ હોવાનું માન મેળવેલું છે તે સ્થાનોમાં-એ અનૈસર્ગિક પ્રેમલાલસાનો એટલી સીમા પર્યન્ત પ્રચાર છે કે જેના દર્શનથી આપણે અવશ્ય આશ્ચર્યચકિત થઈ જઈએ છીએ. જો કે આ દુષ્કર્મ અત્યારે ગુપ્ત રીતિથી અધિક કિંવા ન્યૂન પરિમાણમાં હિન્દુસ્તાન-ભારતવર્ષ—ના સર્વ ભાગોમાં વિસ્તરેલું જોવામાં આવે છે અને અત્યારે હવે એ દુષ્કર્મ કેવળ મુસલ્માન જાતિમાં જ સીમાબદ્ધ રહેલું નથી; એટલે કે, હિન્દુ, પારસી તથા ક્રિશ્ચિયન્ આદિ જાતિઓમાં પણ એ અનૈસર્ગિક પ્રેમલાલસા તથા તજ્જન્ય દુષ્કર્મે પોતાના અધિકારને પ્રસારીને 'અસરે મોહબત' અથવા 'સંગનો રંગ લાગે ને લાગે' એ કહેવતોની સાર્થકતાને સિદ્ધ કરી બતાવવાના કાર્યને આરંભી દીધું છે; તથાપિ અત્યાર સુધી પણ પંજાબ, યુનાઈટેડ પ્રૉવિન્સિસ ઑફ્ આગ્રા ઍન્ડ આઉધ [યુ. પી.] અફ્ગાનિસ્તાન તથા ઈરાન આદિ જે સ્થાનોમાં મુસલ્માનોની વસતી અધિક છે અને મુસલ્માનોની રાજ્યસત્તા વર્તમાન છે તે સ્થાનોમાં એ દુષ્કર્મની સત્તા પણ વિશેષ પરિમાણમાં અને બહુ અંશે ગુપ્ત કિંવા પ્રકટ ભાવથી વિસ્તરેલી

જોવામાં આવ્યા કરે છે. અરબો પણ કોઇ પણ કારણવશાત્ એ અનૈસર્ગિક પ્રેમલાલસાથી મુક્ત ન હોતા અને અત્યારે પણ તેઓ એ અનૈસર્ગિક પ્રેમલાલસાથી મુક્ત નથી એનાં કેટલાંક પુસ્તકોમાં આપણને જેટલાં જોઇએ તેટલાં પ્રમાણો મળી શકે છે. અરબોનું ભારતવર્ષના સિંધુદેશ નામક વિભાગમાં સર્વથી પ્રથમ આગમન થયું હતું અને સિંધુ-દેશના હિન્દુઓને મુસલ્માન બનાવવાના કાર્યનો આરંભ પણ અરબોના હસ્તથી જ થયો હતો એ ઇતિહાસપ્રસિદ્ધ વાર્તા હોવાથી એના પુનર્વિવેચનની આવશ્યકતા છે જ નહિ. અર્થાત્ અત્યારે સિંધુદેશમાં હિન્દુઓ કરતાં મુસલ્માનોની સંખ્યા બહુ જ વિશેષ હોવાથી ત્યાં એ અનૈસર્ગિક પ્રેમ-લાલસાનો પ્રચાર પણ બહુ જ વિશેષ પરિમાણમાં જોવામાં આવ્યા કરે છે, અને એ પ્રકાશિત રહસ્ય સમાન વાર્તા છે: માત્ર એટલું જ નહિ, પણ ઘણીક વાર આપણા હિન્દુસ્તાનમાં ઉદરનિર્વાહ તથા ધનોપાર્જનમાટે આવતા પઠાણો આદિના હસ્તથી રૂપાળા છોકરાઓપર સ્ત્રીઓ પ્રમાણે અનૈસર્ગિક પ્રેમની લાલસામાટે અમાનુષ બળાત્કાર થવાના બનાવો અનેક વાર બનેલા છે અને કેટલાક પઠાણો શિક્ષાપાત્ર થઇને જિન્દાન–જેલ–માં પણ ગયેલા છે છતાં આશ્ચર્યનો વિષય છે કે પઠાણોના એ અનૈસર્ગિક પ્રેમલાલસાજન્ય બળાત્કારોનો અદ્યાપિ અંત નથી આવ્યો.હજી પણ પઠાણોના એવા બળા-ત્કારોની ઘટનાઓ વારંવાર ઘટતી જ રહે છે, અને એ તેમની તીવ્રતમ અનૈસર્ગિક પ્રેમલાલસાનું જ્વલન્ત પ્રમાણ તથા ઉદાહરણ છે.+

---

+ અમદાવાદના 'પ્રભાત' નામક દૈનિક પત્રના તા. ૧૪મી મે ૧૯૨૫ ના અંકના ૬ ઠ્ઠા પૃષ્ઠમાં આ સમાચાર પ્રકટ થયેલા છે:

"એક પઠાણે હિન્દુ છોકરા ઉપર ગુજારેલો અત્યાચાર: ૧૨–૫–૨૫ ના રોજ પરોઢના ૩–૩૦ વાગે અત્રેના માણેકચોક

આથી અમારા કથનનો એવો આશય છે જ નહિ કે સર્વ મુસલ્માનો આવા પ્રકારની અનૈસર્ગિક અથવા સૃષ્ટિ-કર્મવિરુદ્ધ, લોકાચારવિરુદ્ધ, ધર્મવિરુદ્ધ તથા સભ્યતાવિરુદ્ધ, પ્રેમલાલસામાં લપટાયલા છે અને સર્વ મુસલ્માનો ચારિત્ર્ય-હીન છે; કારણ કે, શહનશાહ ઔરંગઝેબ આલમગીર જેવા કેટલાક મુસલ્માન સુલ્તાનો હિન્દુધર્મના તથા હિન્દુઓના પ્રબળ વિરોધી હોવા છતાં પણ ચારિત્ર્યના વિષયમાં અત્યંત પવિત્ર તથા આદર્શ હતા; તે સુલ્તાનોના અફસરોને પણ ચારિત્રોને શુદ્ધ રાખવાં પડતાં હતાં અને મુસલ્માનોમાં એવા અનેક મહાપુરુષો તથા ઔલિયા થઇ ગયા છે કે જેમને કોઇ પણ પ્રકારના સંકોચ વિના આપણે માન તથા પૂજ્યભાવની દૃષ્ટિથી જોઇ શકીએ છીએ. છતાં જ્યારે મુસલ્માન મહાત્માઓ તથા કવિજનોના ગ્રંથોમાં જ મુસલ્માન દેશોની મુસલ્માનપ્રજામાં આ ઘોરકર્મનું અસ્તિત્વ હોવાનાં પ્રમાણે આપણને મળી આવે છે એટલે એથી એ દુષ્કર્મની આર્યાવર્તમાં વિદેશી મુસલ્માન આક્રમણકર્તાઓ દ્વારા જ આવક થયેલી છે એમ માનવાનું આપણને પ્રબળ કારણ મળી જાય છે. આ ઘૃણાકારક વિષયની આટલી ચર્ચા જ પર્યાપ્ત છે.

**ઔરંગઝેબના અત્યાચારો**

મુસલ્માનોના ધાર્મિક અત્યાચારોનો ઇતિહાસ અતિશય

---

હોબાર્ટ બન્દરમાં પઠાણ અબદુલ નવીખાં સદુદીખાને એક હિન્દુ છોકરો નામે નાના દરબાન ઉમ્મર વર્ષ આશરે ૧૫ નો તેના ઉપર બળજબરીથી ચપ્પુ મારવાની બીક બતાવીને તેની સાથે સૃષ્ટિવિરુદ્ધ કર્મ કર્યું હતું. આ બાબતનો કેસ મે. હારંબવાલા સાહેબની ઑફિસમાં નોંધાવવામાં આવ્યો છે. હાલમાં આરોપી પરદેશમાં છે અને બન્નેને હાલમાં સિવિલ હૉસ્પિટલમાં લઈ જવામાં આવેલ છે."

વિશાળ હોવાથી આ 'કન્જીવર્તમાન'માં તે વિશાળ ઇતિહાસનું પ્રકાશન થવું અશક્ય છે અને તેટલામાટે મુસલ્માન બંધુઓ જે બાદશાહ ઔરંગઝેબને ગાઝી માનીને અતિશય માનની દૃષ્ટિથી નિહાળે છે તે બાદશાહ ઔરંગઝેબના હસ્તથી હિન્દુસ્તાનના હિન્દુઓપર થયેલા અસંખ્ય અત્યાચારોમાંના થોડાક અત્યાચારોનો અમારાં પાઠકો તથા પાઠિકાઓને સાક્ષાત્કાર કરાવીને અમો આ લેખની પરિસમાપ્તિ કરવા ઇચ્છીએ છીએ.

મુંબઈમાં પ્રકટ થતા 'ઇન્સાફ' નામક મુસ્લિમ સાપ્તાહિક પત્રના તા. ૮ મી મે ૧૯૨૫ શુક્રવારના અંકના પ્રથમ પૃષ્ઠ અથવા મુખપૃષ્ઠમાં જ શહનશાહ ઔરંગઝેબ આલમગીરનું એક ફર્માન તેને પરમ ન્યાયમૂર્તિ તથા હિન્દુ ધર્મના અવિરોધી તરીકે સિદ્ધ કરવાના આશયથી અભિમાનદર્શક શીર્ષકો સહિત છાપવામાં આવ્યું છે અને તે આ પ્રમાણે:—

" **અદેખી આંખ્યોને ઇતિહાસનું અંજન.**
**અવરંગઝેબ આલમગીરનું એક ફરમાન.**
મૂર્તિપૂજાની છૂટ અને મૂર્તિમંદિરોનું રક્ષણ.

" સઘળી જનસમાજને ખબર થાવ કે, અમે અમારી પ્રજાની ભલાઈ માટેની અમારી ભાવના અને સ્વાભાવિક દયાવૃત્તિને કારણે, આ થકી ઝાહિર કરીએ છીએ અને આજ્ઞા કરીએ છીએ કે અમારી સઘળી પ્યારી પ્રજાઓએ—ઉંચ નીચના કશા પણ ભેદ વિના—એકમેક સાથે શાંતિથી અને સ્નેહભાવથી રહેવું, અને ઇસ્લામી શરીઅત [જીવનતંત્ર] અનુસાર અમે આ થકી હુકમ કરીએ છીએ કે હિન્દુઓના દેવાલયોનો અને મૂર્તિપૂજાનાં મંદિરોનો નિભાવ અને તેમનું રક્ષણ થાય. વળી હાલમાં અમારે કાને એવી વાત આવી છે કે કેટલાક શખ્સો, બનારસમાં અમારી હિન્દુ પ્રજાઓને

લખ્યો છે અને જેમના માટે આપ સાહેબે "ઇન્સાફ"ના તા. ૨૪મી એપ્રિલ ૧૯૨૫ શુક્રવાર [ ઇદ મુબારક ] અંકમાં [ પૃષ્ઠ ૮ મું ] "........ગુજરાતમાં ઇતિહાસ બનાવનારાઓ મુદ્દલ નથી અને ઇતિહાસ ઘડનારાઓ ઘણા છે; અહિં ઇતિહાસ લખનારાઓ તો ઓછા છે જ, પણ ઇતિહાસ સમજનારાઓ તો વળી તેમનાથી એ વધારે ઓછા છે. ગુજરાતમાં ઇતિહાસરસ જ નથી. એકાદ જદુનાથ સરકાર પણ અહિં પાક્યો હોત, તો ઠક્કુરો, પટેલો, લાલાભાઇઓ, દેસાઇઓ અને મણીલાલોને તેવા એક ગુલાબની આસપાસ ગોપાઇ રહેલા કંટકો સમજી અમે તેમને ગણકાર્યા પણ ન હોત. પણ આ તો ગુજરાતને માથે એક કાયમની કાલિમા દીધી છે જે ધોવાને માટે અમારા હિન્દુ મિત્રોને ફરી પડી હોય એમ લાગતું નથી. અહિં શાસ્ત્રીય ઐતિહાસિક સેવા કરનાર વિદ્વાન કોઇ નથી અને ઐતિહાસિક ઢોંગ ધાલનારા ધાંધલીઆઓ ઘણા છે......" ઇત્યાદિ શબ્દો લખીને એક પ્રકારનું અભિમાન દર્શાવ્યું છે તે જદુનાથ સરકાર મહાશયે પોતાના લખેલા ઔરંગઝેબના ઇતિહાસના ત્રીજા વોલ્યુમના પૃષ્ઠ ૩૧૦–૨૦ માં બાદશાહ ઔરંગઝેબનું એક ફર્માન ઈ. સ. ૧૬૬૬ માં આજથી ઠીક વર્ષ પૂર્વે પ્રકટ કરેલું છે તેમાં કેટલીક તફાવત દેખાય છે તેનું કારણ શું છે તેમજ જદુનાથ સરકારે એ બનારસ-ફર્માન સાથે હિન્દુઓનાં દેવમંદિરો તથા દેવમૂર્તિઓને તોડી નાખવા માટેનાં જે બીજા ફર્માનો ઔરંગઝેબે કાઢયાં હતાં તે ફર્માનો વિસ્તારપૂર્વક ( પૃષ્ઠ ૩૧૯ થી ૩૨૪ સુધીનાં ૭ પૃષ્ઠોમાં ) આપેલાં હોવા છતાં તે ફર્માનોનાં ભાષાંતરો પણ આપ સાહેબે પ્રકટિત શામાટે નથી કર્યા ! જેમાં એ ફર્માનો પ્રકાશિત કરવામાં છે તે પરિશિષ્ટ ૫ માનું શીર્ષક જ જદુનાથે "ઔરંગઝેબના હુકમથી દેવમંદિરોનો વિનાશ" ("Temple Distruction

by Aurangzrib." ) રાખ્યું છે, છતાં આપ સાહબે એ પરિશિષ્ટને સર્વથા વિસારી કેમ દીધું છે વારૂ? જો આપ પોતે ફારસી તથા અંગ્રેજી ભાષા ન જાણતા હો, તો આપ સાહબને એ ફર્માનનું સત્ય સ્વરૂપ દર્શાવવામાટે અમો એ ફર્માનનો અંગ્રેજી અનુવાદ મહાશય જદુનાથના ગ્રંથમાં પ્રકાશિત થયેલો છે તે યથાર્થ સ્વરૂપમાં પ્રકટ કરીએ છીએ અને તેનો વાસ્તવિક ગુજરાતી અનુવાદ પણ તેની સાથે આપીએ છીએ; માત્ર એટલું જ નહિ, પણ ઔરંગઝેબ બાદશાહનાં બીજાં ફર્માનો પણ રજૂ કરીએ છીએ કે જેથા આપ સાહબથી ઔરંગઝેબે હિન્દુઓને આપેલી મૂર્તિપૂજાની છૂટ તથા ઔરંગઝેબે કરેલા મૂર્તિમંદિરોના રક્ષણની તેમ જ "દીન" ના તંત્રી મહાશયથી ઔરંગઝેબની ઉદારતાની યથાર્થ તથા વાસ્તવિક કલ્પના કરી શકાય. એ ફર્માન આ પ્રમાણે છેઃ–

"It has been decided according to our Canon Law that long-standing temples should not be demolished, but no new temple allowed to be built...information has reached our Court that certain persons have harrassed the Hindus resident in Benares and its environs and certain Brahmans who have the right of holding charge of the ancient temples there, and that they further desire to remove these Brahmans from their ancient office. Therefore our royal Command is that you should direct that in future no per-

son shall in unlawful ways interfere with or disturb the Brahmans and other Hindus resident in those places."—Aurangzib's *'Benares Farman'* addressed to Abul Hassan, dated 24 th Feb. 1659, granted through the mediation of Prince Muhammad Sultan J. A. S. B. 1911, P. 689, with many mistakes, notably about the date, which I have corrected from a photograph of the *Farman.*"

આ મનનો ગુજરાતી ભાષામાં જે વાસ્તવિક અનુવાદ થાય છે તે આ છે:—

"આપણી શરીયત પ્રમાણે એ વાતનો નિર્ણય થઈ ગયો છે કે દીર્ઘકાળથી જે દેવમંદિરો અસ્તિત્વ ધરાવતાં હોય તે દેવમંદિરોનો નાશ ન કરવો; પરંતુ નવીન દેવમંદિરને નિર્માણ કરવાની આજ્ઞા ન આપવી. અમારા દરબારમાં એવા સમાચાર આવ્યા છે કે કાશી અને તેની આસપાસનાં સ્થાનોમાં વસતા હિન્દુઓ તેમ જ જેઓ પુરાતન દેવમંદિરોને પોતાના હસ્તમાં રાખવાનો સંપૂર્ણ અધિકાર ધરાવે છે તે બ્રાહ્મણોને કેટલાક મુસલમાન રાજકર્મચારીઓએ ત્રાસ આપેલો છે; માત્ર એટલું જ નહિ, પણ તે મુસલમાન અધિકારીઓ તે બ્રાહ્મણોને તેમના પુરાતન અધિકારથી વંચિત કરી નાખવાની ઇચ્છા પણ ધરાવે છે. આ કારણથી અમારું શાહી ફર્માન એ છે કે 'ભવિષ્યમાં કોઈ પણ મુસલમાન અધિકારીએ ન્યાયથી વિરુદ્ધ વર્તીને તે સ્થાનોમાં વસતા બ્રાહ્મણો તથા અન્યાન્ય હિન્દુઓના એ ધાર્મિક

ઉપાસનાના કાર્યમાં કોઇ પણ પ્રકારનો હસ્તાક્ષેપ ન કરવો અને તેમને ત્રાસ ન આપવો એમ તમારે તેમને જણાવી દેવું."

'ઈન્સાફ' માં ઔરંગઝેબનું ફર્માન પ્રકટ થયું છે તેમાં અને આમાં કેટલો તફાવત છે તે તુલના દ્વારા તરત જણાઇ આવે તેમ છે એટલે એના અધિક વિવેચનની આવશ્યકતા નથી.કદાચિત્ તે ફર્માનખોટું હોય તો પ્રભુ જાણે; પરંતુ કેટલોક ભાગ મળતો આવે છે એટલે એ બે ફર્માનો એક બીજાથી સર્વથા ભિન્ન તથા સ્વતંત્ર હોય એમ પણ સામાન્ય દૃષ્ટિથી નથી માની શકાતું.

હવે આપણે ઔરંગઝેબ બાદશાહનાં દેવમંદિરોના વિનાશ તથા મૂર્તિઓના ભંજનના સંબંધમાં કાઢેલાં અન્ય ફર્માનોનું અવલોકન કરીશું.

જે વેળાયે ઔરંગઝેબ હજી તખ્તનશીન—સિંહાસનારૂઢ —થયો ન હોતો, તે વેળાયે તેણે જે એક ફર્માન કાઢયું હતું તે આ પ્રમાણે છેઃ—

"ચિન્તામણિનું મંદિર કે જે સરસપુરના અત્યંત નિકટમાં આવેલું હતું અને જેનો બંધાવનાર સીતાદાસ ઝવેરી હતો તે મંદિરને ઇ. સ. ૧૬૪૫ માં શાહજાદા ઔરંગઝેબની આજ્ઞાથી મસ્જિદના સ્વરૂપમાં ફેરવી નાખવામાં આવ્યું હતું અને તે મસ્જિદનું નામ 'કુવ્વતુલ ઇસ્લામ' (ઈસ્લામની શક્તિ) રાખવામાં આવ્યું હતું." ('મીરાતે અહમદી' પૃષ્ઠ ૨૩૨) 'Bombay Gazetteer'

* 'મીરાતે અહમદી' ગુજરાતનો ઇતિહાસ છે, તેનો ગુજરાતી ભાષામાં અનુવાદ કરાવીને "પોલિટિકલ ઓબ્ઝર્વર" નામક મુસ્લિમ સાપ્તાહિક પત્રના સંચાલક પઠાણ નિઝામખાન નૂરખાન વકીલે છપાવી પ્રકટ કર્યો છે તેમાં પણ આ વાર્તા સ્વીકારાયલી છે અને તે આ પ્રમાણેઃ "તથા એ જ શાહજાદાની સુબેદારીના વખતમાં સીતાદાસ ઝવેરીનાં બાંધેલા સરસપુર

(ગ્રંથ ૧ લો, ભાગ ૧ લો, પૃષ્ઠ ૨૮૦) માં એટલો વિશેષ ઉલ્લેખ કરાયલો છે કે: "તેણે–ઔરંગઝેબે–એ દેવમંદિરમાં એક ગાયનો પણ વધ કર્યો હતો; પરંતુ બાદશાહ શાહજહાને એ મંદિર હિન્દુઓને પાછું સોંપી દેવાનો હુકમ ફર્માવ્યો હતો."

ઔરંગઝેબનું બાદશાહ થવા પછીનું ગુજરાતના સંબંધમાં બીજું ફર્માન આ છેઃ—

"મારી તખ્તનશીની પૂર્વે ગુજરાતનાં અહમદાબાદ—અમદાવાદ-શહર તથા બીજા પ્રગણાંઓમાં મારી આજ્ઞાથી અનેક દેવમંદિરોનો નાશ કરી નાખવામાં આવ્યો હતો; પરંતુ તે દેવમંદિરોની પાછી મરમ્મત કરવામાં આવી છે અને મૂર્તિપૂજાના વ્યાપારને પાછો ચાલૂ કરી દેવામાં આવ્યો છે એટલામાટે મારું એ ફર્માન છે કે મારા આગળના ફર્માનની તામીલ કરો. ( એટલે કે, તે દેવમંદિરોને તોડી નાખો, મૂર્તિપૂજાને અટકાવી દો.) આ ફર્માન તા. ૨૦મી નવેમ્બર ૧૬૬૫ ને દિવસે કાઢવામાં આવ્યું હતું. ('મીરાતે અહમદી' પૃષ્ઠ ૨૭૫.)×

---

પારસના ચિંતામણનાં મંદિરને પ્રતિમાઓ દૂર કરી મસ્જીદથી બદલવામાં આવ્યું, અને તેનું નામ કુવ્વતુલ ઇસ્લામ આપ્યું." પૃષ્ઠ ૨૨૬—૨૨૭ (ભાગ ૧ લો.)

× "મીરાતે અહમદી'ના ગુજરાતી અનુવાદમાં આ ફર્માનનો આ શબ્દોમાં સ્વીકાર કરાયલો છેઃ "અહમદાબાદ તથા બીજા પરગણાંઓમાં, શ્રીમંત બાદશાહની તખ્તનશિનીના શાહ્યાભિષેક પહેલાં બાદશાહી હુકમથી મંદીરો તોડી નાખવામાં આવ્યાં હતાં. છતાં પણ ફરીથી તે મંદીરોની મરામત કરી પાછી મૂર્તિપૂજા ચાલુ કરી દીધી છે માટે તે વિષે કરેલાં ફરમાનના તખાણ પ્રમાણે અમલ કરવો." પૃષ્ઠ ૨૭૭, (ભાગ ૧ લો) અહીં મિ બહામાં

"ઔરંગાબાદ પાસે આવેલું સત્તારહ નામક ગ્રામ મારૂં શિકાર કરવાનું સ્થાન–શિકારગાહ–હતું. એ સ્થાનમાં એક ડુંગરની ચોટીપર એક દેવમંદિર હતું. અને તેમાં ખંડેરાય–ખંડોબા–ની મૂર્તિ બિરાજતી. ખુદાતાલાની મેહરબાનીથી મેં તેનો નાશ કર્યો અને મંદિરની નાચનારીઓ (મુરલીઓ) ને તેમના લજ્જાસ્પદ વ્યવસાયમાં આગળ વધતી અટકાવી દીધી." 'કલીમાતે તયબાત'* ઔરંગઝેબે બેદારબખ્ત પર લખેલું પત્ર. ૭ બી.)

"સોમનાથનું મંદિર મારી રાજસત્તાના આરંભકાળમાં નષ્ટ કરી નાખવામાં આવ્યું હતું અને ત્યાંની મૂર્તિપૂજાનો

---

રાખવાનું છે કે જદુનાથ સરકાર મહાશયે 'મીરાતે અહમદી'ના જે પૃષ્ઠાંક આપ્યા છે તે 'મીરાતે અહમદી'ના અંગ્રેજી અનુવાદગ્રંથના પૃષ્ઠાંક છે એટલે ગુજરાતી અનુવાદગ્રંથના પૃષ્ઠાંક અહીં ભિન્ન આપવામાં આવ્યા છે.

* ઔરંગઝેબનાં પત્રોના ભિન્ન ભિન્ન ત્રણ સંગ્રહો અસ્તિત્વ ધરાવે છે. એમાંનો પ્રથમ સંગ્રહ 'રુકકાતે આલમગીરી' તથા 'કલીમાતે તયબાત' એવી રીતે બે નામોથી ઓળખાય છે અને તેનો સંગ્રહકર્તા ઈનાયતુલ્લાહ નામક એક મુસલમાન ઔરંગઝેબનો મુખ્ય મંત્રી હતો. બીજા સંગ્રહનું નામ 'રકાઈમે કરાઈમ' છે અને તેનો સંગ્રાહક અબ્દુલકરીમ અમીરખાન છે કે જે ઔરંગઝેબના એક બીજા મંત્રીનો પુત્ર હતો અને ત્રીજા સંગ્રહનું નામ 'દસ્તૂર-ઉલ-અમલ અગાહી' અને એનો સંગ્રહકર્તા રાજા અયામલનો એક વિદ્વાન સેવક છે કે જેણે રાજા અયામલની આજ્ઞાથી આડત્રીસ વર્ષનો પરિશ્રમ વેઠીને એ પત્રોનો સંગ્રહ કર્યો હતો. એ સર્વ પત્રોમાં તારીખ, માસ તથા વર્ષ આદિ છે જ નહિ, તો પણ શાહ ઔરંગઝેબે જ્યારે તે દક્ષિણના યુદ્ધમાં પ્રવૃત્ત હતો તે સમયમાં–ઇ. સ. ૧૯૮૩ થી ૧૭૦૭ સુધીમાં એ પત્રો લખેલાં હોવાં જોઇએ એવું અનેક કારણોથી અનુમા કરી ય છે

અંત કરી નાખવામાં આવ્યો હતો. હવે અત્યારે ત્યાં શી પરિસ્થિતિ છે એ અમો નથી જાણતા. જો તે સ્થાનમાં મૂર્તિપૂજકો—એટલે કે હિન્દુઓ—એ પુનરપિ મૂર્તિપૂજાનો આરંભ કરી દીધો હોય, તો હવે ત્યાંના દેવમંદિરનો એવા સ્વરૂપમાં નાશ કરી નાખો કે તે ઇમારતની જરા પણ નિશાની બાકી ન રહે અને ત્યાંથી મૂર્તિપૂજક હિન્દુઓને કાઢી મૂકો." ઔરંગઝેબનું તેના રાજ્યકાળના અંતિમ દિવસોમાં લખાયલું પત્ર. અખબાર ૧૦ અ. 'મીરાતે અહમદી' પૃષ્ઠ ૩૭૨.)*

"ઈ. સ. ૧૬૬૧ ના ડિસેમ્બર માસની ૧૯ મી તારીખે જે નગરને તેનો રાજા તથા તેની પ્રજા ત્યાગીને ચાલ્યા ગયા હતા તે કુચબિહાર નામક નગરમાં મીર જુમલાએ પ્રવેશ કર્યો અને સૈયદ મુહમ્મદ સાદિકને એવી સૂચના સહિત ત્યાંનો મુખ્ય ન્યાયાધીશ નીમ્યો કે 'તમારે હિન્દુઓનાં સર્વ દેવાલયોને તોડી નાખવાં અને તે દેવાલયોનાં સ્થાનોમાં મસ્જિદો ચણાવી દેવી. સેનાપતિએ પોતે પોતાના પરશુવડે નારાયણની મૂર્તિને તોડી નાખી." સ્ટુવર્ટ—Stewart કૃત" બંગાલ.'

"જ્યારે એ વાર્તા શહનશાહ—ઔરંગઝેબ ના જાણવામાં આવી કે મથુરાના કેશવરાયજીના મંદિરમાં શાહજાદા દારા શિકોહનો બંધાવી આપેલો પત્થરનો એક કઠેડો છે એટલે તેણે એમ કહ્યું કે: 'આપણા ઇસ્લામ ધર્મ અનુસાર કોઈ દેવમંદિર પ્રતિ દૃષ્ટિપાત કરવો એ પણ એક

* સોમનાથના મંદિર તથા સોમનાથની મૂર્તિ—શિવલિંગનો—મહમૂદશાહ ગજનવી પ્રમાણે ઔરંગઝેબે પણ બીજી વાર નાશ કર્યો હતો તેનું આ જ્વલન્ત પ્રમાણ છે.

મહાપાપ છે અને દારા. શિકોહે તો દેવમંદિરને પથ્થરનો એક કઠેડો ભેટ તરીકે બંધાવી આપ્યો છે ! આ કાર્ય મુસલમાનોની શોભાને વધારનારૂં ન હોવાથી એ કઠેડાને કાઢી નખાવો. આ ફર્માનથી (મથુરાના તે સમયના ફોજદાર ) અબ્દુન્નબીએ તે કઠેડાને તે મંદિરમાંથી કઢાવી નાખ્યો. " 'અખબારાત' ૯ મું વર્ષ, શીટ ૭. ( ૧૪ મી ઑક્ટોબર ૧૬૬૬. )

તા. ૯ મી એપ્રિલ ૧૬૬૯ " શાહનશાહે—ઔરંગઝેબે—સર્વ પ્રાંતોના સૂબેદારોને કાફિરો—હિન્દુઓ—ની શાળાઓ તથા કાફિરોનાં દેવમંદિરોને નષ્ટ કરી નાખવાનો હુકમ ફર્માવ્યો અને હિન્દુઓના શિક્ષણ તથા ધાર્મિક વિધિઓને સર્વ પ્રકારે બંધ કરી દેવાનું ફર્માન સંભળાવ્યું " માસીરે આલમગીરી, પૃષ્ઠ ૮૧. (જ્યારે ડિ. શાફ ઇ. સ. ૧૭૮૦ માં હુગલીમાં હતો તે વેળાયે તેણે આ શાહી ફર્માન સાંભળ્યું હતું એવો ઓર્મીએ પોતાના ગ્રંથના ૨૫૦ મા પૃષ્ઠમાં ઉલ્લેખ કરેલો છે. )

મે, ૧૬૬૯. " સાલેહ બહાદુર ગદાધરને મલારનાનાં દેવમંદિરોને તોડી નાખવામાટે મોકલવામાં આવ્યો હતો. " ' માસીરે આલમગીરી ' પૃષ્ઠ ૮૪.

તા. ૨ જી સપ્ટેમ્બર " દરબારમાં એવા સમાચાર આવ્યા કે બાદશાહ સલામતના ફર્માન પ્રમાણે તેના અફસરોએ કાશીમાંના કાશીવિશ્વનાથના મંદિરનો નાશ કરી નાખ્યો હતો. " માસીરે આલમગીરી, પૃષ્ઠ ૮૮.

જાન્યુઆરી, ૧૬૭૦. ' આ રમજાન માસમાં ધર્મપ્રાણ શાહનશાહે મથુરાના ' કેશવરાયના દેહરા ' ના નામથી

ઓળખાતા દેવમંદિરના નાશનો હુકમ ફરમાવ્યો અને અલ્પ સમયમાં જ શહનશાહના અફસરોએ તે હુકમની તામીલ કરી બતાવી. નાણાંની મોટી રકમ ખર્ચીને તે તોડી નાખેલા મંદિરના સ્થાનમાં એક વિશાળ મસ્જિદ ચણાવવામાં આવી. એ દેવમંદિર વીરસિંહ દેવ બુન્દેલાએ રૂપિયા તેત્રીસ લાખ ખર્ચીને બંધાવ્યું હતું. મહાન્ ધર્મ ઇસ્લામના પરવરદિગારની મેહરબાનીનું જ એ પરિણામ છે. આ કુફ્ર તથા કલહના વિનાશક બાદશાહની કલ્યાણકારિણી હુકૂમતમાં આવું એક અશક્ય તથા અદ્ભુત કાર્ય પણ નિર્વિઘ્ન સમાપ્ત થઈ ગયું છે. શહનશાહના પોતાના ખુદામાંના મજબૂત ઈમાનની આ ઘટનાને જોઈને (હિંદુ) રાજાઓ ગભરાઈ ગયા અને આશ્ચર્યસ્તંભિત થઈને પાષાણની પ્રતિમાઓ પ્રમાણે મૂક થઈને દીવાલોને જોતા ઊભા રહ્યા. મંદિરમાં જે નાની તથા મોટી રત્નજડિત મૂર્તિઓની પ્રતિષ્ઠા કરવામાં આવી હતી તે સર્વ મૂર્તિઓને આગ્રામાં લાવવામાં આવી હતી અને તેમને જહાનઆરાની મસ્જિદના પગથિયાં તળે એવા આશયથી દાટવામાં આવી હતી કે તેઓ મુસલ્માનોનાં ચરણો તળે નિરંતર ચગદાતી રહે.', 'માસીરે આલમગીરી,' પૃષ્ઠ ૯૫—૯૬.

તા. ૭ મી એપ્રિલ ૧૬૦૭. "માલવાથી એવા સમાચાર આવ્યા કે વઝીરખાને ગદાબેગ નામક એક ગુલામને ૪૦૦ ફોજી સિપાહીઓ સહિત ઉજ્જેનની આસપાસનાં સર્વ દેવમંદિરોને તોડી નાખવામાટે મોકલ્યો હતો...એક રાવતે તેમને દેવમંદિરોને તોડતા અટકાવ્યા હતા અને ગદાબેગને તેના ૧૨૧ સિપાહીઓ સહિત રેંસી નાખ્યો હતો." અખબારાત. ૧૩ મું વર્ષ, શીટ ૧૭.

"સર્વ થાણાઓના—ઓરીસાની સરહદના કટકથી આરંજીને મેદિનીપુર સુધીનાં સર્વ થાણાંઓના ફોજદારો તથા મુતસદ્દીઓ તેમ જ જાગીરદારોનાં મુખ્તારો તથા અમલા આદિ ઉપર આ પ્રમાણેનું એક ફર્માન મોકલવામાં આવ્યું હતું:—' શાહી ખંજાન્ચી અસદખાને શેહનશાહ સલામતના હુકમથી જે એક રુક્કો–પત્ર–લખેલો છે તેનો મતલબ એવો છે કેઃ ઓરીસા પ્રાંતનાં સંબંધમાં શહનશાહ સલામતને જે સંવાદપત્રો મળ્યાં છે તેમના યોગે તેમના જાણવામાં આવ્યું છે કે મેદિનીપુર તાબાના તિલકુટી નામક ગામમાં એક નવીન દેવમંદિર ચણાવવામાં આવ્યું છે અને તેટલામાટે શેહનશાહ સલામતે તે નવીન બંધાયલા તેમ જ આ પ્રાંતમાં બેખદામની કીમતના કાફિરોએ કોઇ પણ સ્થાનમ બંધાવેલાં અન્ય સર્વ દેવાલયોના નાશ માટેનું સખ્ત ફર્માન બહાર પાડેલું છે. આ કારણથી તમોને સખ્ત તાકીદ સાથે ફર્માવવામાં આવે છે કે આ રુક્કો તમોને મળતાંની સાથે તમારે ઉપર જણાવેલાં સર્વ દેવમંદિરોનો નાશ કરી નાખવો. જે મૂર્તિમંદિર છેલ્લાં દશ અથવા બાર વર્ષના સમયમાં બંધાયલું હોય તેવા ઈંટો અથવા માટીના બંધાવેલા પ્રત્યેક મૂર્તિમંદિર—બુતખાના—નો કોઇ પણ પ્રકારના–પળમાત્રના-વિલંબ વિના તત્કાળ નાશ થવો જ જોઇએ. એની સાથે એ તાકીદ પણ તમોને આપવામાં આવે છે કે ધુંદાયલા હિન્દુઓ એટલે કે નિન્દ્ય કાફિરોને તેમનાં જૂનાં દેવમંદિરોની મરમ્મત કરવાની પરવાનગી પણ તમારે ન આપવી. દેવમંદિરોના નાશની નોંધ તમારે કાજીઓની મોહર તથા પવિત્ર શેખોની સાક્ષી સાથે દરબારમાં મોકલી આપવી." મુરક્કતે અબુલ હસન,' ( આ ગ્રંથ ઇ. સ. ૧૬૭૦ માં સમાપ્ત કરવામાં આવ્યો હતો ) પત્ર ૨૦૨

"દરેક પ્રગણામાંથી અફસરો હુજૂરના એવા ફર્માન સાથે આવેલા છે કે 'દેવમંદિરોનો નાશ કરી નાખો.'" ઢાકા જિલ્લાના ધર્મરાય નામક ગામના 'યશોમાધવ' નામક મંદિરમાં સુરક્ષિત રખાયલું અને મહાશય જે. એમ. રાયકૃત બંગાલી ભાષામાં લખાયલા 'ઢાકાર ઇતિહાસ' નામક ગ્રંથમાં મુદ્રિત થયેલું ઇ. સ. ૧૬૭૨ ના જૂન માસની ૨૭ મી તારીખે લખાયલું પત્ર. 'ઢાકાર ઇતિહાસ' પૃષ્ઠ ૩૮૯, (ભાગ ૧ લો).

"દારાબખાનને બલાઢ્ય સૈન્ય સહિત ખંડેલાના રાજપૂતોને શિક્ષા આપવામાટે તથા ખંડેલાના મોટા દેવમંદિરનો નાશ કરી નાખવામાટે મોકલવામાં આવ્યો હતો. (માસીરે આલમગીરી, પૃષ્ઠ ૧૭૧). તેણે–દારાબખાને–તે સ્થાન પર ઇસ્વીસન ૧૬૭૯ ના માર્ચ માસની ૮મી તારીખે આક્રમણ કર્યું અને ખંડેલા તથા સાનુલાનાં દેવમંદિરો તેમ જ આસપાસનાં અન્ય દેવાલયોને પણ તોડી પાડ્યાં." ('માસીરે આલમગીરી,' પૃષ્ઠ ૧૭૩).

"તા. ૨૫ મી મે ૧૬૭૯ ખાન જહાન બહાદુર જોધપુરથી ત્યાંનાં દેવમંદિરોને તોડીને અને દેવમૂર્તિઓનાં ભરેલાં કેટલાંક ગાડાં પોતાની સાથે લઇને પાછો આવી લાગ્યો. શહનશાહે એવો હુકમ ફર્માવ્યો કે 'એ સર્વ મૂર્તિઓને–કે જે મૂર્તિઓ બહુધા સુવર્ણ, ચાંદી, પીતળ, ત્રાંબા તથા પત્થરની હતી અને રત્નજડિત હતી તેમને–દરબારના ચૌકમાં તેમ જ જુમ્મામસ્જિદનાં પગથિયાં તળે નખાવી દો કે જેથી તે મુસલ્માનોનાં ચરણો તળે હમેશાં ચગદાતી રહે.' ('માસીરે આલમગીરી' પૃષ્ઠ ૧૭૫)

"જાન્યુઆરી ૧૬૮૦. ઉદયપુરના મહારાણાના રાજમહાલયના અગ્રભાગમાંનું બૃહદ્ દેવમંદિર કે જેની તે સમયની આશ્ચર્યકારક ઇમારતોમાંની એક ઇમારત તરીકે ગણના કરવામાં આવતી હતી અને જેને ચણાવતાં કાફિરોને ઘણા પૈસા ખર્ચવા પડ્યા હતા તે દેવમંદિરનો નાશ કરવામાં આવ્યો હતો અને તેમાંની દેવમૂર્તિઓને તોડી નાખવામાં આવી હતી." ('માસીરે આલમગીરી;' પૃષ્ઠ ૧૮૬.) "જાન્યુઆરીની ૨૪ મી તારીખે શહનશાહ સલામત ઉદયસાગરની શોભાનું અવલોકન કરવાને પધાર્યા હતા અને ઉદયસાગરના તીરપ્રાંતમાંનાં ત્રણ દેવમંદિરોને ધરાશાયી કરી નાખવાનો હુકમ ફર્માવ્યો હતો." ('માસીરે આલમગીરી,' પૃષ્ઠ ૧૮૮.) જાન્યુઆરીની ૨૯ મી તારીખે હુસનઅલીખાને એવા સમાચાર મોકલાવ્યા કે ઉદયપુરની આસપાસનાં ૧૭૨ બીજાં દેવાલયો તોડી પાડવામાં આવ્યાં હતાં. ('માસીરે આલમગીરી,' પૃષ્ઠ ૧૮૯.) "ફેબ્રુઆરીની ૨૨ મી તારીખે શહનશાહ સલામત ચિત્તોડ જોવામાટે પધાર્યા હતા અને ત્યાં તેમની આજ્ઞાથી ૬૩ દેવાલયોનો નાશ કરી નાખવામાં આવ્યો હતો. (માસીરે આલમગીરી,' પૃષ્ઠ ૧૮૯.)

"તા. ૧૦ મી ઑગસ્ટ ૧૬૮૦. અબુ તૂરાબ દરબારમાં પાછો આવ્યો અને તેણે સમાચાર આપ્યા કે અંબરમાં તેણે ૬૬ દેવમંદિરોને ધરાશાયી કરી નાખ્યાં હતાં." (માસીરે આલમગીરી,' પૃષ્ઠ ૧૯૪.) તા. ૧૧ મી ઑગસ્ટ ૧૬૮૦. પશ્ચિમ મેવાડમાં આવેલા સોમેશ્વરના મંદિરને નષ્ટ કરી નાખવાનો હુકમ શહનશાહે ફર્માવ્યો. (અહ્કામે આલમગીરી" ૨૮૭ અ. અને ૨૯૦ અ.)

"સપ્ટેમ્બર ૧૬૮૭ ગોવળકોંડાને અધિકૃત કરી લીધા

"દરેક પ્રગણામાંથી અફસરો હુજૂરના એવા ફર્માન સાથે આવેલા છે કે 'દેવમંદિરોનો નાશ કરી નાખો.' ધાકા જિલ્લાના ધર્મરાય નામક ગામના 'યશોમાધવ' નામક મંદિરમાં સુરક્ષિત રખાયલું અને મહાશય જે. એમ. રાયકૃત બંગાલી ભાષામાં લખાયલા 'ધાકાર ઇતિહાસ' નામક ગ્રંથમાં મુદ્રિત થયેલું ઇ. સ. ૧૬૭૨ ના જૂન માસની ૨૭ મી તારીખે લખાયલું પત્ર. 'ધાકાર ઇતિહાસ' પૃષ્ઠ ૩૮૯, (ભાગ ૧ લો).

"દારાબખાનને બલાઢ્ય સૈન્ય સહિત ખંડેલાના રાજપૂતોને શિક્ષા આપવામાટે તથા ખંડેલાનાં મોટા દેવમંદિરનો નાશ કરી નાખવામાટે મોકલવામાં આવ્યો હતો. (માસીરે આલમગીરી, પૃષ્ઠ ૧૭૧), તેણે–દારાબખાને–તે સ્થાન પર ઇસ્વીસન ૧૬૭૯ ના માર્ચ માસની ૮મી તારીખે આક્રમણ કર્યું અને ખંડેલા તથા સાનુલાનાં દેવમંદિરો તેમ જ આસપાસનાં અન્ય દેવાલયોને પણ તોડી પાડયાં." ('માસીરે આલમગીરી,' પૃષ્ઠ ૧૭૩).

"તા. ૨૫ મી મે ૧૬૭૯ ખાન જહાન બહાદુર જોધપુરથી ત્યાંનાં દેવમંદિરોને તોડીને અને દેવમૂર્તિઓનાં ભરેલાં કેટલાંક ગાડાં પોતાની સાથે લઇને પાછો આવી લાગ્યો. શહનશાહે એવો હુકમ ફર્માવ્યો કે 'એ સર્વ મૂર્તિઓને–કે જે મૂર્તિઓ બહુધા સુવર્ણ, ચાંદી, પીતળ, ત્રાંબા તથા પત્થરની હતી અને રત્નજડિત હતી તેમને–દરબારના ચૌકમાં તેમ જ જુમ્મામસ્જિદનાં પગથિયાં તળે નખાવી દો કે જેથી તે મુસલમાનોનાં ચરણો તળે હમેશા ચગદાતી રહે.' ('માસીરે આલમગીરી' પૃષ્ઠ ૧૭૫)

. . " જાન્યુઆરી ૧૬૮૦. ઉદયપુરના મહારાણાના રાજમહાલયના અગ્રભાગમાંનું બૃહદ્ દેવમંદિર કે જેની તે સમયની આશ્ચર્યકારક ઇમારતોમાંની એક ઇમારત તરીકે ગણના કરવામાં આવતી હતી અને જેને ચણાવતાં કાફિરોને ઘણા પૈસા ખર્ચવા પડયા હતા તે દેવમંદિરનો નાશ કરવામાં આવ્યો હતો અને તેમાંની દેવમૂર્તિઓને તોડી નાખવામાં આવી હતી." ('માસીરે આલમગીરી;' પૃષ્ઠ ૧૮૬.) " જાન્યુઆરીની ૨૪ મી તારીખે શહનશાહ સલામત ઉદયસાગરની શોભાનું અવલોકન કરવાને પધાર્યા હતા અને ઉદયસાગરના તીરપ્રાંતમાંનાં ત્રણ દેવમંદિરોને ધરાશાયી કરી નાખવાનો હુકમ ફર્માવ્યો હતો." ('માસીરે આલમગીરી,' પૃષ્ઠ ૧૮૮.) જાન્યુઆરીની ૨૯ મી તારીખે હુસનઅલીખાને એવા સમાચાર મોકલાવ્યા કે ઉદયપુરની આસપાસનાં ૧૭૨ બીજાં દેવાલયો તોડી પાડવામાં આવ્યાં હતાં. ( ' માસીરે આલમગીરી,' પૃષ્ઠ ૧૮૯.) " ફેબ્રુઆરીની ૨૨ મી તારીખે શહનશાહ સલામત ચિત્તોડ જોવામાટે પધાર્યા હતા અને ત્યાં તેમની આજ્ઞાથી ૬૩ દેવાલયોનો નાશ કરી નાખવામાં આવ્યો હતો. ( માસીરે આલમગીરી,' પૃષ્ઠ ૧૮૯.)

" તા. ૧૦ મી ઑગસ્ટ ૧૬૮૦. અબુ તુરાબ દરબારમાં પાછો આવ્યો અને તેણે સમાચાર આપ્યા કે અંબરમાં તેણે ૬૬ દેવમંદિરોને ધરાશાયી કરી નાખ્યાં હતાં." ( માસીરે આલમગીરી,' પૃષ્ઠ ૧૯૪.) તા. ૧૧ મી ઑગસ્ટ ૧૬૮૦. પશ્ચિમ મેવાડમાં આવેલા સોમેશ્વરના મંદિરને નષ્ટ કરી નાખવાનો હુકમ શહનશાહે ફર્માવ્યો. (અહકામે આલમગીરી" ૨૮૭ અ. અને ૨૯૦ અ.)

" સપ્ટેમ્બર ૧૬૮૭ ગોવળકોંડાને અધિકૃત કરી લીધા

પછી શહનશાહે અબ્દુર્રહીમખાનને એવી આજ્ઞાઓ સહિત ગોવળકોંડા નગરનો અધિકારી નીમ્યો હતો કે: "તમારે કાફિરો—હિન્દુઓ—ના ધર્મવિધિઓને અટકાવી દેવા, તેમનાં નવાં દેવમંદિરોને નિર્માણ થવા ન દેવાં, જે જૂનાં દેવમંદિરો હોય તેમનો નાશ કરી નાખવો અને તે દેવમંદિરોનાં સ્થાનોમાં મસ્જિદો બંધાવી દેવી." (ખફીખાન, દ્વિતીય પુસ્તક પૃષ્ઠ ૩૫૮–૩૫૯.)

"ઈ. સ. ૧૬૯૮ નો મધ્યકાલ. હમીદુદ્દીન ખાન બહાદુર કે જેને બીજાપુરનાં દેવમંદિરોના નાશનું તથા તે દેવમંદિરોનાં સ્થલોમાં મસ્જિદો બંધાવવાનું કાર્ય સોંપવામાં આવ્યું હતું તે પોતાને સોંપાયેલા કાર્યની સમાપ્તિ કરીને દરબારમાં પાછો આવ્યો હતો અને શહનશાહ સલામતે તેની અતિશય પ્રશંસા—તારીફ—કરી હતી." ('માસીરે આલમગીરી,' પૃષ્ઠ ૩૯૬.)

"દેવાલય પોતાના સ્થાનને ત્યાગીને અન્યત્ર જવાની શક્તિ ધરાવતું ન હોવાથી કોઇ પણ દેવાલયનો કોઇ પણ વેળાયે આપણી ઇચ્છા અનુસાર નાશ કરી શકાય છે." ઔરંગજેબે ઝુલ્ફિકારખાન તથા મુગલખાનને લખેલું પત્ર.

"આ (મહારાષ્ટ્ર) દેશનાં ગૃહો અત્યંત દૃઢ છે અને તેમને કેવળ પાષાણ તથા લોહથી જ નિર્માણ કરવામાં આવ્યાં છે. અર્થાત્ મારી કૂચના સમયમાં માર્ગમાં કાફિરોનાં જે દેવમંદિરો જોવામાં આવે છે તેમને તોડી નાખવાની શક્તિ શાહી સિપાહીઓમાં ન હોવાથી તેમ જ તેમની પાસે વિશેષ સમય પણ ન હોવાથી દેવાલયોના વિનાશનું કાર્ય અમારાથી કરી શકાતું નથી: એટલામાટે તમો એક

પત્રો મુસલ્માન દરોગાને નીમી દ્યો કે જે પછીથી પૂરો અવકાશ લઇને દેવમંદિરોને તોડાવી નાખે અને તે દેવમંદિરોના પાયાઓને પણ ખોદાવી કાઢે." ઔરંગજેબે રૂહુલ્લાખાનને લખેલું પત્ર. 'કલીમાતે ઔરંગજેબ,' પૃષ્ઠ ૩૪. (રામપુરની હસ્તલિખિત પ્રત તેમ જ X. 35 a of I. O. L. Ms. 3301.)

'ઇન્સાફ' નામક મુસ્લિમ સાપ્તાહિક પત્રમાં જે ઔરંગજેબનું એક ફર્માન મહાઅભિમાનપૂર્વક પ્રકટ કરવામાં આવ્યું છે તે જ ઔરંગજેબ બાદશાહનાં આ સર્વ ફર્માનો જેની 'ઇન્સાફ' પત્રના માન્યવર તંત્રી અતિશય અભિમાનપૂર્વક એક ઉત્તમ ઇતિહાસવેત્તા અથવા ઇતિહાસ લેખક તરીકે પ્રશંસા કરી ચૂક્યા છે તે માન્યવર મહાશય જદુનાથ સરકારના ગ્રંથમાં જ પ્રકટ કરવામાં આવ્યાં છે, તો હવે 'ઇન્સાફ' પત્રના આલિમો ફાજિલ તંત્રી મહાશયને અમારી પણ એ જ પ્રાર્થના છે કે હવે તેઓ પણ આ સર્વ ફર્માનોને પ્રકટ કરવાની અને પોતાના મુન્સિફ મિજાજને વ્યક્ત કરી બતાવવાની ઉદારતા અવશ્ય દર્શાવે અને સાર પછી જ ઔરંગજેબના જે ફર્માનને તેમણે પ્રકટ કર્યું છે તે ફર્માનમાટે અભિમાન દર્શાવવાનું સાહસ કરે. ઔરંગજેબનાં આ સર્વ ફર્માનોને પોતાના પત્રમાં પ્રકટ કરવાનું જો 'ઇન્સાફ'ના મુન્સિફ તંત્રી મહાશય ઔદાર્ય દર્શાવશે, તો અમો તેમના આજન્મ ઋણી રહીશું અને તેમની ન્યાયપ્રિયતામાટે તેમને નિરંતર ધન્યવાદ આપતા રહીશું. પરંતુ તેઓ આવી ઉદારતા દર્શાવે એ વાર્તા અમાને તો શંકાસ્પદ ભાસે છે; કારણ કે, એક અન્ય મુસ્લિમ સાપ્તાહિક પત્રના તંત્રી મહાશયને—કે જેમણે ઔરંગજેબની

ઉદારતાને દર્શાવનારા ઉપર્યુક્ત ફર્માનને પોતાના પત્રમાં પ્રકટ કર્યું હતું, તેમને-મેં આ સર્વ ફર્માનો પ્રકટ કરવાની પ્રાર્થના કરી હતી, પરંતુ તેમણે એવું ઉત્તર આપ્યું હતું કેઃ 'એ સર્વ ફર્માનોને મૂળ ફારસી ગ્રંથો સાથે મેળવ્યા વિના અમારાથી પ્રકટ કરી શકાય તેમ નથી.' મેં કહ્યું કેઃ 'જે ફર્માનને તમોએ આરંગઝેબની ઉદારતા દર્શાવવામાટે પ્રકટ કર્યું છે તે ફર્માનને ફારસી ગ્રંથ સાથે સરખાવીને જ પ્રકટ કર્યું હતું કે કેમ? અને જો તે ફારસી ગ્રંથ તમારી પાસે હોય, તો કૃપા કરીને મને બતાવો.' લખવાની આવશ્યકતા નથી કે આનો જવાબ આપવાની તેમણે તકલીફ જ ન લીધી. આવો જ ખેલ કદાચિત્ 'ઇન્સાફ'ના તંત્રી પણ ખેલી જાય. તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી. અસ્તુઃ હવે આપણે ઔરંગઝેબના એક ધાર્મિક અત્યાચારનું તે ગ્રંથમાંથી પ્રમાણ લઇશું કે જે ગ્રંથ મર્હૂમ શેખ ગુલામમોહમ્મદ આબિદમીયાં સાહેબ તે જૂનાગઢ રાજ્યના મર્હૂમ નવાબ સાહબ નામદાર સર રસૂલખાનજી બાબી બહાદુર સી. એસ. આઇના તવારીખનવીસે આરંગઝેબના વકીલ તરીકે ઔરંગઝેબના બચાવમાટે જ લખેલો છે અને જે ગ્રંથનું નામ 'મીરાતે આલમગીરી' એટલે 'હિન્દુસ્તાનના શહનશાહ ઔરંગઝેબ આલમગીરના સમયનો ઇતિહાસ' રાખવામાં આવ્યું છે. એ ગ્રંથના બીજા ભાગના 'હિન્દુપ્રજા પ્રત્યે બાદશાહની વર્તણુક સંબંધી વિવેચન' શીર્ષક ૯ મા પ્રકરણમાં નીચે પ્રમાણે વિધાન કરવામાં આવ્યું છેઃ—

"હી. ૧૦૭૯ (ઇ. સ. ૧૬૬૮) માં બનારસ, મથુરા, મુલતાન વગેરે કેટલેક ઠેકાણે બાજણે મંદિરોમાં દરેક ધર્મનાં માણસોને કે જેમાં મુસલમાનો પણ સામેલ

કરવામાં આવ્યા હતા તેઓને હિન્દુ ધર્મ સંબંધી શિક્ષણ આપતા હતા. જ્યારે આલમગીરને આ બાબતની ખબર થઇ ત્યારે પ્રાંતિના સુબાઓને હુકમ કર્યો કે આવા બ્રાહ્મણોને આવાં કામથી અટકાવવા. પણ તેઓ અટક્યા નહિ અને લુચ્ચાઈ કરી ઉશ્કેરણી ચાલૂ રાખી. ખાસ કરીને બનારસના બ્રાહ્મણોએ વિરોધ દર્શાવી મંદિરોમાં શિક્ષણ આપવાનું ચાલુ રાખ્યું તેથી છેવટે ત્યાંનું મંદિર પાડી નાખવામાં આવ્યું. તેથી વધારે હરકત મથુરામાં તેમજ તેની આજુબાજુનાં મંદિરોમાં ઉશ્કેરણીને લીધે થઇ, એટલે સુધી કે ત્યાંનો ફોજદાર પણ માર્યો ગયો. ઉધુ નામે વેરાગી, લોકોને ઉશ્કેરણી કરતો પકડાયો. તેના બે ચેલા ત્યાંના કાઝી (ન્યાયાધિશ) પાસે પોતાના ગુરૂને છોડાવવા આવજા કરતા હતા. લાગ જોઇ તેમણે કાઝીને ખંજર મારી, મારી નાંખ્યો. એ ત્રણેને મોતની સજા થઇ. બાદશાહે હસનઅલીને ફોજ આપી બળવો સમાવવા મોકલ્યો. તેણે બળવો શાંત પાડી દીધો. ત્યાં પણ નવું બંધાવેલું મંદિર તોડી પાડવામાં આવ્યું.

"જ્યારે હિંદુઓ આટલે સુધી માથું ઉંચકે અને ફોજદાર જેવા (હાલના કલેક્ટર જેવા) મોટા અમલદાર તથા કાઝીને જીવથી મારી નાખે, ત્યારે આવા તોફાનીઓને તાબે કરવા માટે આલમગીર જેવો બાદશાહ જે સલાહ શાંતિ જાળવવા પોતાની તંદુરસ્તી તથા જીવની પણ દરકાર કરતો નહોતો અને સલાહશાંતિ માટે જેણે ભાઈઓને કતલ કરાવી તથા બાપને તથા દીકરા તથા ભત્રીજાઓને કેદમાં પૂરી મૂક્યા, તેવો બાદશાહ આવા તોફાનીઓનો ઇલાજ કર્યા વગર કેમ ચૂકે? માટે સમયાનુસાર સુલેહશાંતિની જાળવણી ખાતર એ બેઉ મન્દિરો તોડવા પડ્યાં. તે કારણો રાજદ્વારી હતાં.

ધર્મ સાથે તેમને કશો સંબંધ નહોતો. જો ધર્માંધપણું હોત, તો બીજાં મંદિરો તોડી પાડવા હુકમ આપત, પણ એવો એક પણ દાખલો નથી. જો કે ફારસી ઇતિહાસોમાં રજપૂતોનાં મંદિરો તોડી પાડવા બાબત લખવામાં આવ્યું છે, પણ જ્યારે રજપૂતોએ મુસલમાનોની મસ્જિદો પાડી નાખવાની શરૂઆત કરી ત્યારે મુસલમાનોએ બદલો લઇ તેમનાં મંદિરો તોડી નાંખ્યાં હોય તો તેમાં બાદશાહનો દોષ નથી. (હાલમાં તો જુઓ રજપૂતાનામાં કેટલેક ઠેકાણે મસ્જીદોમાં બાંગ દેવાની પણ મના છે.) અયોધ્યામાં ઔરંગઝેબના પહેલાં લાંબા વખત ઉપર તૂટેલાં મંદિરો બાબત પણ પાછલા સમયમાં કોઇ વિદ્વાન્ તે ઔરંગઝેબે તોડાવ્યાનું લખે છે."*

ઔરંગઝેબની વકાલત (વકીલાત) તે આનું નામ? બ્રાહ્મણો મુસલ્માનોને હિન્દુધર્મનું શિક્ષણ આપતા હતા એ તેમનો અક્ષમ્ય અપરાધ હતો અને તેટલામાટે બનારસ (કાશી)નું મંદિર ઔરંગઝેબની આજ્ઞાથી તોડી પાડવામાં આવ્યું હતું! પરંતુ અહીં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે ઔરંગઝેબની સત્તાના સમયમાં મુસલ્માનોના જે મૌલવીઓ હિન્દુઓને ઇસ્લામ ધર્મનું શિક્ષણ આપતા હતા અને મુસલ્માન થવાનો ઉપદેશ તેમના કાનોમાં રેડતા હતા તે મૌલવીઓને ઔરંગઝેબે કાંઇ પણ સજા આપી હતી ખરી અને જે મસ્જિદમાં તે મૌલવીઓ હિન્દુઓને ઇસ્લામ ધર્મનું શિક્ષણ આપતા હતા તે મસ્જિદોને તોડી પાડવાની વ્યવસ્થા

* જેમાંથી આ અવતરણ લેવામાં આવ્યું છે તે "મીરાતે આલમગીરી" નામક પુસ્તક ગુજરાતી ભાષામાં પ્રકાશિત થયેલું છે અને તે રૂ. ૪ની કીમતથી મુંબઈ તથા અમદાવાદના નામીતા પુસ્તકસેલરો પાસેથી મળી શકે છે.

કરી હતી કે કેમ? ઔરંગઝેબે આવી કશી પણ વ્યવસ્થા કરી હોય એવો ઉલ્લેખ ક્યાંય પણ મળી શકતો નથી. અન્યધર્મીય મનુષ્યને પોતાના ધર્મનું શિક્ષણ આપવું એ જો ભયંકર અપરાધ હોય, તો બનારસના બ્રાહ્મણો પ્રમાણે જ હિન્દુઓને ઈસ્લામ ધર્મનું શિક્ષણ આપનારા માલવીઓ પણ અપરાધી હતા અને તેમના એ અપરાધમાટે ઔરંગઝેબે કેટલીક મસ્જિદો તોડાવવી જોઈતી'તી; પરંતુ ઔરંગઝેબે તેમ કરેલું ન હોવાથી તેનો ન્યાય હિન્દુઓમાટે જૂદો હતો અને મુસલમાનોમાટે જૂદો હતો. 'હાથી કે દાંત ખાને, દિખાનેકે ઔર હયઁ' એ કહેવતની સંપૂર્ણ સાર્થકતા આપણને ઔરંગઝેબના વર્તનમાં જ દૃષ્ટિગોચર થઇ શકે છે. મર્હૂમ શેખ ગુલામમોહંમદ સાહેબ લખે છે કે: 'સમયાનુસાર સુલેહશાંતિની જાળવણી ખાતર એ બેઉ મંદિરો તોડવા પડયાં. તે કારણો રાજદ્વારી હતાં. ધર્મ સાથે તેમને કશો સંબંધ નહોતો. જો ધર્માંધપણુ હોત, તો બીજાં મંદિરો તોડી પાડવા હુકમ આપત, પણ એવો એક પણ દાખલો નથી.' પરંતુ બનારસના મંદિરને તોડી પાડવાનું કારણ તો તેમના પોતાના વિધાનથી જ રાજદ્વારી નહિ, કિન્તુ ધાર્મિક જ સિદ્ધ થાય છે અને ઔરંગઝેબે હિન્દુઓનાં દેવાલયોને તોડી પાડવાના કાર્યને પોતાના જીવનના પ્રધાન કર્તવ્યોમાંનું એક પ્રધાનતમ કર્તવ્ય માન્યું હતું એ વાર્તા તેનાં પોતાનાં અતઃપૂર્વ આપેલાં ફર્માનોથી સિદ્ધ થતી હોવાથી તેની ધર્માન્ધતા પોતાની મેળે જ નિર્વિવાદ સિદ્ધ થઇ જાય છે. ઉદ્ધવ વૈરાગીના સંબંધમાં પણ ઔરંગઝેબે ધર્માન્ધતાનો પરિચય કરાવ્યો હતો: કારણ કે, 'માસીરે આલમગીરી' માં એવો સ્પષ્ટ ઉલ્લેખ કરાયલો છે કે "ઉદ્ધવ વૈરાગી નામના એક પરિવ્રાજક હિન્દુ

મહાત્માને મુસલ્માનોને હિન્દુધર્મનો ઉપદેશ આપવાના અપરાધમાટે પકડવામાં આવ્યો હતો અને તેના એ અપરાધની શિક્ષા તરીકે તેને પોલિસ થાણામાં કેદ કરી રાખવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૬૬૯ ના જૂન માસમાં તેના બે રાજપૂત અનુયાયીઓ-શિષ્યો-એ કાજી અબુલ મુકરમને પ્રતિહિંસાની ભાવનાથી ખંજર ભોંકીને મારી નાખ્યો હતો અને ઔરંગઝેબે તે બન્નેની સાથે તેમના નિર્દોષ ગુરુદેવની પણ હત્યા કરાવી નાખી હતી. ( જુઓ ' માસીરે આલમગીરી. ' પૃ૪ ૮૪. ) *ઉદ્દવ વરાગીની હત્યા પણ રાજદ્વારી કારણથી કરવામાં આવી ન હોતી, કિન્તુ કેવળ ધર્માન્ધતાના કારણથી જ કરવામાં આવી હતી. રાજપૂતાનામાં દેવમંદિરોને ઔરંગઝેબે ન હોતાં તોડાવ્યાં, કિન્તુ રાજપૂતોએ મુસલ્માનોની મસ્જિદોને તોડી પાડેલી હોવાથી તેના બદલા તરીકે મુસલ્માનોએ હિન્દુઓનાં દેવમંદિરોને રાજપૂતાનામાં તોડી નાખ્યાં હતાં અને એ વિષયમાં ઔરંગઝેબ સર્વથા નિર્દોષ હતો એવા આશયનું મર્હૂમ શેખ ગુલામમોહંમદે પોતાના પુસ્તકમાં જે વિધાન કરેલું છે, તે પણ સર્વથા બાલિશ તથા હાસ્યાસ્પદ છે; કારણ કે, મુસલ્માનોની લખેલી ફારસી તવારીખમાં પણ ક્યાંય રાજપૂતાનાના રાજપૂતોએ કોઇ પણ પ્રકારના કારણ વિના મુસલ્માનોની મસ્જિદોને તોડવાની ઘટનાનો ઉલ્લેખ કરાયલો નથી; માત્ર એટલુંજ નહિ, પણ મર્હૂમ શેખ ગુલામમોહંમદ પોતે પણ એવું કોઇ ઐતિહાસિક પ્રમાણ આપી શક્યા નથી. અને ઔરંગઝેબે રાજપૂતાનામાંના દેવમંદિરોને તોડી નાખવા માટેનાં કાઢેલાં ફર્માનો તો ફારસી તવારીખમાં મૌજૂદ

* જુઓ જદુનાથ સરકાર કૃત 'Aurangzib' vol III p. 293 footnote.

છે અને તે ફર્માનોમાં પણ એમ નથી જણાવાયું કે 'રાજપૂતોએ મસ્જિદોને તોડી નાખી છે તેટલા માટે તેમનાં મંદિરોને તોડી નાખો.' અર્થાત્ હિન્દુઓનાં દેવાલયો તથા દેવમૂર્તિઓને તોડી નાખવાં એ મુસલ્માનોનો ધર્મ છે અને ઔરંગઝેબે પોતાના જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત એ ધર્મનું જ પાલન કરેલું છે. હિન્દુઓનાં દેવમંદિરો તથા દેવમૂર્તિઓને તોડવાનો મુસલ્માનોનો જો જન્મજાત સ્વભાવ ન હોત, તો જે સમયમાં હિન્દુસ્તાનમાં મુસલ્માન, તથા ઈસ્લામ આદિનું અસ્તિત્વ જ ન હોતું તે સમયમાં અરબ મહમ્મદ કાસિમે સિન્ધુ દેશમાં આવીને હિન્દુઓપર જે ધાર્મિક અત્યાચારો કર્યાં હતા તે ધાર્મિક અત્યાચારો મહમ્મદ કાસિમ કદાપિ કરત નહિ અને હિન્દુઓનાં દેવાલયો તથા દેવમૂર્તિઓને કદાપિ તોડાવત નહિ એ કોઈ પણ કહી શકે તેમ છે એટલે એના વિશેષ વિવેચનની આવશ્યકતા છે જ નહિ; કારણ કે, મહમ્મદ બિન કાસિમની મૂર્તિભંજકતાની કથા 'ચચ્ચનામહ' નામક ફારસી ગ્રંથમાં વિદ્યમાન છે અને એ ફારસી ગ્રંથ મુસલ્માન મોર્રિખનો જ લખેલો છે. સારાંશ કે, મુસલ્માન સુલ્તાનો, બાદશાહો તથા નવ્વાબોએ કેટલીક વાર હિન્દુઓ તથા હિન્દુધર્મ પ્રતિ કાંઈક ઉદારતા દર્શાવી હોય, તો તે તેમની હિન્દુઓ તથા હિન્દુધર્મ વિષયક અનુકંપા—હમ્દર્દી—નું નહિ, કિન્તુ રાજદ્વારી કારણ કિંવા રાજનૈતિક સ્વાર્થનું જ પરિણામ હતું. અત્યારે પણ રાજપૂતાનામાં કેટલેક સ્થળે મસ્જિદોમાં બાંગ દેવાની મના હોય એમ અમારા જાણવામાં તો નથી, પરંતુ હૈદરાબાદના વર્તમાન નિઝામ સાહબે હિન્દુ મંદિરોનાં શિખરોપર કલશ ચઢાવવાની મના કરી છે એ વાર્તા તો સમસ્ત જગતના જાણવામાં આવી

ગઈ છે. અત્યારના સમયમાં–કે જ્યારે સમસ્ત ભારતવર્ષમાં મુસલ્માની હકૂમત નથી અને જે મુસલ્માની હકૂમતો છે તે પણ પ્રતાપી બ્રિટિશ સામ્રાજ્યને આધીન છે તેવા પરાધીનતાના સમયમાં–પણ જ્યાં મુસલ્માનો પોતાને મૂર્તિભંજક–બુતશિકન–તરીકે ઓળખાવવામાં એક પ્રકારનો ફખ્ર–અભિમાન–માની રહ્યા છે, ત્યારે પોતાની હકૂમતના વખતમાં તેમણે હિન્દુઓનાં દેવાલયો તથા દેવમૂર્તિઓની કેવી અને કેટલી પાયમાલી કરી હશે એની અનાયાસ તથા તત્કાળ યથાર્થ કલ્પના કરી શકાય તેમ છે. અન્યધર્મીય મનુષ્યોમાટે મુસલ્માનોની ભાવના કેટલી સીમા પર્યન્ત નિર્દયતાયુક્ત તથા અમાનુષી હોય છે એનો આપણને નિમ્ન લિખિત એક જ ઘટનાથી યથાર્થ સાક્ષાત્કાર થઈ શકે છે. તે ઘટના આ પ્રમાણે છે—

" જ્યારે, થોડાંક વર્ષ પૂર્વે બુત્રોસ પાશા–Bautros Pasha–નો તેના કોઈ પણ પ્રકારના અપરાધ કિંવા પાપ માટે નહિ, કિન્તુ તે પોતે ક્રિશ્ચિયન હતો એટલા એક જ કારણથી ઇજિપ્તના એક મુસલ્માને વધ કરી નાખ્યો હતો અને ન્યાયમંદિરમાં હત્યાકારી મુસલ્માનનો એ અપરાધ સાક્ષી પૂરાવાથી સાબિત પણ થયો હતો તે વેળાયે ઇજિપ્તના મુખ્ય કાઝીએ પોતાનો એવા પ્રકારનો નિર્ણય–Judgment–સંભળાવ્યો હતો કે 'કોઈ પણ મુસલ્માન જો કોઈ પણ કાફિર–અન્યધર્મીય અથવા ગયરમુસ્લિમ–નો વધ કરી નાખે, તો ઇસ્લામ અનુસાર તે મુસલ્માનનું એ કૃત્ય અપરાધ નથી.' અત્યારના એક સભ્ય દેશમાં ઇસ્લામી શરીયતનો ઉચ્ચતમ વ્યાખ્યાતાઓની પણ અન્યધર્મીયોના સંબંધમાં જે ભાવના છે તે આ છે."*

* જુઓ જદુનાથ સરકાર કૃત "Aurangzib" vol. III P. 330.

, અન્યધર્મીયોમાટે: આવા પ્રકારની ભાવના ધરાવનારા અને મુસલમાનોને અન્યધર્મીયોનો વધ કરી નાખવાની ઢોલ વગાડીને સ્વતંત્રતા આપનારા મુસલમાનોના રાજ્યમાં કોઇ પણ હિન્દુ ક્રિશ્ચિયન, યહૂદી કે બૌદ્ધ આદિ પ્રજા પોતાના જીવનની સુરક્ષિતતાની આશા પણ રાખી શકે તેમ નથી; તો પછી પોતાની સ્ત્રીઓની પ્રતિષ્ઠા, પોતાની લક્ષ્મી તથા પોતાની ઉન્નતિની આશા તો ક્યાંથીજ રાખી શકે વારૂ? અસ્તુ: હવે આપણે ઔરંગઝેબના મુસલમાન રાજકર્મચારીઓ-અફસરો કિંવા અમલા-હિન્દુ સ્ત્રીઓ ઉપર કેવા પ્રકારના તથા કેટલી સીમા પર્યન્ત બલાત્કાર કરતા હતા અને હિન્દુ સ્ત્રીઓને કેવી રીતે ભ્રષ્ટ કરતા હતા એ વિષયનું કિંચિત્ અવલોકન કરીશું.

મુર્શિદ કુલીખાન તુર્કમાન નામક એક સ્થાનિક ફોજદારે જ્યારે તેને રાજ્યનો કર ન આપનારા જમીનદારો સાથે લડવાને મોકલવામાં આવ્યો હતો ત્યારે તે યુદ્ધમાં જમીનદારો કિંવા કૃષિકારોનો પરાજય થયા પછી તેણે તેમની અત્યંત સ્વરૂપવતી સ્ત્રીઓને પકડીને પોતાના જનાનખાનાની બીબીઓ બનાવી દીધી હતી. એ ફોજદારની પોતાની નીચ વિકારલાલસાની તૃપ્તિ કરી લેવાની એક અન્ય પદ્ધતિ 'માસીર-ઉલ-ઉમરા' નામક ગ્રંથમાં આવી રીતે વર્ણવાયલી છે: "કૃષ્ણજન્માષ્ટમીને દિવસે યમુના નદીના મથુરાના પરતીરવર્તી ગોવર્ધન પર્વતની તળેટીમાં એક મેળો ભરાય છે અને તે મેળામાં હિન્દુ પુરુષો તથા હિન્દુ સ્ત્રીઓ અપરિમિત સંખ્યામાં આવીને એકત્ર થાય છે. ફોજદાર મુર્શિદ કુલીખાન એ કૃષ્ણજન્માષ્ટમીના મેળાના પ્રસંગે પોતાના ભાલપ્રદેશને તિલકવડે મંડિત કરીને તેમ જ હિન્દુઓ પ્રમાણે ધોતિયું પહેરીને હિન્દુજનસમુદાયના

અધ્યમાં હિન્દુ પ્રમાણે ફર્યા કરતો હતો અને જ્યારે કોઇ રસ્તે કમર–ચન્દ્રપ્રતિસ્પર્ધિની–હિન્દુ લલના તેના જોવામાં આવતી હતી એટલે તત્કાળ કોઇ એક તરફ પ્રમાણે તેનાપર ધસી જઇને તે તેને પકડી લેતો હતો અને તેના માણસોએ યમુના નદીમાં તૈયાર રાખેલી નૌકામાં નાખીને આગ્રા લઇ જતો હતો. હિન્દુઓ પ્રતિષ્ઠાહાનિના ભયથી પોતાની પુત્રીઓપર થતા આ અત્યાચારનો પોકાર કરતો ન હોતા."*
ઔરંગઝેબના મુસલ્માન અધિકારીઓના વ્યભિચાર તથા અત્યાચારના આવાં અનેક ઉદાહરણો ઇતિહાસમાં વિદ્યમાન છે, પરંતુ વિસ્તારભયથી અમો તે આપી શકીએ તેમ નથી. આવા કોઇ પણ વ્યભિચારી તથા અત્યાચારી મુસલ્માનને ઔરંગઝેબે કાંઇ પણ શિક્ષા આપી હોય એવો ઉલ્લેખ ઇતિહાસમાં આપણને મળી શકતો નથી અને ઔરંગઝેબનું એ મૌન ઔરંગઝેબની ધર્માન્ધતા તથા હિન્દુઓ વિષયક ઘૃણાને જ સિદ્ધ કરી બતાવે છે એ સર્વથા નિર્વિવાદ છે.

મુસલ્માનોએ ભૂતકાળમાં હિન્દુઓ ઉપર કરેલા ધાર્મિક અત્યાચારોનો આટલો ઇતિહાસ અહીં એટલામાટે આપવામાં આવ્યો છે કે અત્યારે વળી પાછા હિન્દુસ્તાનના મુસલ્માનો અલાઉદ્દીન ખિલજી તથા ઔરંગઝેબ જેવા અત્યાચારી મુસલ્માન સુલ્તાનો તથા તેમના મુસલ્માન અફસરોના હુકમત અથવા અત્યાચારોની, હિન્દુઓને બળાત્કારે ધર્મભ્રષ્ટ કરવાની, હિન્દુઓને બિલકુલ દાબી દેવાની અને હિન્દુઓ સાથે કોઇ પણ પ્રકારના કારણ વિના વિતંડાવાદ કરવાની તથા ઝગડવાની પુનરાવૃત્તિ કરી રહ્યા

* જુઓ જદુનાથ સરકાર કૃત Aurangzib, vol III, P. 331-332.

છે અને કેટલાંક મુસ્લિમ વર્તમાનપત્રોએ મુસલ્માનોને હિન્દુઓ વિરુદ્ધ ઉશ્કેરવાના વ્યવસાયને જ સ્વીકારી લીધો છે. અર્થાત્ ભૂતકાળમાં તેમ જ અત્યારે મલબાર, કોહાટ તથા ગુલબર્ગા આદિ સ્થાનોમાં આપણે હિન્દુઓએ મુસલ્માનોના જે અમાનુષ ધાર્મિક અત્યાચારોને સહન કર્યા છે તેવા અત્યાચારો આપણને ભવિષ્યમાં સહન ન કરવા પડે એવી જો આપણી ઇચ્છા હોય, તો હિન્દુસંગઠન તથા ધર્મભ્રષ્ટોનું શુદ્ધિકરણ એ એજ આપણી એ ઇચ્છાની સફળતાના રામબાણ ઉપાય છે. એ વિના આપણો કોઇ પણ તરણોપાય છે જ નાહ અને તેથી જો આપણે એ ઉપાયોની યોજનામાં લેશમાત્ર પણ વિલંબ કરીશું, તો આપણા ધર્મનો તથા આપણા પોતાના વિનાશ કિંવા સર્વનાશનો સમય અત્યંત નિકટમાં આવી લાગ્યો છે એમ જ આપણે નિશ્ચયપૂર્વક માનવાનું છે. આવા કટાકટીના સમયમાં પણ, શોકનો વિષય છે કે, કેટલાક સનાતનધર્માવલંબી હિન્દુ બંધુઓ હિન્દુસંગઠન તથા ધર્મભ્રષ્ટોના શુદ્ધિકરણ પ્રતિ, દેશકાળનો વિચાર ન કરતાં, પોતાનો વિરોધ દર્શાવી રહ્યા છે અને ધર્મોદ્ધાર, જાત્યુદ્ધાર તથા દેશોદ્ધારના કાર્યમાં અજ્ઞાનવશતાથી વિઘ્નરૂપ થઇ રહ્યા છે. આવા કટાકટીના સમયમાં તો હિન્દુઓએ પોતાના સાંપ્રદાયિક મતભેદોને સર્વથા તિલાંજલિ સમર્પીને એકવાક્યતાથી જ આ કાર્ય કરવાનું છે; કારણ કે, એક્તા જ આપણા જીવન તથા અભ્યુત્થાનનો મહામંત્ર છે અને ભિન્નતા આપણા અધઃપાતને જ સૂચવનારી છે. અત્યારે મુસલ્માનો હિન્દુ, હિન્દુત્વ તથા હિન્દુ ધર્મના વિનાશમાટે કેટલા પરિમાણમાં તથા કેવા પ્રકારના નાનાવિધ પ્રયત્નો કરી રહ્યા છે તે જાણી લેવાની પણ આવશ્યક્તા છે, એટલામાટે તેમના એ

પ્રયત્નોનો પણ અમો સંક્ષિપ્ત ઉલ્લેખ કરીએ છીએ. કલકત્તાની હિન્દુ મહાસભામાં જગન્નારાયણલાલે ક્રિશ્ચિયન મિશનની હિન્દુઓને વટલાવીને ક્રિશ્ચિયન બનાવવાની યુક્તિઓના રહસ્યને પ્રકટ કરીને ક્રિશ્ચિયનો હિન્દુઓને ઇસાઇ બનાવવાનું કાર્ય કેવી અને કેટલી સફાઇથી કરી રહ્યા છે તે દર્શાવ્યું હતું અને તે આ પ્રમાણેઃ–

"અત્યારનો આપણો માર્ગ અથવા હિન્દુ મહાસભાની મુશ્કેલીઓ એ કાંઇ નાટકનો ખેલ નથી; કિંવા હું અત્યારે અહીં મારા તથા તમારા ઉભયના અમૂલ્ય સમયને વ્યર્થ ખોવામાટે આવ્યો નથી. હું તમારા સમક્ષ મારા પોતાના અનુભવને વ્યક્ત કરીને તમોને એ બતાવી આપવા માગું છું કે આપણી હિન્દુઓની અત્યારની વિડંબનાઓ–વિપત્તિઓ–કેટલી મોટી તથા કેવી ભયાનક છે. બિહારના કેટલાક ભાગમાં વસ્તા હિન્દુઓની જે અવસ્થાનું મેં મારાં પોતાનાં નેત્રોથી અવલોકન કર્યું છે અને જેનો રિપોર્ટ મારી પાસે તૈયાર છે તેનો જ અલ્પસ્વલ્પ વૃત્તાંત અત્યારે હું તમોને સંભળાવવાનો છું, કે જે સાંભળીને તમારાથી તેના સંબંધમાં યોગ્ય વિચાર કરી શકાય. બિહારમાં અને તેમાં પણ ખાસ કરીને છોટા નાગપુરની આસપાસમાં ક્રિશ્ચિયન્ પાદરીઓનો પોતાના ક્રિશ્ચિયન્ ધર્મને પ્રચારવાનો બલાઢ્ય પ્રયાસ ચાલી રહ્યો છે. વર્ષોથી તેઓ ત્યાં પોતાની છાવણી નાખીને અથવા તો પોતાનો અડ્ડો જમાવીને પડ્યા છે. છોટા નાગપુરની અવસ્થા એવી છે કે ત્યાં સંતાલ આદિ ઊતરતા વર્ગની માનવજાતિઓ અધિક સંખ્યામાં વસે છે અને તેમની ઉપર ક્રિશ્ચિયન્ પાદરીઓએ પોતાનો વિલક્ષણ પ્રભાવ પાડી દીધો છે. એ જ પ્રમાણે ગુજરાતમાં આગાખાનીઓના સ્વધર્મ-

પ્રચાર વિષયક પ્રયત્નો બળપૂર્વક ચાલી રહ્યા છે.* હું આ સર્વ પ્રયોગો પ્રતિ તમારા લક્ષને આકર્ષું છું. મારી પોતાની તો એ જ દૃઢ માન્યતા છે કે હિન્દુસમાજમાં ધર્મબળની ન્યૂનતા થઇ જવાથી જ આપણી આ દુર્દશા થઇ રહી છે. હું હવે વિધર્મીયોના પ્રચારકાર્યની શક્તિ તથા સફળતાને દર્શાવવાના આશયથી કેટલાક આંકડા તમારા સમક્ષ રજૂ કરે છું; કારણ કે, એ આંકડાથી બહારમાં ક્રિશ્ચિયન મિશનરીઓનો હિન્દુઓને વટલાવીને ક્રિશ્ચિયન બનાવવાનો ઉદ્યોગ કેવા બળ તથા કેવા સંગઠિત સ્વરૂપમાં ચાલી રહ્યો છે તેની એ આંકડાના યોગે તમારાથી વાસ્તવિક કલ્પના તત્કાળ કરી શકાશે. આ આંકડા બાબૂ રાજેન્દ્રપ્રસાદે બિહાર પ્રાંતની હિન્દુ કૉન્ફરન્સમાં ઉપસ્થિત કર્યા હતા અને તે આ પ્રમાણે છેઃ—ખ્રીસ્તીઓનાં એકંદર તેર મિશનો કાર્ય કરી રહ્યાં છે કે જેમાં ૧૫૭૦ ડૉક્ટરો, ૧૪૨ અનાથાશ્રમો, ૭૨૧૭ ક્રિશ્ચિયન ધર્મના ઉપદેશકો (કે જેઓ પ્રત્યેક પ્રકારે હિન્દુ પ્રન્તને ક્રિશ્ચિયન બનાવી લેવાની ચિન્તામાં જ અહોરાત્ર નિમગ્ન રહ્યા કરે છે), ૮૭૭૬ ખ્રીસ્તી પાદરીઓ, પચાસ ક્રિશ્ચિયન કૉલેજો અને ૬૧૦ સ્કૂલો (કે જેમાં એકંદર શિક્ષકોની સંખ્યા ૪૨૪૪ની છે તે) છે. આ કાર્યમાટે જ એટલે કે હિન્દુઓને ખ્રીસ્તી બનાવવામાટે જ પ્રતિવર્ષ ૧૮૫૩૦૭૦ (અઢાર લાખ ને ત્રેપન હજાર

---

* આગાખાનીઓના સ્વધર્મ પ્રચાર વિષયક પ્રયત્નો કેવળ ગુજરાતમાં જ નહિ, કિન્તુ ગુજરાત ઉપરાંત કચ્છ, કાઠિયાવાડ તથા સિંધ આદિ દેશોમાં પણ એટલા જ બળથી ચાલી રહ્યા છે અને તેઓ પોતાના ધર્મમાં હિન્દુ ધર્મનાં તત્ત્વોનું મિશ્રણ કરીને અશિક્ષિત તથા ભોળા હિન્દુઓને તેમના પોતાના હિન્દુધર્મથી ભ્રષ્ટ કરવાના વ્યવસાયને પૈસાના બળથી ધમધોકાર ચલાવી રહ્યા છે.

રૂપિયા)નો ચાલુ ખર્ચ કરવામાં આવે છે. હિન્દુસ્તાનમાં દેશી ખ્રીસ્તીઓની સંખ્યા પચીસથી ત્રીસ લાખ જેટલી જ હોવા છતાં એટલી સંખ્યામાંથી પણ ૪૮૦૦૦ હજાર શિક્ષકો તૈયાર થઇ શકે છે અને આપણી (હિન્દુઓની) સંખ્યા બાવીસ કરોડની હોવા છતાં આપણામાં એટલા શિક્ષકો પણ નથી મળી શકતા એ આપણી હિન્દુ જનતાનો કેવો અને કેટલી સીમાપર્યન્તનો ભયાનક અધઃપાત છે એની કોઇથી પણ કલ્પના કરી શકાય તેમ છે! હાય, આપણા દેશ તથા આપણી જાતિમાંથી સત્ય ધાર્મિક તથા જાતીય ભાવનાનો સર્વથા લોપ થઇ ગયો છે એમ જ કહી શકાય! રાંચીની દશા એવી છે કે એ જિલ્લાઓમાં ઉરાવ, મુંડા તથા સંતાલ આદિ જે જાતિઓ વસે છે તે જાતિઓપર પડેલો ખ્રીસ્તીઓનો પ્રભાવ મહાવિલક્ષણ છે; કારણ કે મુંડા જાતના ૭૩૨૬૪ મનુષ્યોએ ખ્રીસ્તી ધર્મને સ્વીકારી લીધો છે, ઉરાવ જાતિનાં તેમ જ અન્યાય જાતિઓનાં ૨૫૬૩૫ મનુષ્યો પોતાના ધર્મને ત્યાગીને ખ્રીસ્તી થઇ ગયાં છે તેમ જ અન્ય જાતિઓમાંથી પણ અનેક મનુષ્યો ખ્રીસ્તી ધર્મમાં ચાલ્યાં ગયાં છે. જ્યાં સુધી કોઇ પણ પ્રજામાંથી ત્યાગ તથા ધર્મની ભાવનાનો અત્યંત લોપ નથી થઇ જતો ત્યાં સુધી અન્ય કોઇ પણ પ્રજા તેને દબાવી શકતી નથી, એ નિર્વિવાદ છે.

આપણી આ મુશ્કિલાતો તથા આપત્તિઓના નિવારણમાટે બાહ્ય અવરોધ ( બહારનો અટકાવ ) વ્યર્થ છે; એટલે કે, એમાટે આભ્યંતર સુધારણા જ કાર્યકારિણી થઇ શકે તેમ છે. અર્થાત્ જ્યારે આપણામાંથી ઉપદેશકો તથા નવયુવકો બહાર નીકળી પડશે અને આ પવિત્ર કાર્યને

પાર પાડવાના ભારને પોતાનાં મસ્તકો ઉપર ઉપાડી લેશે, તે વેળાયે આપણને અલ્પ સમયમાં જ વિજયની પ્રાપ્તિ થઇ જશે. બંધુ જનો, તમારે વિચારવું જોઇએ કે આપણામાં આત્મબલિદાન આપવાને તૈયાર હોય તેવા મનુષ્યોની સંખ્યા કેટલી છે! જો આપણામાંથી કેવળ ચાળીસ હજાર એવા હિંમતબહાદુરો તૈયાર થઇ જાય, તો કોઇની મગદૂર નથી કે આપણને કોઇ કાંઇ પણ નુકસાન પહોંચાડી શકે. ગુજરાત તથા આસામ આદિ પ્રાંતોની પણ એવી જ શોચનીય અવસ્થા છે."

આ ઠરાવને ટેકો આપતાં કુંવર આનંદપ્રિયજીએ આગાખાનીઓના પ્રપંચજાળ નો સ્ફોટ કરતાં જણાવ્યું હતું કે:—

"ખ્રીસ્તીઓને બાજૂ રાખતા એક અન્ય મિશન-દ્વારા હિન્દુઓને અતિશય સ્ફૂર્તિથી મુસલ્માન ધર્મમાં વટલાવવામાં આવે છે. ગુજરાતમાં આ મિશનનું કાર્ય અતિશય બળ તથા વગપૂર્વક ચાલી રહ્યું છે અને એ આગાખાન સાહેબની પ્રેરણાથી ચાલતું આગાખાની મિશન હિન્દુઓમાટે અત્યંત ભયંકર છે કારણ કે, એ મિશન હિન્દુઓને અનેક પ્રકારે ભુલાવામાં નાખીને તથા નાનાવિધ લાલચોમાં લપટાવીને મુસલ્માન બનાવી દે છે, એ ખાસ કરીને જાણી રાખવા યોગ્ય છે.

"એ આગાખાની મિશન નામદાર આગાખાન સાહેબને ઇશ્વરના દશમા એટલે કે નકલંકી અવતાર તરીકે

મનાવે છે ! હિન્દુ પ્રજાને ભૂલાવામાં નાખવામાટે આગખાનીઓએ કેટલાંક વિચિત્ર પ્રકારના પુસ્તકો પ્રકટ કર્યાં છે અને તેમનામાંના કેટલાંક પુસ્તકોનાં નામ 'નિષ્કલંક ગીતા' 'દશ અવતાર' તથા 'વૈદિક ઇસ્લામ' આદિ છે. એ ભ્રમમૂલક પરંતુ પોતાના મતલબને સિદ્ધ કરનાર પુસ્તકો આગાખાનીઓએ હિન્દુઓને ભ્રમાવવાના આશયથી જ રચ્યાં છે અથવા રચાવ્યાં છે. આ આગાખાની મિશનના ઉપદેશકો ગુજરાતમાં અશિક્ષિત તથા અજ્ઞ હિન્દુઓનાં ઘરોમાં જઈ ને ઉપદેશ આપતા રહે છે કેઃ "હજરત આગાખાન વિષ્ણુ ભગવાનના સાક્ષાત્ અવતાર છે એટલામાટે તમો તેમને પૂજો."

"મેં પોતે એના સંબંધમાં ગુજરાતના અસ્પૃશ્યોને કેટલાક પ્રશ્નો પૂછતાં તેમણે જે ઉત્તર આપ્યું તે એ હતું કેઃ 'અમો તો વિષ્ણુનો જે નકલંકી અવતાર છે તેને જ માનીએ છીએ અને તે જ અમારા હજરત આગાખાન સાહેબ છે. તેમના અનેક પુસ્તકોમાં 'નિષ્કલંક શાસ્ત્ર' તથા 'બુદ્ધાવતાર' નામક પુસ્તકોનો પણ સમાવેશ થાય છે. એ પુસ્તકોમાંના એક પુસ્તકમાં જણાવવામાં આવ્યું છે કેઃ 'એ લોકો (હિન્દુઓ) સંસ્કૃત ભૂલી ગયા છે અને ફારસીનો અભ્યાસ કરે છે.' એ પુસ્તકમાં બીજી જે એક ખાસ ધ્યાન ખેંચનારી બાબત છે તે તો વળી આનાથી પણ અધિક ભયંકર તથા તિરસ્કારપાત્ર છે. એમાં એક સ્થળે મહાભારતના યુધિષ્ઠિરને ઉપદેશ આપવામાં આવ્યો છે કેઃ 'હે યુધિષ્ઠિર, તમો ગાયનો વધ કરો, ગાયને કાપીને દિલ્હીમાં સરઘસ કાઢો, ગાયનું ચામડું કુંતી માતાને પહેરાવો અને ત્યાર પછી તમારી યુધિષ્ઠિર મહાસવારી કાઢો.'

આવાં ૨૫૬ મિશનો ઇસ્લામ ધર્મના પ્રચારનું છળ પ્રપંચયુક્ત કાર્ય કરી રહ્યાં છે. "*

---

*એ આગાખાની ધર્મના જ એક શાખાસ્વરૂપ પીરાણાના 'સતપંથ' નામક પંથના નેતાઓના પણ આવા જ સ્વરૂપમાં પોતાના પીરાણાપંથને પ્રચારવાના પ્રયત્નો અષ્ટપ્રહર ચાલી રહ્યા છે. આ 'સતપંથ'નો આપણા કચ્છ દેશના કણબીઓમાં અતિશય પ્રચાર હોવાથી એ પ્રપંચશૃંખલાના બંધનથી કચ્છના કણબીઓને મુક્ત કરવામાટે કચ્છ નખત્રાણાનિવાસી કણબીજાતિવિભૂષણ કૉન્ટ્રૅક્ટર રા. નારાયણજી રામજી મીસ્ત્રીએ પીરાણાપંથના પ્રપંચોનો પોતાના જે ગ્રંથોમાં પ્રકાશ કર્યો છે તે ગ્રંથો કચ્છના હિન્દુઓએ અવશ્ય વાંચવા તથા મનન કરવા યોગ્ય છે. અજ્ઞ હિન્દુઓને સત્વર મુસલ્માન બનાવી લેવામાટે એ પંથના પીર સદરુદ્દીન સાહેબે કેવાં પ્રપંચજાળો પાથર્યા છે તે તેમની નિર્મિત અવતારકથાથી સારી રીતે જાણવામાં આવી શકે તેમ છે. તેઓ પોતાના 'અથરવેદ' નામક ગ્રંથમાં લખે છે કેઃ—

" હમણાં આ 'અથરવેદ' નો વારો હોવાથી એમાં જે લખ્યું છે તે જ સત્ય છે એટલા માટે પીરાણાના સતપંથીઓએ એ પ્રમાણે જ વર્તવું.શ્રીકૃષ્ણભગવાન્ કે જેઓ ઈશ્વરાવતાર હતા તેમણે પાંડવો તથા કૌરવો વચ્ચે યુદ્ધ કરાવી પાપી કૌરવોનો સંહાર કરાવ્યો હતો અને પાંડવોને ઉપદેશ આપવામાટે તથા અજ્ઞતાથી પાંડવો કદાચિત્ એમ ન સમજી લે કેઃ 'અમારા હસ્તથી જ અમારા કુટુંબીજનોનો નાશ થયો છે ' એટલામાટે શ્રી કૃષ્ણ ભગવાને ગીતારૂપ ઉપદેશથી પાંડવોના સંશયને દૂર કર્યો હતો; પરંતુ તે સમયના બ્રાહ્મણોએ પાંડવોને આડું અવળું સમજાવી મહાભારત યુદ્ધનું જે પાપ થયું હતું તે પાપથી મુક્ત થવા માટે પાંડવોના હસ્તે રાજસૂય નામક યજ્ઞ કરાવ્યો તેથી ( પીર સદરુદ્દીનના કથન અનુસાર ) બ્રાહ્મણો ઉપર કોપાયમાન થઇને શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું કેઃ 'હું દશમો અવતાર હિન્દુ જાતિમાં જ લેવાનો હતો; પરંતુ બ્રાહ્મણોએ આડું અવળું સમજાવી પાંડવોના

ત્યાર પછી દિલ્હીના દેશબંધુ-ગુપ્ત મહાશય ઘોષણા કરીને કહેવા લાગ્યા કે: "હિન્દુઓને વટલાવવામાટે ઈસાઈઓ તથા આગાખાની મિશનો ઉપરાંત એક ત્રીજું મિશન પણ અત્યારે એ કાર્ય કરી રહ્યું છે અને તે મિશન

હસ્તે યત્ન:કરાવ્યો તેથી હવે હું દશમો અવતાર મ્લેચ્છરૂપે અરબસ્તાનમાં આવેલા મક્કા નગરમાં હજરત અલીરૂપે લઈશ ! આવી રીતે બ્રાહ્મણો ઉપર કોપાયમાન થઈને શ્રી કૃષ્ણ ભગવાને દશમો અવતાર મક્કા શહેરમાં લીધો, એટલા માટે હજરત અલી જ ભગવાનનો અવતાર છે. તો હે હિન્દુઓ, હાલમાં ભગવાનના અવતારનો વારો તો મુસલમાનોમાં છે અને તેથી તેને જ અવતાર તરીકે પૂજવાની આવશ્યક્તા છે !-! અર્થાત્ હિન્દુ શાસ્ત્રો તથા પુરાણોમાં જે નકલંકી અવતાર થવાનું કહેલું છે તે અવતાર તો ક્યારનોય થઈ ગયો છે અને તે દશમો અવતાર થવાનું જે પ્રસિદ્ધ થયું છે, તે અવતાર મ્લેચ્છ રૂપે મક્કામાં હજરત અલી નામથી પ્રકટ થયો છે."

શ્રી કચ્છ દેશની કડવા પાટીદાર જ્ઞાતિની કરાચીમા મળેલી પરિષદની બીજી બેઠકના તા. ૭-૧૦-૧૯૨૨ ની સર થતા કામકાજનો રિપોર્ટ: રા. નારાયણજી રામજીભાઇ મીસ્ત્રી, ઘાટકોપરવાળાનું પીરાણાના ઠરાવ ઉપર ભાષણ પૃષ્ઠ ૩ જું.

વળી હજરત અલી માટે આ પીરાણે એક કવિતા રચીને જણાવ્યું છે કે:—

તમે ઓળખીને ધાવો આજ રે;
મૂરખ લોકોને આવે છે લાજ રે-ટેક
જે રે કૃષ્ણ બોલતા તે અમૃતવાણી રે;
હવે અરબી ભાષા કહીથી આણી રે-તમે.
જે રે કૃષ્ણ ચાલતા તે તિલક કાઢી રે;
હવે કલિમાં વધારી છે દાઢી રે—તમે.
જે રે કૃષ્ણ પહેરતા પીતાંબર ધોતી રે;
હવે કલિમાં પહેરી છે કફની ટોપી રે-તમે.

હિનથી મુન્ની મુસલમાનોનું છે. આ મિશન કેટલી સીમા પર્યન્ત ભયંકર છે તથા તેનું પ્રચારકાર્ય કેટલા વેગથી ચાલી રહ્યું છે; માત્ર એટલું જ નહિ, પણ તેનો પોતાના એ પ્રચારકાર્યમાં કેટલો બધો વિશ્વાસ છે એ તો એકજ ઉદાહરણથી સ્પષ્ટ થઇ જશે. હાલમાં જ મૌ. મહમદઅલીએ પોતાના 'હેમ્દર્દ' પત્રમાં લખ્યું હતું કે: "હવે પછીની મનુષ્યગણનાના પ્રસંગે જણાઈ આવશે કે હિન્દુઓની-સંખ્યા વધે છે કે મુસલમાનોની?" આનો આશય એવો છે કે સર્વસાધારણ મુસલમાનોએ પોતાની શક્તિનું માપ કાઢી જોયું છે અને તેમનો એ વિશ્વાસ છે કે તેમનું પ્રચારકાર્ય એટલા તો વેગથી ચાલી રહ્યું છે કે તેની સંપૂર્ણ સફળતા અવશ્યંભાવી છે. ત્યારે આપણે હિન્દુઓએ શું કરવું જોઈએ? આવાં કાર્યોના પ્રચંડ પ્રતિકારની અનિવાર્ય આવશ્યકતા છે એ કોઈ પણ કહી શકે તેમ છે. આ પ્રચારકાર્યના અગ્રેસર દેહલવી ખ્વાજા હસન નિજામી છે. આ લોકો એકલા હિન્દુ પુરુષોને તથા તરુણોને જ મુસલમાન બનાવે છે એમ નથી: કિંતુ હિન્દુ બાળકો તથા હિન્દુ અબળાઓ ઉપર પણ તેમની દુષ્ટ દૃષ્ટિ રહ્યા કરે છે. દિલ્લીની હિન્દુરક્ષાસમિતિએ કેવળ ચાર માસ જેટલા અલ્પ કાલાવધિમાં જ ૩૪૨ હિન્દુ બાળકોને મુસલમાનોના પંજામાંથી છોડવીને બચાવ્યાં છે તેમ જ ૨૨ સ્ત્રીઓને

---

૭ રે કૃષ્ણ જમતા સુવર્ણની થારી રે,
હવે માટીની સહાનક પારી રે—તમે.
૭ રે કૃષ્ણ ચાલતા તે બ્રાહ્મણવેશેરે.
હવે આવી બેઠા તે અરબ દેશે રે—તમે.
૭ રે કૃષ્ણરૂપે તે જાપ જપાવ્યો રે;
હવે દલિમાં મુહમ્મદ નામ બજાવ્યો રે—" તમે
એ જ ભાગનું પૃષ્ઠ ૪ થું.

પણ તેમના ફાંસામાંથી છોડાવવામાં આવી છે. આ ઉપરાંત ૧૪૭ હિન્દુ બાળકો તથા સ્ત્રીઓ મુસલ્માનના પંજામાં ફસાઈ જવાના રિપોર્ટો મળ્યા છે કે જેમનામાંનાં કેવળ-૧૯ ને-જ છોડવી શકાયાં છે ! આ તો ફક્ત એક જ શહેરની હકીકત છે. અન્ય સ્થાનોના વૃત્તાન્તો તો આનાથી સોગણા વધારે ભયાનક છે. હિન્દુઓએ પોતાની આ શોચનીય સ્થિતિનો અવશ્ય વિચાર કરવો જ જોઈએ અને મુસલ્માનોના એ અત્યાચારોનો પ્રતિકાર કરવો જ જોઈએ. જ્યારથી ખ્વાજા હસન નિઝામીની તૂફાની પ્રવૃત્તિઓનો આરંભ થયો છે ત્યારથી આજ સુધીમાં અનેક હિન્દુઓને નાનાવિધ બળાત્કારોથી મુસલ્માન બનાવવામાં આવ્યા છે. બહુધા પ્રત્યેક મુસલ્માન કોઈ પણ હિન્દુને મુસલ્માન બનાવવાનાં અવસરને જોતો જ રહે છે અને લાગ મળતાં જ અનાથ હિન્દુને પોતાના જાળમાં માછીગીર પ્રમાણે સપડાવીલે છે. થોડા દિવસ પૂર્વે તેમણે બે બ્રાહ્મણ સ્ત્રીઓને પકડીને મુસલ્માન બનાવી દીધી હતી. એક ઉપદેશક હિન્દુએ એ કાર્યપ્રતિ કઠિન વિરોધ દર્શાવ્યો હતો, પરંતુ ત્યાંના વરિષ્ટ તથા કનિષ્ટ સર્વ અધિકારીઓ મુસલ્માન હોવાથી તે હિન્દુ ઉપદેશકના પોકારને તત્કાળ દબાવી દેવામાં આવ્યો હતો. મુસલ્માન દુકાનદારો, બંગડી પહેરાવનાર મુસલ્માન ફેરિયાઓ તથા હિન્દુઓનાં ઘરોમાં રહેતા મુસલ્માન નોકરો હિન્દુ છોકરા છોકરીઓને ભ્રષ્ટ કરવાના કિંવા તેમને હરી જઈને મુસલ્માન બનાવવાના પ્રયત્નોમાં ગુંથાયલા ( અથવા મંડયા ) જ રહે છે. પ્રથમ દિવસે જ મુસલ્માનોના આવા એક હિન્દુભોગની મેં મુલાકાત લીધી હતી. એ પ્રશ્નો અતિશય ઉપયુક્ત તથા સ્મરણમાં રાખી લેવા યોગ્ય હોવાથી હું અહીં આપું છું. એ માણસનું

નામ તાકા છે કે જે પોતે જાતિનો બ્રાહ્મણ હતો. તેની ભ્રષ્ટતાના વિષયને છેડતાં જ તેનાં નેત્રોમાંથી ચોધારાં આંસુ વહી નીકળે છે. તેણે મને કહ્યું કે: " હું કાશ્મીરી બ્રાહ્મણ હતો. મને એક દિવસે એક મુસલમાન સર્વે ઑફિસરે બોલાવ્યો કે જે હિન્દુઓને ધિક્કારનાર તથા તુંદમિજાજી મુસલમાન તરીકે સર્વત્ર વિખ્યાત છે. તેણે મને અભક્ષ્ય પદાર્થ ખાવામાટે આપ્યો. મેં તે ખાવાની ના પાડી એટલે તેના નોકરો એક સામટા મારા ઉપર તૂટી પડયા અને મને એટલો બધો માર માર્યો કે હું મૃતતુલ્ય મૂર્છાને આધીન થઇ ગયો. જ્યારે હું શુદ્ધિમાં આવ્યો ત્યારે મારા જાણવા તથા જોવામાં આવ્યું કે હું નિર્દય મુસલમાનોના પંજામાં સપડાઈ ગયો હતો. મને મસ્જિદમાં લઈ જવામાં આવ્યો, મારી ચોટલી કાપી નાખવામાં આવી, મને તેમણે વટલાવ્યો, મારું દેવું ચૂકવી દીધું, મને નિજામુદ્દીન એવું નવીન નામ આપ્યું, મને સખ્ત જાપતામાં રાખવામાં આવ્યો, મારી પત્ની તથા મારા કાકા મને મળવાને આવ્યાં, પરંતુ મારી દુર્દશાને જોઇને નિરાશ થઇ રડતાં હ્રદયોથી પાછાં ચાલ્યાં ગયાં.' તે બ્રાહ્મણ પુનરપિ પોતાના હિન્દુ ધર્મમાં આવવા ઇચ્છતો હતો. તેણે મુસલમાનોની ધર્માન્ધતા પિશાચિકાના ભોગ થઇ પડેલા પોતાના જેવા અન્યાન્ય હિન્દુઓનાં ઘણા દાખલા આપ્યા હતા કે જેમનાં નામો મારી નોંધપોથીમાં મેં નોંધી લીધાં છે. આ રાજ્યમાં ક્રિશ્ચિયનોએ પણ ઠીક ડેરો જમાવ્યો છે. જો સાંભરમાં આવી જ પરિસ્થિતિ ચાલતી રહેશે તો સાંભરમાં હિન્દુનું એક પણ કુટુંબ અવશિષ્ટ રહેશે કે કેમ એ શંકાસ્પદ વાર્તા છે. સિંધ હૈદરાબાદના 'હિન્દુ' પત્રે જણાવ્યું છે કે: " સિંધના

નવાબશાહ જિલ્લામાં મુસલ્માનોએ એક ગુપ્ત સમિતિ રચી છે અને તેની પ્રવૃત્તિઓ અત્યંત ભયાનક છે. એ જિલ્લામાં એક જ મહિનામાં ચાર કે પાંચ હિન્દુ છોકરાઓનાં હરણ થયાં છે." એક હિન્દુ બાઈએ એવી ફરિયાદ નોંધાવી છે કે: "કરાચીના કેટલાક મુસલ્માનોએ મારા તરુણ પુત્ર સાથે નીચ કુકર્મ કર્યું છે અને તેને ઉઠાવી ગયા છે કે જેની વિગતો હું જાણતી નથી." સિંધ હૈદરાબાદના 'હિન્દુ' પત્રના જણાવ્યા પ્રમાણે "સિંધના નૌશેરો નામક નગરમાં ખાજા હસન નિઝામી સાહબનો એક ચેલો રહે છે કે જે પોતાને સૂફી તરીકે ઓળખાવે છે અને હિન્દુ છોકરાઓને ફોસલાવી તેમને ધર્મભ્રષ્ટ કરવાના વ્યવસાયને આદરી બેઠો છે. એના જ એક ચેલાએ એની ખાનગી યોજનાઓનો પ્રકાશ કરી દીધો છે." 'સિંધ કેસરી' પત્રે જણાવ્યું છે કે; "કરાચીમાં હાલમાં કેટલાક મુસલ્માનોએ સોળ વર્ષના વયના એક હિન્દુ છોકરાનું અપહરણ કર્યું છે. 'હિન્દુ" ના લખ્યા પ્રમાણે: "લાલચો આપીને હિન્દુ છોકરા છોકરીઓને હરી જવાના તથા ધર્મભ્રષ્ટ કરવાના પ્રયત્નો હાલમાં પદ્ધતિપુરઃસર મુસલ્માનો આખા સિંધમાં બળ પૂર્વક ચલાવી રહ્યા છે અને આ ચળવળમાં અગ્રભાગ ભજવનારા ઘણુંકરીને ખિલાફતવાળા મુસલ્માનો જ છે!" તા. ૧૭ મી એપ્રિલને દિવસે કેટલાક મુસલ્માનોએ આઠ વર્ષના વયના હરનાથ નામના એક હિન્દુ છોકરાને ફસાવ્યો હતો અને તેનું હરણ કરીને તેને ક્યાંક અદૃશ્ય કરી દેવામાં આવ્યો હતો. સદ્‌ભાગ્યવશાત્ એક હિન્દુ નેતાને આ દુષ્કર્મની જાણ થતાં તેણે તે છોકરાને મુસલ્માનોના પંજામાંથી મુક્ત કર્યો અને પાછો હિન્દુ ધર્મમાં સ્વીકાર્યો એટલે તે મુસલ્માનોએ એક નીચ યુક્તિ રચી બતાવી. તેમણે એક

મુસલ્માન બાઇ પાસે એવી ફરિયાદ મંડાવી કેઃ 'એ હરનાથ તો મારો પોતાનો જ છોકરો છે.' પરંતુ પોલિસની તપાસ હિન્દુઓના લાભમાં ઊતરતાં મુસલ્માન ભાઇઓ છાનામાના બેસી રહેવાને બદલે ફરીથી પોલિસના પહેરામાંથી તે છોકરાને ઉપાડી ગયા અને તેને તેઓ હૈદરાબાદ રવાના કરી દેવાની તૈયારીમાં હતા એટલામાં એક હિન્દુ ગૃહસ્થને એ બાબતની જાણ થઇ અને તેણે પોલિસને તરત ખબર આપી એટલે બીજી વાર પણ તે છોકરાને મુસલ્માનોના હાથમાંથી છોડાવવામાં આવ્યો. આ મુસલ્માનોમાંના કોઇને કોઇ પણ પ્રકારની શિક્ષા આપવામાં આવી નથી.'

'એ જ 'હિન્દુ' પત્ર જણાવે છે કેઃ 'એક મદ્રાસી હિન્દુ પોતાની પત્ની તથા બાલકન્યા સાથે હૈદરાબાદ ઊતર્યો હતો. આગગાડીમાં તેના પૈસા ચોરાઇ ગયેલા હોવાથી તેને હૈદરાબાદમાં ચોભવું પડયું હતું. આવા પ્રકારના શિકારોને જેઓ હમેશા શોધતા ફરે છે તે મુસલ્માન ચળવળિયાઓએ એ કુટુંબને પોતાના પ્રપંચજાળમાં ફસાવ્યું. તેઓ તેમને એક મુસલ્માની લત્તામાં લઈ ગયા; પરંતુ સદ્ભાગ્યે એક સિખ્ખ ગૃહસ્થને આ વાતની જાણ થતાં તેણે તે મદ્રાસી ગૃહસ્થ, તેની પત્ની તથા તેની બાલિકાને ત્યાંથી લઇ આવીને હિંન્દુ મહાસભાની કચેરીમાં પહોંચાડી દીધાં.'

"હૈદરાબાદમાં કેટલાક મુસલ્માનોએ એક હિન્દુ બાળાપર અત્યાચાર કરીને તેને ગેરકાયદેસર એક છુપી જગ્યામાં પૂરી રોખી હતી. હિન્દુઓને આ બાબતના સમાચાર મળતાં તેમણે પોલિસને ખબર આપી અને તે નિરાધાર અબળા બાળાને મુસલ્માનોના પંજામાંથી મુક્ત કરાવી."

" શ્રી. મુલાનીલાલ જણાવે છે કે: "અમરબાઇ નામની એક બીજી હિન્દુ સ્ત્રી ઉપર બે મુસલમાનો અત્યાચાર કરવાની તૈયારી કરી રહ્યા હતા. આ બે મુસલમાનોનાં નામ મહમદ અને જુમ્મા છે. આ બાઇને બળાત્કારથી ઉપાડી જવાની તેમણે સર્વ વ્યવસ્થા કરી રાખી હતી; પરંતુ હિન્દુઓને તેમના એ પાપની ખબર પડી ગઇ અને તેમણે પોલિસને ખબર આપી દીધી; છતાં બાયલા સિપાહીઓએ મુસલમાનોના એ દુષ્કાર્યને અટકાવવાનો કાંઇ પણ પ્રયત્ન ન કર્યો. હિન્દુઓએ પોલિસને તેમની વિરુદ્ધ સખ્ત પગલાં લેવાની ધમકી આપી એટલે પછી બાઇને પોલિસે છોડાવી આપી અને તે દિલ્હીની નિવાસિની હોવાથી તેને ત્યાં મોકલી દીધી."

પૂર્વ બંગાળામાં મુસલમાન ગુંડાઓની તોફાની પ્રવૃત્તિઓ અતિશય સંગઠિત તથા મહાભયંકર સિદ્ધ થઇ ચૂકી છે; તે છતાં પૂર્વ બંગાળાના હિન્દુઓની ગાઢ નિદ્રાનો લોપ અદ્યાપિ કેમ નથી થતો એ કોઇથી સમજી શકાતું નથી. ગત વર્ષથી આ ભાગમાં એવા સેંકડો બનાવો બની ગયા છે કે જેમાં હિન્દુ છોકરા તથા છોકરીનાં હરણ, હિન્દુ સ્ત્રીઓ ઉપર કરાયલા અત્યાચારો તથા હિન્દુઓને મુસલમાન બનાવવાની ઘટનાઓ અગ્રભાગે વિરાજે છે. આપણે એમાંનું એક જ ઉદાહરણ અહીં રજૂ કરીશું. ગાયવન્ડાના મુખ્તિયારની પુત્રી સુખાસનીને ખિજૂરીદીન તથા બીજા કેટલાક મુસલમાન ગુંડાઓ તેના બાપના ઘરમાં ઘુસીને જબરદસ્તીથી ઉપાડી ગયા હતા. એ બાઇને અતિશય દુઃખ આપવામાં આવ્યું હતું અને એક ગુપ્ત સ્થાનમાં કેદ કરી રાખવામાં આવી હતી. એ બાઇને મુસલમાન ગુંડાઓએ બળાત્કારથી ભ્રષ્ટ કરી હતી, છતાં પણ બાઇએ તેમની

સાથે રહેવાનું અને ઇસ્લામ ધર્મને સ્વીકારીને મુસલ્માન થવાનું ન જ સ્વીકાર્યું; અર્થાત્ મુસલ્માન થવાની તે આર્ય બાળાએ ચોખ્ખી ના પાડી દીધી. એક વાર અવસર મળતાં એ બાઇ મુસલ્માનોના પંજામાંથી છૂટીને નાઠી અને રેલ્વે-સ્ટેશનેપર જઇ પહોંચી. તે ટ્રેનમાં બેસવાની તૈયારી કરતી હતી એટલામાં તો સ્ટેશનના મુસલ્માન દારોગાએ એ બાઇને ટ્રેનમાં બેસતી અટકાવી અને પકડીને જે ગુંડાઓ એને હરી ગયા હતા તેમના જ હાથમાં પાછી સોંપી દીધી. અંતે આ બાબત પોલિસના જાણવામાં આવતાં દારોગાને તથા પેલા મુસલ્માન ગુંડાઓને પકડવામાં આવ્યા. રંગપુરના મૅજિસ્ટ્રેટ સમક્ષ એમનો કેસ ચાલ્યો અને બદમાશોને સખ્ત સજા કરવામાં આવી. ગુનાહગારોએ પોતાનો કેસ બીજી કોર્ટમાં ચલાવવાની અપીલ કરી હતી, અને તેના કારણમાં જણાવ્યું હતું કે: 'રંગપુરની પ્રજાનો અમારી સાથે પ્રબળ વિરોધ હોવાથી, અમોને રંગપુરના મૅજિસ્ટ્રેટની કોર્ટમાં ન્યાય મળવાનો સંભવ છે જ નહિ;' પરંતુ મૅજિસ્ટ્રેટ સાહેબે કેસને બીજી કોર્ટમાં ટ્રાન્સફર કરવાની ના પાડીને અપીલની અરજીનો જવાબ આપતાં ગંભીરતાથી જણાવ્યું હતું કે: 'પૂર્વ બંગાળામાં હિન્દુ સ્ત્રીઓનાં હરણ તથા હનનની ઘટનાઓ એટલી બધી બન્યા કરે છે કે લોકો એ ઘટનાઓને નિત્યની એક સામાન્ય ઘટના માનીને હવે વિશિષ્ટ લક્ષ એવી ઘટના પ્રતિ નથી આપતા!' મૅજિસ્ટ્રેટના આ ઉદ્‌ગારો એવા તો સ્પષ્ટ તથા ભયાનક છે કે બંગાળાના અધઃપાતના સંબંધમાં આનાથી કઠિનતર ટીકા કરી શકાય તેમ છે જ નહિ. લૉર્ડ લીટનના અપમાનસૂચક માત્ર એક જ શબ્દથી આપણું આત્મસંમાન જાગ્રત થઇ ગયું હતું; પરંતુ મુસલ્માન ગુંડાઓના આવા

નિરંકુશ અત્યાચારોને પણ આપણે શીતલ હૃદયથી તથા કાયરતાથી સહન કરી રહ્યા છીએ એ આપણા માટે લજ્જાસ્પદ નથી કે શું?

"આદનથી પણ મુસલમાન જમીનદારોના હિન્દુઓ ઉપર થતા જુલ્મોની શર્મભરેલી હકીકત જાણવામાં આવી છે અને તે એ છે કે ત્યાં જે ચાંભાર નામની એક હિન્દુ-જાતિ વસે છે તે જાતિના એક દેવીભવાની નામના માણસ ઉપર એક દિવસ અચાનક જમીનદારના નેતૃત્વતળે લગભગ ૭ મુસલમાનોએ હલ્લો કર્યો અને તે સર્વેએ મળીને બળાત્કારે તેના મુખમાં અભક્ષ્ય માંસનો ખોરાક ઠોંસ્યો. ત્યાં આખી ચાંભાર જાતિને મુસલમાન થવામાટે લલચાવવામાં આવે છે અને એ જાતિના લોકોને અનેક પ્રકારે મુસલમાનો પીડી રહ્યા છે. ત્યાંના મુસલમાન જમીનદારોએ ધોબી, હજામ તથા બીજી જાતના લોકોને એવો હુકમ ફરમાવી દીધો છે કે: 'જ્યાં સુધી આ ચાંભાર લોકો પોતાના હિન્દુધર્મને ત્યાગીને મુસલમાન ધર્મને ન સ્વીકારે, ત્યાં સુધી તેમની સાથે કોઇ પણ પ્રકારનો વ્યવહાર ન રાખવો, એટલે કે તેમનો બહિષ્કાર કરવો. મુસલમાન પોલિસો પણ આ મુસલમાની ધાર્મિક અત્યાચારોને તથા ક્રૂરતાઓને કડે પેટે જોયા જ કરે છે અને હિન્દુઓના રક્ષણનો કાંઇ પણ પ્રયત્ન નથી કરતા.

"એ ઉપરાંત દાનાગંજ, ભીખાનદી, ખીરી તથા ઇટાવા જિલ્લાનાં કેટલાંક અન્ય ગામોમાં ધર્મના નામે આવી જ ક્રૂરતા ચાલી રહી છે અને સેંકડો હિન્દુઓને તેમના શાશ્વત તથા નૈસર્ગિક હિન્દુધર્મને ત્યાગીને ઇસ્લામનો સ્વીકાર કરવાની તથા મુસલમાન થઇ જવાની જુલમથી

ફરજ પાડવામાં આવે છે. કેવળ આ કારણથી હિન્દુઓ ઉપર મુસલ્માનો પૈશાચિક અત્યાચારો કરી રહ્યા છે. શ્રી દેવીદત્ત દ્વિવેદી જણાવે છે કે: ' આવી રીતે મુસલ્માનોની ધર્માન્ધતાના ભોગ થઈ પડેલા કેટલાક હિન્દુઓ શુદ્ધિદ્વારા હિન્દુ ધર્મમાં આવવાની પ્રબળ ઇચ્છા ધરાવે છે.

" સિલહટના ડિસ્ટ્રિક્ટ જજ્જ સમક્ષ એક હિન્દુ વિધવાએ અશ્રુપૂર્ણ નયનોથી જણાવ્યું હતું કે: ' હું મારી દશ વર્ષની અવસ્થામાં વિધવા થઇ હતી અને અત્યારે મારી અવસ્થા ચૌદ વર્ષની છે. એક દિવસ જ્યારે હું યમુનાજીના ઘાટ ઉપર સ્નાન કરતી હતી તે વેળાએ મુબારક નામનો એક બદમાશ મુસલ્માન ત્યાં આવીને એકાએક મારા ઉપર ટૂટી પડયો, તેણે મારા મોઢામાં કપડાનો ડુચો મારી દીધો અને ત્યાર પછી મારી પવિત્રતાનો નાશ કર્યો. ત્યારપછી તેણે મને એક ગુપ્ત સ્થાનમાં લઇજઇને કેદી પ્રમાણે પૂરી રાખી મારા વૈધવ્યનો અનેક વાર બળાત્કારે ભંગ કર્યા પછી મને તે એક પૈસાદાર મુસલ્માન પાસે લઇ ગયો અને સમસ્ત માર્ગમાં મારી સામે એક ખુલી છરી રાખીને મને એવી ધમકી આપતો રહ્યો કે: ' જો આ વાત તું કોઇને પણ કહીશ, તો હું તને જરૂર મારી નાખીશ!' રસ્તે જતાં મારા સદ્‌ભાગ્યવશાત્ મેં મારા ભાઇને એક પોલિસ કૉન્સ્ટેબલ સાથે જતો જોયો એટલે મેં બૂમ મારી અને તેમની મદદથી હું અંતે તે પાપીના પંજામાંથી મુક્ત થઈ ગઇ.' આ ગુનાહમાટે એ બદમાશ મુસલ્માન મુબારકને ચાર વર્ષના પરિશ્રમયુક્ત કારાગૃહવાસની શિક્ષા મળી ચૂકી છે. હિન્દુસ્તાનના ખૂણે ખૂણે કાશ્મીરથી કન્યાકુમારી પર્યંત આવી અસંખ્ય ઘટનાઓ નિત્ય ઘટી રહી છે અને તેથી 'અર્જુન' નામક પત્ર હિન્દુઓને ચેતવણી આપે છે કે:"

'દિલ્હીમાં મુસલમાન ગુંડાઓના નીચ અત્યાચારોનો પુનરપિ આરંભ થઇ ગયો છે એટલામાટે હિન્દુઓએ પોતાની માતાઓ, ભગિનીઓ, પત્નીઓ તથા પુત્રીઓને યમુનાજીના ઘાટપર એકલી જવા ન દેવી તેમ જ સંધ્યાકાળ પછી સ્ત્રીવર્ગને કોઇ પણ કારણવશાત્ ઘરમાંથી બહાર નીકળવા ન જ દેવો; કારણ કે, અમોને એવી ચોક્કસ બાતમી મળેલી છે કે મુસલમાન ગુંડાઓ શહેરના કેટલાક ભાગોમાં હિન્દુ સ્ત્રીઓની બીભત્સ ચેષ્ટાઓવડે મશ્કરીઓ કરે છે અને અણુઘટતી છૂટ લેતાં જરા પણ નથી અચકાતા; માત્ર એટલું જ નહિ, પણ હિન્દુ સ્ત્રીઓને નાના પ્રકારે પજવ્યા કરે છે.' દિલ્હી જેવાં ભારતવર્ષની સરહદપર આવેલાં મુસલમાનોના વધારે વસતીવાળાં નગરોમાં, પંજાબમાં તેમ જ સિંધ આદિ પ્રાંતોમાં હિન્દુઓની સ્થિતિ કેટલી સીમા પર્યંત શોચનીય હોવી જોઇએ એની આપણાથી તત્કાળ યથાસ્થિત કલ્પના કરી શકાય તેમ હોવાથી એના અધિક વિવેચનથી આવશ્યકતા છે જ નહિ.*

---

* અહીં અમદાવાદમાં પણ અનેક હિન્દુ સ્ત્રીઓ સાભ્રમતીના તીરે ન્હાવા તથા કપડાં ધોવામાટે તેમ જ કેટલીક સુશિક્ષિતા વનિતાઓ એલિસબ્રિજપર ગ્રીષ્મ ઋતુમાં સંધ્યાકાળે વાયુસેવનમાટે જતી હોવાથી કેટલાક મુસલમાન ગુંડાઓના હસ્તથી સાભ્રમતી નદીના તીરપ્રાંતમાં તથા એલિસબ્રિજ ઉપર હિન્દુ સ્ત્રીઓની છેડછાડ થવાની ઘટનાઓનો આજકાલ સોમ્ય સ્વરૂપમાં આરંભ થવા માંડ્યો છે એટલામાટે અમદાવાદના હિન્દુ ગૃહસ્થોને પણ અમારી એ જ પ્રાર્થના છે કે તેમણે પોતાના કુટુમ્બની સ્ત્રીઓને નદીતીરે એકલી ન જ જવા દેવી અને સંધ્યાકાળ પૂર્વે ઘેર આવી જવાની સૂચના આપી દેવી; તેમ જ સુશિક્ષિત સ્ત્રીઓને અમારી એ અભ્યર્થના છે કે તેમણે એલિસબ્રિજ તથા નદીપારના માર્ગમાં, જો તેમને પોતાની પવિ-

આવી જેટલી ઘટનાઓ પ્રસિદ્ધિમાં આવી ગઇ છે તેવી જ અન્ય શતાવધિ ઘટનાઓ નિત્ય ઘટતી રહે છે કે જે સર્વ ઘટનાઓ આપણા જાણવામાં ભાગ્યે જ આવી શકે છે. અહીં વિશિષ્ટતાથી લક્ષમાં રાખા લેવા યોગ્ય ઘટના એ જ છે કે અત્યાર સુધીમાં કોઇ પણ હિન્દુના હસ્તથી કોઇ પણ મુસલ્માન છોકરા કે છોકરીનું હરણ થવાનો કિંવા ધર્મભ્રષ્ટ થવાનો ભૂડો બનાવ એક પણ નથી નોંધાયો તેમ જ કોઇ પણ મુસલ્માન બાઇની લજ્જાને લૂંટવાનું કાળું કૃત્ય કોઇ પણ હિન્દુએ હજી સુધી નથી કર્યું; કારણ કે, હિન્દુઓના મસ્તિષ્કમાં આવાં દુષ્ટ કર્મ કરવાની કલ્પનાનો આવિર્ભાવ જ નથી થતો, તો પછી તેમના હસ્તથી આવાં દુષ્કૃત્યો થાય જ કેવી રીતે વારુ!

મુસલ્માન ફકીરોએ પણ કેવાં પૈશાચિક કર્મો કરવા માંડ્યાં છે એની કાંઇક કલ્પના સિંધમાં બનેલા એક કમકમાટી ઉપજાવનારા બનાવથી કરી શકાય તેમ છે. સિંધના લાડકાણા જિલ્લાના નૌધેરો નામક ગામના બાહ્ય ભાગમાં—ગામની સીમમાં—દશ વર્ષના વયની એક હિન્દુ કન્યા છાણું લેવામાટે આવી હતી, એટલામાં એક મુસલ્માન ફકીરે તે છોકરીને પકડી લીધી અને નજીકના નાળામાં ઘસડી જઇને તેના પર બળાત્કાર કર્યો. તે કોમલ વયની બાલિકાએ તે નરપિશાચના પંજામાંથી છૂટવામાટે ઘણી બૂમો

ત્રતા તથા પ્રતિષ્ઠા પ્રિય હોય તો, વાયુસેવનાર્થ એકલાં તો ન જ જવું અને તેમાં પણ રાત્રિનો આરંભ થવા પૂર્વે જ વસતીવાળા આ પારના ભાગમાં આવી જવું કે જેથી તેમના સંબંધમાં આવી અશ્લીલ તથા ભયાનક ઘટનાઓ ઘટવાનો સંભવ જ કદાપિ ઉપસ્થિત ન થાય. રોગનો ઉપચાર કરવા કરતાં રોગનો અટકાવ કરી દેવો એ નીતિ જ અધિક શ્રેયકર છે એ નવીનતાથી દર્શાવવાની આવશ્યક્તા છે જ નહિ.

"હિંદુ પત્ર જણાવે છે કે, "ઢોલમંજ અદીન શહરની પાસે રહેનારા એક હિન્દુ ભીલની ઓરતને કેટલાક મુસલમાન ગુંડાઓ બળાત્કારે ઉપાડીને લઈ ગયાં છે. એ ગુંડાઓની સંખ્યા લગભગ પંદરથી વીસની હતી અને તેઓ સર્વ હથિયારબંધ હતા. ચાર પાંચ ભીલોએ તેમનો પીછો તો કર્યો, પણ ગુંડાઓ ઉતાવળથી પલાયન કરી ગયા. ભીલોએ તત્કાળ પોલિસ આગળ જઈને ફરિયાદ કરી, પરંતુ મુસલમાન પોલિસવાળાઓએ તેમની ફરિયાદ નોંધી લેવાની ચોખ્ખી ના પાડી દીધી. બિચારા નિરાધાર ભીલ લોકો તડફડવા લાગ્યા, છતાં તે મુસલમાન પોલિસ અમલદારોને કાંઈ પણ દયા ન આવી. અર્થાત્ અદીનના કેટલાક હિન્દુ કાર્યકર્તાઓએ આ ઘટનાના સંબંધમાં તપાસ ચલાવવાનો આરંભ કરી દીધો છે."

'ગુજરાતી કેસરી'ના તા. ૨૫ મી જૂન ૧૯૨૫ ગુરુવારના અંકમાં (પૃષ્ઠ ૬૦૬.) એ સમાચાર પ્રકટ કરવામાં આવ્યા છે કે, "જયપુરની ૨૨ વર્ષની ખમણબાઈ ચુનીયા પોતાના ધણીને મળવા દિલ્હી અને દીકરી તથા બાપને મળવા આગ્રા જવા વિચાર કરતી હતી.તેનો ધણી આઠેક માસથી રીસાયો હતો અને તેથી તેને જયપુરમાં રાખી રૂ. ૫) માસિક મોકલતો. ખર્ચના અભાવે બાઈ ત્યાં જવા કોઈનો આશ્રય શોધી રહી હતી. એની આસપાસના ઉઠાઉગીર મુસલમાનોને ખબર પડતાં તેમણે એક જણને બાઈ પાસે મોકલ્યો, તેણે તેને પોતે આગ્રા જતો હોવાની વાત કહી અને કામકાજ પૂછ્યું. બાઈએ કહ્યું કે 'મારે બે દિવસમાં ખર્ચની સગવડ કરીને જાતે આગ્રા જવાનું છે.' મુસલમાને કહ્યું કે 'તો પછી તમો હાથમાંની પાચીટી આપો એટલે હું ગીરો મૂકી રૂપિયા

લાવીને ટિકિટ-કઢાવી આપીશ. ઘર જેવો સંગાથ છે એટલે અમારી સાથે જ ચાલો.” બાઇ ભોળવાઇ ફસાઇ અને તેણે વીંટી આપી તે લઇને તે મુસલ્માન ત્રણ ટિકિટ લાવ્યો. બાઇને લઇ બે મુસલ્માનો અમદાવાદની ગાડીમાં જાણી જોઇને જ બેઠા. ગાડી ચાલે ને નવાં નવાં સ્ટેશનો દેખાય કે જે બાઇએ કદી અગાઉ આમે જતાં જોયેલાં જ નહિ અને તે જોઇને મુસલ્માન સાથીઓને પૂછે કે: ‘આ નવી લાઇન છે કે શું?’ મુસલ્માનો તેને આશ્વાસન આપ્યા કરે અને તેની તાલાવેલી શાંત પાડે. બાઇએ ફરી પૂછ્યું તો જવાબ આપ્યો કે: ભૂલથી અમદાવાદની ટિકિટ લેવાઇ ગઇ છે તેથી અમદાવાદ આવ્યા; હવે આગ્રા પાસે જ છે.’ એમ કહી આગળ જતાં અમદાવાદ ઉતર્યાં અને ત્યાં તે મુસલ્માનોએ તે બાઇનો કબ્જો એક પંજાબી મુસલ્માન ગુંડાને સોંપી દીધો. તેમણે તે બાઇને કહ્યું કે: ‘અમારી પાસે અત્યારે પૈસા નથી એટલે જ્યારે પૈસા કમાઇશું ત્યારે આગ્રા આવીશું.’ તે બાઇનો ધણી આ દગાની ખબર પડતાં અમદાવાદ આવ્યો અને પેલા પંજાબી મુસલ્માન તથા જયપુરી મુસલ્માન ગુંડાઓ વિરુદ્ધ ફરિયાદ નોંધાવી તેઓને તેણે પકડાવ્યા છે. પંજાબી મુસલ્માને એ બાઇને પોતાના ઘરમાં રાખી મુસલ્માની કપડાં પહેરાવ્યાં હતાં અને તેની સાથે નિકાહ કરવાની તૈયારી તે કરી રહ્યો હતો એટલામાં પોલિસે આવીને તેને પકડી લીધો. બાઇ પણ ઘરમાંજ હતી. મૅજિસ્ટ્રેટ પાસે એ બાઇએ બધી હકીકત ખુલાસાવાર કહી સંભળાવી. મૅજિસ્ટ્રેટે બાઇનો કબ્જો હિન્દુઓને સોંપી દીધો છે. બૅરિસ્ટર મગનભાઇ ચતુરભાઇ પટેલ, ડૉ.પ્રાણજીવનદાસ, હિન્દુસભા અને આર્યસમાજ બધાએ આ કામમાં પણ શ્રમ ઉઠાવીને હુસન નિઝામીની સેનાના હાથમાંથી એ

બાઇને બચાવી લીધી છે. હિન્દુ સ્ત્રીઓને બચાવવાનો આવો પ્રયત્ન સર્વત્ર થવો જોઇએ. " ( આ સમય હવે મુસલ્માનોમાં વિશ્વાસ રાખવાનો નથી રહ્યો એ વાર્તા આ ઘટનાથી નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે. ભોળી હિન્દુ સ્ત્રીઓ ! સાવધાન ! ! ")

" નવાબાદ તા. ૧૨ મી મે ૧૯૨૫: મુંબઈની એક સોળ વર્ષના વયની મનોહરબાઇ નામની હિન્દુ વિધવા કે જે લાલચંદ નામક ગૃહસ્થની પુત્રી છે તેને હાજી શામો તથા અલીબખ્શ નામના બે મુસલ્માનો મુંબઇથી પોતાના ફાંસામાં ફસાવીને કરાચી લઇ ગયા હતા અને ત્યાંથી તેને સિંધની અંદરના એક નાના ગામડામાં લઈ જવામાં આવી હતી. એમ કહેવાય છે કે તે ગામડામાં તે મુસલ્માનોએ એક બીજા મુસલ્માનના હાથમાં એ બાઇને રૂ. ૭૫૦) સાડા સાતસોની કીમતથી વેચી નાખી હતી, કે જે મુસલ્માને તેને ખરીદી લીધા પછી તેની સાથે નિકાહ કર્યો હતો. એ બાઇને તે પોતે મુસલ્માન થવા તથા મુસલ્માન સાથે પરણવાને બિલ્કુલ ખુશ ન હોવાથી, ખૂનની ધમકીઓ આપીને બળાત્કારે ચુપ રાખવામાં આવી હતી અને તેથી જો કાંઇ પણ સહાયતા ન જ મળે તો આત્મહત્યા કરીને મરી જવાનો તે બાઇએ પોતાના મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો હતો. અંતે કેટલાક હિન્દુઓ સાથે તે બાઇ સંદેશા ચલાવી શકી હતી અને તેની હકીકત જાણીને તે હિન્દુઓ તેને બચાવી લેવાને શક્તિમાન થઈ શકયા હતા. એ બાઇને નસાડી જનાર તથા વેચનાર તેમ જ ખરીદનાર આદિ અપરાધીઓ ઉપર કાયદાસર કેસ માંડવામાં આવ્યો છે." ( આ હકીકત તા. ૨૩-૫-૨૫ ના 'રંગૂન સમાચાર' માંથી લેવામાં આવી છે. ) સિંધના મુસલ્માનો આવી રીતે

હિન્દુ સ્ત્રીઓને ઉપાડી જઇને વેચી નાખવાનો ધમધોકાર વ્યાપાર આજે કેટલાંક વર્ષોથી ચલાવી રહ્યા છે અને એવી કેટલીક ઘટનાઓ મારા ઈ. સ. ૧૯૦૨ સુધીના સાત કે આઠ વર્ષના સિંધ હૈદરાબાદના નિવાસના સમયમાં મેં પોતે જોયેલી છે, કેટલીક નિરાધાર અબળાઓને મેં પોતે ગુંડાઓના હાથમાંથી બચાવી છે અને તેમનાં નામો તથા ગામો મારી નોંધપોથીમાં નોંધી લીધાં છે. મારો હમણાંના સિંધના પ્રવાસમાં પણ એ જ પરિસ્થિતિ અત્યાર સુધી ચાલતી હોવાનું મારા જોવામાં તથા સાંભળવામાં આવ્યું છે અને એ અત્યંત શોકનો વિષય છે. બ્રિટીશ સરકારે આ જુલ્મને હવે અટકાવવો જ જોઇએ.

સતારામાં ઉપરા ઉપરી આગ લાગવાના ઘણા બનાવો બનવાથી તે આગો જાણી જોઇને લગાડવામાં આવતી હોવી જોઇએ એવી માન્યતા થવાના કારણથી સત્તાવાળાઓ તથા લોકોએ એની તપાસ રાખવા માંડી અને તેના પરિણામે થોડા દિવસની વાત પર એક ઇસ્લામી છોકરો એક હિન્દુ મંદિરના દરવાજા આગળ તેલમાં બોળેલું

તમારી દીકરીઓને અમારી સાથે પરણાવી દ્યો, મુસલ્માન થઇ જાઓ અને અમારી સાથે ભળી જાઓ; નહિ તો અમો અમુક દિવસથી તમારી માલમિલ્કતને લૂટવાનો, તમારાં ઘરોને આગ લગાડવાનો અને તમોને મારવાનો આરંભ કરી દઇશું !" તે ધમકીભર્યાં જાહેરનામાં પ્રમાણે મુસલ્માનોએ પોતાની જણાવેલી તારીખે જ હિન્દુ-ઓનાં ઘરોને આગ લગાડવાના કામની શરૂઆત કરી દીધી છે અને તેઓ છત્રીસ ઘર તો બાળી ચૂક્યા છે. બદમાશોની એ છુપી ટોળીના મુખીયા હજી પકડાયા નથી અને પોલિસે જે થોડાકને પકડયા છે તેથી પ્રજાનો એવો વિશ્વાસ બંધાતો નથી કે એ બદમાશોની ટોળીની હીલચાલ બંધ પડી જશે. "ગુજરાતી કેસરી" (તા. ૨૫–૬–૨૫) લખે છે કે: "આ ડેરા ઇસ્માઇલખાનની પોલિસની મોટી ખામી અને કલંક ગણાય, અને પોલિસ મોટે ભાગે મુસલ્માનોની જ બનેલી હોવાથી ત્યાંની પ્રજા જે એવો આરોપ મૂકે છે કે 'પોલિસ મુસલ્માનોનો પક્ષ કરીને ગુનેહગારોને શોધી કાઢતી નથી, તેમાં સચ્ચાઇ હશે એમ માનવાને કારણ મળે છે. કેટલાક અનુપમ ભેજાંના મુસ્લિમ પત્રકારો અને બીજાઓએ એ બાબત પર પડદો નાખવા એવાં કથનો કરેલાં છે કે એ હુલ્લડખોરો તો હિન્દુઓએ જ મુસલ્માનોને બદનામ કરવા માટે ચોડયાં હતાં ! ! પણ હવે એ કામ કોનું હતું અને એ કાર્યક્રમ કેવો અમલમાં મકાઇ રહ્યો છે એ સ્પષ્ટ દીવા જેવું દેખાઈ રહ્યું છે. હવે એ ચાલાક ભેજાંઓએ નવા જવાબ શોધી કાઢયા છે અને કહે છે કે હિન્દુઓ તો નાક કાપીને સામાને અપશુકન કરવાની પદ્ધતિએ પોતાનાં ઘરબાર બાળી મૂકે છે અને મુસલ્માનોને બદનામ કરે છે ! ! અને પોતે ઘરબાર વગરના થાય છે." 'કોહાટમાં પણ હિન્દુઓએ

જ પોતાના હાથે બધું કરેલું ' વગેરે કહેના નથી એજ ઉપકાર ! અમે પૂછીએ છીએ કે ત્યારે થોડાક દહાડા પર જ એક ઘરને આગ લગાડીને મુસલમાનો ગાડીમાં સવાર થઇ નાસી જતા પકડાઇ ગયા હતા તે બાબત એ ભાઈઓ શો જવાબ આપે છે ? આ બધા પરથી સરહદનું વાતાવરણ કેવું છે અને ત્યાં હિન્દુઓએ રહેવું કેવું જોખમભર્યું છે તે સ્પષ્ટ જણાય છે. વળી કોંકમાં પણ એવી હરકત ઉભી થઇ હોવાની ખબર આવી છે.

"સરહદ પર વસતા હિન્દુઓ કે જેઓ ત્યાંની આંતરીક સ્થિતિ બરાબર જાણે છે તેઓ કહે છે કે: "હજી તો કાળના ગર્ભમાં આથી વધુ ખરાબ કાવત્રાં ભર્યાં છે." સરકારની ફરજ આ બાબતમાં તદન સ્પષ્ટ છે. બદમાશોએ અગાઉથી ચેતવણી આપ્યા છતાં સરકારે એ આફતનો અટકાવ કરવા કશી તૈયારી રાખી નથી. શું કોહાટનો કેર સરકાર ભૂલી ગઇ છે ! સરકાર એમ ધારે છે કે તેના રાજ્યમાં વર્તેલા એ કેરથી સુધરેલી દુનિયામાં તેની આબરૂ વધી છે ? જો નહિ તો આ તાજી ઉત્પન્ન થતી આફતને ટાળવા માટે તેણે શું કર્યું છે ? કંઇજ નહિ શું એ આંખમીચામણાં નથી ? શું પ્રજા એથી એમ શક નહિ કરી જાય કે સરકારની રજામંદીથી આ તોફાનો ચાલે છે ? અમે આશા રાખીએ છીએ કે કોહાટના ડેપ્યુટી કમિશ્નરની માફક ડેરા ઇસ્માઇલખાનનો ડેપ્યુટી કમિશ્નર ગાફિલ ન રહે અને વખતસર ચેતીને મખન પગલાં લઇ બાજી બગડતી અટકાવશે. સરહદની પોલિસમાંથી મુસલમાન તત્ત્વ ઓછું કરી હિન્દુતત્ત્વ વધારવું જોઇએ. અને દેશનેતાઓ શું પોતાના ઠરાવો જ માથવના બેસવાના છે ? મુસલમાન

નેતાઓ જે ખાનદાનીનું સર્ટિફિકેટ ધરાવે છે તે ક્યાં છે? મહાત્માજી તો કદાચિત્ પાછળથી શેરો મારવાના હશે કે કપાઈ મરવું હતું ને 'હટયા કેમ ? ' ' ઘરબાર . છો બળી ગયાં ! ' એમને માનપાનના મેળાવડાઓમાંથી હટવાની ફુરસદ જ નથી ! કોહાટની જેમ બધું દફનાઈ જવા બાદ ૭ મહિને શાકતઅલી જોડે મળી જજમેન્ટ ઘડી કાઢવાના છે ? "

કેવળ શુદ્ધિ તથા સંગઠનનું કાર્ય ઉત્સાહપૂર્વક કરવાના અપરાધમાટે પટનાના પંડિતવર્ય બાબૂ નારાયણસિંહનો મુસલ્માન ગુંડાઓએ ધોળે દિવસે અને ભરે બજારે નિર્દયતાથી ઘાત કરી નાખ્યો છે એ ઘટનાથી હવે ભારતવર્ષમાં પણ મુસલ્માનોએ ઓરંગઝેબના અત્યાચારોની પુનરાવૃત્તિ

---

+ ડેરા ઈસ્માઇલખાનના મુસલ્માનોની એક ગુપ્ત સંસ્થા તરફથી શહેરમાં ટાઈપ કરેલાં જે જાહેરનામાં ચોંટાડવામાં આવ્યાં હતાં તેની વિગત એવી હતી કેઃ—

" જૂન માસથી અમારો ગુપ્ત કાર્યક્રમ આરંભાશે. એમાં હિન્દુઓ શામિલ થઇને નીચેની શરતો મંજૂર કરશે, તો જ તેઓ સલામત રહી શકશે અને તેમ નહિ કરે, તો તેમને બહુજ ભારે પડી જશે. શરતો; (૧) હિન્દુઓ મુસલમાન બની જાય, (૨) અમારી સાથે પોતાની બહેનો તથા દીકરીઓના વિવાહ કરી આપે; (૩) અથવા આ પ્રાંત છોડીને ચાલ્યા જાય. "

આ પછી ધનવાન હિન્દુઓ પ્રત્યે તેમણે નીચેની સૂચનાઓ બહાર પાડી છેઃ—

" જૂનમાં જો હિન્દુઓ અમને સહાયતા નહિ આપે, તો જુલાઈમાં હિન્દુઓના બધા હાટ અને ઘરો સળગાવી દેવામાં

કેટલા વેગથી પ્રતાપી બ્રિટિશ સામ્રાજ્યમાં જ કરવા માંડી છે અને તેના પરિણામે અત્યારે હિન્દુઓનાં જીવન, ધન તથા પ્રતિષ્ઠા આદિ કેટલા ભયમાં આવી પડયાં છે એની તત્કાળ કલ્પના કરી શકાય તેમ છે.

આવી અનેક ઘટનાઓ કિંવા મુસલમાનોના અમાનુષ

---

આવશે; કૂવાના પાણીમાં ઝેર નાખવામાં આવશે, તેમનાં ઘરોમાં ચોરીઓ કરવામાં આવશે, અને પછી જુલાઈમાં પણ હિન્દુઓ સીધી રીતે ઠેકાણે નહિ આવી જાય, તો ઑગસ્ટમાં લૂટ, કત્લ વિગેરે પણ કરવામાં આવશે, " આ ઉપરાંત સિખ્ખોને પણ ધમકી અપાઈ છે અને સરકારને તટસ્થ રહેવાની સલાહ આપવામાં આવી છે. નીચે સહી 'ગુપ્ત સોસાયટીના મંત્રી તરફથી' એવી રીતે, અને છેક નીચે લખ્યું છે કે "કોહાટના બનાવોને યાદ રાખજો." આ હકીકત 'સનાતન ધર્મ કેસરી' (તા. ૩૧ મી મે ૧૯૨૫) માં પ્રકટ કરીને તેના પ્રકાશક શ્રીમાન્ વસન્ત પોતા તરફથી લખે છે કે: " આ ધમકીઓ અમલમાં મૂકાય તે પહેલાં આત્મરક્ષાને માટે જો હિન્દુમહા પોતાનું સંગઠન અને આત્મબળ ન વધારી શકે, તો ભવિષ્ય કેવું ભયંકર નીવડશે ?" અમો એ પ્રશ્નનું એજ ઉત્તર આપીએ છીએ કે જો હિન્દુઓ હવે વેળાસર ચેતીને સંગઠન ઐક્ય, આત્મબળ, પ્રતિકારબળ તથા શારીરિક બળ આદિની વૃદ્ધિ કરીને ધર્મરક્ષાના યુદ્ધમાં ધર્મશત્રુઓ સાથે ઝુંઝવાને કટિબદ્ધ નહિ થઇ જાય, તો અલ્પ કાળમાં જ હિન્દુધર્મ તથા હિન્દુજાતિનો ભયાનક અધઃપાત અવશ્યંભાવી છે એની કોઈથી પણ ના પાડી શકાય તેમ નથી. આપણે હિન્દુઓએ અકારણ કોઈની શત્રુતા કરવાની નથી, કિન્તુ આપણા માથાપર બની આવવાનો પ્રસંગ આવી લાગતાં સમાન બળથી શત્રુના આક્રમણનો પ્રતિકાર તથા આત્મરક્ષણના પ્રયત્નો જ દ્રઢતા પૂર્વક કરવાના છે અને તેથી જેઓ આત્મસહાયકો થાય છે તેમનો ઈશ્વર પણ સહાયક થાય છે એ નિયમ અનુસાર આપણા એ પ્રયત્નોમાં ઈશ્વર અવશ્ય આપણો સહાયક થશે જ.

અત્યાચારોના કમટમાંથી ઉપજનનારા વૃત્તાન્તો વર્તમાનપત્રોમાં નિત્ય એટલી તો વિપુલ સંખ્યામાં પ્રકટ થયા કરે છે કે તે સર્વ વૃત્તાન્તોનો આ લઘુ પુસ્તકમાં સમાવેશ થઇ શકે તેમ નથી. આ તો નમૂના તરીકે કેટલીક હકીકતો આપવામાં આવી છે એટલે 'સ્થાલીપુલાકન્યાય' થીજ એની વાસ્તવિકતાનો વિચાર હિન્દુઓએ કરી લેવાનો છે.

<u>ઉપસંહાર—</u>

હિન્દુધર્મ તથા હિન્દુજાતિ ઉપર અત્યારના સમયમાં અચાનક ચારે તરફથી આવી પડેલી ભયાનક આપત્તિઓનો તેમજ ખ્રીસ્તીઓ, ખ્વાજા હસન નિઝામી સાહબના મુસલ્માન પ્રચારકો, આગાખાનીઓ અને પીરાણા પંથીઓના હિન્દુઓને એક કે બીજી રીતે ધર્મભ્રષ્ટ કરી મુસલ્માન બનાવી દેવાના અને એમ કરીને પોતાની સંખ્યાને વધારવાના જે ભયાનક ષડ્યંત્રો ચાલી રહ્યા છે તે ષડ્યંત્રોનો વૃત્તાંત અતઃપૂર્વ આપવામાં આવ્યો છે, પરંતુ એ નામાવલીમાં પેલા ગોભક્ત પીર મોટા મીયાંના નામનો સમાવેશ કરવાની આવશ્યકતા પણ અનિવાર્ય છે; કારણ કે, ગુજરાતમાં સુરતવાસી પીર મોટા મીયાંનું નામ એક ગોભક્ત તથા હિન્દુધર્મના પોષક તરીકે સુપ્રસિદ્ધ છે, તેઓ માંગરોલની ગાદીના સજ્જાદાનશીન હોઇને ઘેર ઘેર ગાયો પળાવવાના પ્રચારક તરીકે હિન્દુઓમાં ઘણાજ પ્રિય થઇ પડયા છે તેમ જ ઇસ્લામી આલમમાં પણ સારી પદવી ધરાવે છે. એમણે ગયા વર્ષમાં એક પુસ્તક પ્રકાશિત કરીને તેમાં પોતાના સત્ય સ્વરૂપનો પ્રકાશ કરી દીધો છે. એ પુસ્તકનું નામ ' ' તરફીએ તાલીમ તાકીદ અથવા મશાયખોનું મંડાણ ' છે અને એનો અર્થ થાય છે. ' ઇસ્લામની પ્રચાર-

પદ્ધતિ અથવા મુસ્લિમ ધર્માચાર્યોનું સંગઠન.' એ પુસ્તકમાં પીર સાહબ જો કે વારંવાર એમ લખતા રહ્યા છે કેઃ 'આ પુસ્તક અમોએ સારા હેતુથી લખ્યું છે;' પરંતુ એ પુસ્તકના સૂક્ષ્મ અવલોકનથી તત્કાળ જણાઇ આવે છે કે એ પુસ્તક હિન્દુઓને ઇસ્લામ ધર્મમાં ખેંચી લેવામાટે ભયંકર ઇન્દ્રિજાળરૂપ જ છે. પીર સાહબ કોળી, ભીલ, દુબળા, ઢેડ, ભંગી તથા ખાલપા આદિ લોકોની અજ્ઞતા તથા ભોળાઇનો લાભ લઇને તેમને મુસલ્માન બનાવવાની બાજી જ રમી રહ્યા છે; કારણ કે, હિન્દુઓ પાસે કબ્રો પૂજાવી; ધાગા, દોરા તથા તાવીજો કરી આપી; તાબૂતોની માનતાઓ મનાવી; મુસલ્માન ફકીરોને હિન્દુ સાધુઓના વેશમાં સજાવી તથા હિન્દુઓ પ્રમાણે ભજન કીર્તનના જલસા કરીને તેઓ હિન્દુઓને વટલાવીને મુસલ્માન બનાવી દેવાની આકાંક્ષા ધરાવે છે. મોટા મોટા ઉર્સો કરીને હિન્દુઓને પોતાની દરગાહોના જલસાઓ પ્રતિ આકર્ષી તેઓ તેમને વટલાવવા તથા ધર્મભ્રષ્ટ કરવાનો ખૌફનાક ફન્દો ફેલાવી રહ્યા છે. એ પુસ્તકમાં લખ્યા પ્રમાણે સૂરત જિલ્લામાં તથા નાંદોદ રાજ્યમાં વસતા ચાર લાખ ભીલોમાં પીર સાહેબના મિશનરી ફકીરો ધમધોકાર કામ કરવા મંડી પડયા છે. તેઓ ભીલોને કંઠીઓ બાંધી, ધીમે ધીમે, તેમને ઇસ્લામ ધર્મમાં ખેંચવાની પેરવીઓ કરી પોતાના ચેલકા બનાવતા જાય છે. આ પુસ્તકના વાંચન પછી અમો દઢતા તથા બાળપૂર્વક એમ કહી શકીએ છીએ કે જે હિન્દુઓ મુસલ્માન ઓલિયાની દરગાહો-કબ્રો-ને પૂજે છે, તાબૂતો-તાજિયા-ની માનતાઓ માને છે, મુસલ્માન પીરોના આશીર્વાદ માગે છે અને તેમનાં ચરણોમાં ભેટ સોગાદો ધરે છે તેઓ ખરા હિન્દુ નથી,

પણ ધર્મદ્રોહી હિન્દુઓ છે; કારણ કે, આ પુસ્તકના વાંચનથી સ્પષ્ટ જણાઈ આવે છે કે સદરહૂ પીરો આ બધાં ખેલો હિન્દુઓની ચોટલી મુંડીને હિન્દુઓને 'શિખાનષ્ટ' બનાવી દેવામાટે જ ખેલી રહ્યા છે. એટલામાટે અમારાં હિન્દુ બંધુ તથા હિન્દુ ભગિનીઓને અમારી જે પ્રાર્થના છે તે એ જ કેઃ તમો મુસલ્માન ફકીરોની ઉપર ઉપરથી મીઠી મધ જેવી લાગતી, પરંતુ ખરી રીતે હલાહલ ઝેરથી ભરેલી વાતોમાં ફસાશો નહિ; ઉરૂસમાં જવાના તેમ જ દરગાહોને પૂજવાના મોહમાં કદાપિ પડશો નહિ અને તાજિયાની માનતાઓ માનશો નહિ. વળી હિન્દુ ભગિનીઓ, તમારે તો આ બાબતની ખાસ સંભાળ રાખવાની છે; કારણ કે, તમારો સ્વભાવ એવા પ્રકારનો છે કે ફકીરોના યંતરમંતર, દોરાધાગા, તાવીજટોણા તથા ઝાડફૂંકના પાંખડોમાં તમો ઝટ ફસાઇ જાઓ છો અને એકનું બીજું કરી બેસો છો; એટલામાટે, આર્યમહિલાઓ, સાવધાન ! મુસલમાન ફકીરોના જાળમાં કદાપિ ન સપડાશો. મુસલ્માન ગૌરક્ષા તથા વેદોનો પણ પોતાના ઇસ્લામ ધર્મના પ્રચારમાટે જ ઉપયોગ કરી રહ્યા છે એટલામાટે મણિવિભૂષિત સર્પ પણ જેવી રીતે ભયંકર હોય છે તેવી જ રીતે ગોરક્ષક તથા વેદપાઠી મુસલ્માન પણ મહાભયંકર છે એ વાર્તાનું કદાપિ વિસ્મરણ થવા ન દેશો અને અત્યારના કઠિન કાળમાં ચેતીને ચાલતાં રહેજો; નહિ તો તમારો અધઃપાત થતાં લેશમાત્ર પણ વિલંબ નથી જ થવાનો.

વર્તમાન યુગ 'કલિયુગ' ના નામથી ઓળખાતો હોવા છતાં વસ્તુતઃ 'કર્મયુગ' હોવાથી અત્યારના સમ-

લાજપતરાયે પોતાના એક હૃદયવેધક વ્યાખ્યાનમાં કહ્યું હતું કે: "મેં સમસ્ત ભારતવર્ષમાં ભ્રમણ કરેલું છે અને સર્વત્ર એ જ પરિસ્થિતિ મારા જોવામાં આવતી રહી છે કે હિન્દુઓ પાસે સત્તા, સંપત્તિ તેમ જ જ્ઞાન આદિ વિપુલ પરિમાણમાં હોવા છતાં તેમના ભાલપ્રદેશમાં ગુલામી, ભીરુતા તથા સ્વાર્થ આદિનો કલંક જ અંકિત થયેલો હોય છે. ગુલબર્ગા, કોહાટ તથા સાહરનપુરમાં હિન્દુઓએ કેવળ પ્રતિષ્ઠા, ધન તથા સ્વમાન જ નથી ગુમાવ્યાં, કિન્તુ જગતની પ્રજાઓમાં એક પ્રજા તરીકેની પોતાની પ્રતિષ્ઠા તથા ગણનાને પણ સર્વથા ખોઈ દીધી છે. સિંધમાં. પૂર્વ બંગાળામાં અને સરહદના પ્રદેશોમાં હિન્દુ રમણીઓનાં, કન્યાઓનાં તથા કુલવધૂઓનાં હરણ થાય છે અને હિન્દુઓને બળાત્કારે ધર્મભ્રષ્ટ કરવામાં આવે છે, છતાં મહાખેદનો વિષય છે કે હિન્દુઓ આત્મરક્ષાના કશા પણ યોગ્ય ઉપાયો યોજી નથી શકતા. જે પોતાનું, પોતાના ધર્મનું તથા ખાસ કરીને પોતાની સ્ત્રીઓનું રક્ષણ પણ નથી કરી શકતી તે પ્રજામાટે વિશ્વમાં કયું સ્થાન હોઈ શકે વારૂ ? આવા પઢીનો આ જગતમાં જીવવાનો કશો પણ અધિકાર છે ખરો કે ?"

કોઈ પણ પ્રજા સ્વરાજ્ય વિના જીવનને ધારણ કરી શકે તેમ નથી તેમ જ સૃષ્ટિમાં ચિરસ્થાયિની થઈ શકે તેમ નથી એ વાર્તા સર્વથા સત્ય હોવા છતાં હિન્દુઓ જ્યાં સુધી ભય, સંશય, સ્વાર્થ, કુસંપ તથા અંધશ્રદ્ધાને ત્યાગવાને કટિબદ્ધ નહિ થાય, તુચ્છ શરીરની રક્ષામાટે ભયથી થરથરતા ઘરના ખૂણામાં ભરાઈ રહેવાના સ્વભાવને નહિ ત્યાગી દે અને આત્મરક્ષામાટે શત્રુઓ સમક્ષ રણાંગણમાં આવીને ખુલ્લી છાતીએ નહિ ઊભા રહે ત્યાં સુધી સ્વમાન,

સ્વતંત્રતા તથા સ્વરાજ્યની આશા તેમના માટે આકાશ-કુસુમની આશા સમાન વ્યર્થ છે એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા છે ખરી કે ? આજે આર્યપ્રજાને વહેમ, ભય તથા સ્વાર્થના બંધનથી મુક્ત કરીને આત્મત્યાગ તથા વીરત્વના પાઠો પઢાવવાના ભગીરથ પ્રયાસો ચાલી રહ્યા છે, છતાં એ કનિષ્ટતાઓનાં મૂળ તેમની હૃદયભૂમિમાં એટલી સીમા પર્યન્ત ઊંડાં ઊતરી ગયાં છે કે તેમના હૃદયમાં આવિર્ભૂત થયેલી નિર્ભયતા તથા ઉત્તેજના ક્ષણમાત્રમાં જ વળી પાછી ભીરુતા તથા સ્વાર્થના પાષાણ તળે દબાઇ જાય છે અને તેઓ વળી પાછા જેવા હતા તેવા કોરા ધાકોર થઇ જાય છે. સારાંશ કે, જ્યાં સુધી હિન્દુજાતિમાંથી ભય, સંશય તથા મનોદુર્બલતાનો લોપ નહિ થઇ જાય ત્યાં સુધી હિન્દુજાતિ કદાપિ સુખ, સ્વતંત્રતા તથા સ્વરાજ્યનો સાક્ષાત્કાર કરી શકવાની નથી. કાયરતા તથા સ્વાર્થ હલાહલ છે, વિષાદ તથા નિરાશા સર્વ આપત્તિઓનાં મળ તથા શૃંખલાઓ છે અને હિન્દુજાતિનો અસાધ્ય નહિ, તો પણ જે કષ્ટસાધ્ય રોગ છે તે એ જ છે. જે વૈદ્યરાજ એ રોગનું નિવારણ કરી શકશે તે જ વૈદ્યરાજ હિન્દુજાતિના કલ્યાણને સિદ્ધ કરીને અવશ્ય માતા ભરતભૂમિના તથા સનાતન વૈદિક ધર્મના અનન્ત આશીર્વાદને મેળવી શકશે. પરમાત્મા હિન્દુજાતિના એ રોગનું સત્વર નિવારણ કરે અને હિન્દુજાતિ વિશ્વની શ્રેષ્ઠજાતિ તરીકે સ્વીકારાય એ જ અમારી અભિલાષા છે ! અમો કવિ નર્મદના ઉદ્ગારો સહિત પ્રસ્તુત નિબંધની પરિસમાપ્તિ કરીએ છીએ:—

" સહુ ચલો જીતવા જંગ બ્યૂગલો વાગે;
યા હોમ કરીને પડો ફત્તેહ છે આગે ! "

સમાપ્ત

યમાં જે કોઈ પણ મનુષ્ય યુગધર્મને અનુસરીને પોતાનું કર્તવ્ય કર્મ ગમે તેવી તથા ગમે તેટલી પ્રતિકૂલતાઓ હોવા છતાં પણ નિર્ભયતાથી કરી બતાવે છે તે મનુષ્ય જ પોતાના મનુષ્યત્વનું યથાર્થ મૂલ્ય આંકાવી શકે છે અને પોતાને પ્રશંસનીય સિદ્ધ કરી શકે છે. જેમનામાં કાર્ય કરવાની શક્તિનો અભાવ છે તેમને મુખથી નિરર્થક પ્રલાપો કરવાનો કાંઈ પણ અધિકાર નથી; કારણ કે, કર્તૃત્વ-હીન ભાષણો કરવાથી વાસ્તવિક લાભની સંભાવના હોતી જ નથી. આજે હિન્દુઓનું મૂલ્ય તૃણતુલ્ય અંકાય છે તેનું એકમાત્ર કારણ એ જ છે કે આજકાલના વિશેષ-સંખ્ય હિન્દુઓમાંથી કાર્યકારિણી શક્તિનો સર્વથા લોપ થઈ ગયો છે. ચમત્કારના દર્શન વિના કોઈ પણ નમસ્કાર નથી કરતું એ વિશ્વનો અનાદિકાળથી ચાલતો આવેલો ત્રિકાલાબાધ્ય ન્યાય હોવાથી જ્યાં સુધી આપણા વિરોધીઓને આપણામાં કાંઈ પણ ચમત્કારનો સાક્ષાત્કાર નહિ થાય, ત્યાં સુધી તેઓ આપણને દબાવતા જ રહેવાના છે અને કદાપિ આપણને નમસ્કાર નથી જ કરવાના. કોહાટમાં ધોળે દિવસે અને ભરે બજારે હિન્દુઓ જ મુસલમાનોના અન્યાયયુક્ત અત્યાચારોના ભોગ થઈ પડ્યા, તેમની લક્ષાવધિપરિમાણ લક્ષ્મીને ત્યાંના મુસલમાનોએ લૂંટી લીધી. તેમનાં ઘરોને અત્યાચારી મુસલમા-

પંડિતજીએ કહી સંભળાવ્યો હતો ત્યારે મુસલમાનોના એ રોમાંચકારી અત્યાચારોનો રક્તસ્રાવક ઇતિહાસ સાંભળીને ભારતનાં સર્વ હિન્દુઓનાં હૃદયો કંપી ઊઠયાં હતાં. સહસ્રાવધિ દીન હિન્દુ કુટુંબો હિન્દુસ્તાનનાં ભિન્ન ભિન્ન સ્થાનોમાં મુસલમાનોના ભયાનક અત્યાચારોનાં બલિદાન થઇ રહ્યાં છે અને ' બળિયાના બે ભાગ ' નો ન્યાય ચાલી રહ્યો છે એટલામાટે આવા કટાકટીના સમયમાં આપણા હિન્દુ ધર્મવીરો, શ્રીમંતો, યુવાનો, ધર્માત્માઓ, તથા દેશભક્ત પુરુષોએ અન્ય સર્વ કાર્યોને ત્યજી દઇને હિન્દુધર્મ તથા હિન્દુજાતિની રક્ષા—એટલે કે આત્મરક્ષા—ના કાર્યને તત્કાળ આરંભી દેવું જોઇએ, તો જ હિન્દુધર્મ તથા હિન્દુજાતિ સુરક્ષિત રહેવાનો સંભવ છે. ' આપ સમાન બળ નહિ ને મેઘ સમાન જળ નહિ ! ' એ લોકોક્તિને અનુસરીને આપણે પોતે જ આપણી માતાઓ, ભગિનીઓ, પુત્રીઓ તથા પત્નીઓ આદિનું તેમજ આપણા ધર્મનું, આપણી લક્ષ્મીનું તથા આપણાં ગૃહોનું રક્ષણ કરવાને સમર્થ નહિ થઇએ, તો આપણો સ્વરાજ્ય વિષયક આલાપ તે એક પ્રકારનો સર્વથા અર્થહીન પ્રલાપ છે એમ જ આપણે જાણવાનું છે. વિશ્વ બલાઢયતા, સામર્થ્ય કિંવા વીરતાને જ પૂજે છે, વીરપૂજા સર્વત્ર થાય છે અને પંઢની ઉપાસના કયાંય નથી થતી. અર્થાત્ જેના હૃદયમાં, આત્મામાં, બાહુમાં, તથા મસ્તિષ્કમાં વીરતા તથા બલાઢયતા ભરેલી હોય છે તેનો જ વિશ્વ સત્કાર કરે છે અને જેઓ ભીરુ, નિર્બળ તથા કાયર પુરુષો હોય છે તેઓ નિરંતર વિદેશી તથા વિધર્મી મનુષ્યોનાં ચરણોની ઠોકરોથી ફુટબોલની માફક અફળાતા ઝીકાતા અત્યાચારી જગતની એડી તળે જ ચગદાતા રહે છે દેશબન્ધુ ...

## કુલ જહાંમેં વેદકા ડંકા બજાઓ હિન્દુઓ ![*]

યહ વક્ત કહનેકા નહીં, કુછ કર દિખાઓ હિન્દુઓ !;
નિજ કૌમકી બિગડી હુઇ કિસ્મત બનાઓ હિન્દુઓ !;
હય્ ઇસીમેં રાજ઼ પિનહાં બસ તુમ્હારી જીસ્તકા,
અપને અંદર સંગઠનશક્તિ બઢાઓ, હિન્દુઓ !;
જિનકો ઠુકરાતે રહે હો આજ તક કહ કર અછૂત્,
પ્યારસે ઉનકો કલેજે સે લગાઓ, હિન્દુઓ !;
રોતી હયૅં વિધવા હજારોં ઇસ તુમ્હારે દેશમેં,
જિસ તરહ મુમ્કિન હો ઉનકે દુખ મિટાઓ, હિન્દુઓ !;
આપકે ભાઈ જો બન બયઠે હયૅં ઇસાઇ-યવન,
ઉનકો વૈદિક ધર્મકા અમૃત પિલાઓ, હિન્દુઓ !;
શૌક઼સે તાલીમ દો બચ્ચોં કો ઇંગ્લિશકી, મગર,
સબસે પહેલે વેદકી વાણી પઢાઓ, હિન્દુઓ !;
સર બકફ હોકર કુમારિલ ઔર શંકરકી તરહ,
કુલ જહાંમેં વેદકા ડંકા બજાઓ, હિન્દુઓ !;
તોડ દો બંધન પુરાને ઢોંગ ઔર પાખંડકે,
મિલ્લત મેરી કે કદમ આગે બઢાઓ હિન્દુઓ !,
માન લો કહના 'મુસાફિર'કા ન આપસમેં લડો;
ચાલબાજ઼ોમેં ફિરિંગીકી ન આઓ, હિન્દુઓ !.

કું. શુખલાલસિંહજી આર્ય મુસાફિર

---

* આ કાવ્ય 'શુદ્ધિસમાચાર' નામના હિન્દી માસિક પત્રના પ્રથમ વર્ષના પંચમ અંકમાંથી અહીં ઉદ્ધૃત કરવામાં આવ્યું છે.